# જિન ગુણ પદ્માવલી



સમર્થ પૂર્વાચાર્યોના રચેલા ચૈત્યવંદનો, સ્તવનો, સજ્ઝાયો,
સ્તુતિઓ, તેમજ ચુંટી કાઢેલા આધ્યાત્મિક, અર્વાચીન
પદો, આરતિઓ, સ્નાત્ર પૂજા, વિગેરે
વિવિધ ઉપયોગી સામગ્રીનો સંગ્રહ

★ સંગ્રાહક - ★


પંડિત પ્રભુદાસ બેચરદાસ પારેખ.



પ્રકાશક

ડૉકટર મગનલાલ લીલાચંદ શાહ
વકીલ ચીમનલાલ અમૃતલાલ શાહ
ઑ. સેક્રેટરી

શ્રી જૈન શ્રેયસ્કર મંડળ-મહેસાણા.
[ સ્વર્ગસ્થ શેઠ વેણીચંદ સુરચંદ-સંસ્થાપિત ]

આવૃતિ ૪ થી ॐ પ્રત ૩,૦૦૦

વીર સં ૨૪૭૫ સન ૧૯૪૯ વિક્રમ સં ૨૦૦૫

કિંમત ૧-૬-૦

# મહાવીર સ્વામિનું પારણું.

ત્રિશલા માતા પારણું ઝુલાવે, મહાવીર પોઢેરે;
રેશમ દોરે માતા હિંચોળે, મહાવીર પોઢેરે. ૧

મધુર મધુર હાલરડાં ગાતી, અંતર કેરા અમીરસ પાતી;
ત્રિશલા રાણી ગીત સુણાવે, મહાવીર પોઢેરે ૨

વીર થજે મારા બાળ જગતમાં, ધીર ગંભીર થજે તું જગતમાં;
સ્નેહ થકી તુજ જીવન ભરજે, આ સંસારે રે. ૩

સંસારમાં સુખ કયાંય નથીરે, વેરઝેરથી દુનિયા ભરીરે;
કામક્રોધ મદ માયા ત્યજીને, ભવજલ તરજેરે. ૪

દુઃખ ભરેલા જીવન જગમાં, કરુણા વેદના પામે જીવનમાં;
રાજવૈભવના સુખ ત્યજીને, આંસુ લોહજેરે. ૫

સંસારના સૌ સંબંધ ત્યાગી, દીક્ષા લેઇ થા સંયમરાગી;
મોહનિદ્રામાં સૂતેલા જગને, દેજે જગાડીરે. ૬

ઘર ઘર વન વન ઘૂમી વળજે, અહિંસા પરમો ધર્મ તું રટજે;
જિન શાસનની જ્યોત બનીને, મુકિત વરજેરે. ૭

---

આ પુસ્તકની શરૂઆત સંવત ૧૯૯૯ ની સાલમાં હરકે પ્રીન્ટીંગ પ્રેસમાં કરેલી, પરંતુ કેટલાક કારણોસર પૃષ્ઠ ૧ થી ૨૦૦ છપાયા બાદ પ્રેસ બંધ થવાથી કામ અટકી પડયું. અને બાકીનું કામ **મોડર્ન પ્રિન્ટરી, મહેસાણા**માં છપાવી પુરૂં કર્યું છે. તે કારણે પુસ્તક બહાર પાડવામાં વિલંબ થવા પામ્યો છે. તેથી છપાયેલ ફરમાઓ લાંબો ટાઇમ પડી રહેવાના કારણે; જુના થયા છે, તો ગ્રાહક બંધુઓ દરગુજર કરશો.

# પ્રસ્તાવના.

પરમ ઉપકારી મહાપુરુષોએ ભવ્ય જીવોના કલ્યાણ માટે, અનેક માર્ગો બતાવ્યા છે નાના બાળકોથી આડીને વિદ્વાનો પણ રુચિપૂર્વક માર્ગની પસંદગી કરીને, આરાધક થઈને, કલ્યાણમાર્ગે જઇ શકે છે તેવા અનેક વિધિ વિધાનો જૈન-શાસનમા હોવાથી, મુમુક્ષુ આત્માઓ યથાશક્તિ પ્રયત્ન; કરવા દ્વારા કલ્યાણ માર્ગ સાધી શકે છે

ઉપકારી શ્રી અરિહંત પરમાત્માની અંગપૂજા, અગ્રપૂજા, અને ભાવપૂજા દ્વારા ભવ્યજીવો ભક્તિ કરે છે પુણ્યવાન આત્માઓ દરેક પૂજા અનેક ઉત્તમ દ્રવ્યો વડે કરી આત્માને ઉલ્લસિત બનાવે છે સદાકાળ ધર્મભાવના જાગ્રત રાખવા માટે દેવદર્શન, જિનપૂજન, ગુરુવંદન, વ્યાખ્યાન શ્રવણ દહેરાસરોમા સ્નાત્રપૂજા, પ્રભુની અંગરચના, આરતિ, મંગળદીપ, રોશની વગેરે સાધનો જેટલા જરૂરી માનીએ છીએ, તેટલું જ સંગીત પણ ભાવપૂજાનુ જરૂરી અંગ છે સંગીત તે હૃદયમાથી ઉત્પન્ન થયેલી વાણી છે ગાનાર સુંદર રીતે ભાવવાહી અભિનયથી ગાતો હોય છે ત્યારે પોતે તથા શ્રોતાઓ પણ આધિ, વ્યાધિ, અને ઉપાધિને ભૂલી જાય છે અને ભાવપૂજામા તલ્લિન થઇ પરમાત્મા સાથે સાક્ષાત્કાર કરતો હોય તેવી લાગણી અનુભવે છે

હાલમા પ્રભુ ભક્તિના લગભગ દરેક અવસરે સર્વ ઠેકાણે ભાવના, કિર્તન, સ્તવન દ્વારા લોકો આરાધનાના પ્રયત્નો કરતા જોવામા આવે છે યોગીઓની યોગ સાધનામા જેટલી એકાગ્રતાની આવશ્યક્તા છે તેટલીજ સંગીત વખતે ગાયકની એકાગ્રતા હોય છે તેનુ મન, વાણી, અને ક્રિયા, અન્ય દુન્યવી બાબતોથી એટલુ બધુ પર થાય છે, કે ગાયક પોતે સમજી શકતો નથી

આ વસ્તુનેજ અનુલક્ષીને પરમ ઉપકારી મહાત્માઓએ પ્રભુભક્તિ પ્રસંગે અંતરમાંથી ઉદ્દ્ભવેલી અત્યંત લાગણી પ્રધાન ભાષાદ્વારા, સ્તવનાદિની રચના કરી છે. તેવા ભાવવાહી સ્તવનાદિ ગાવા અને સાંભળવા દ્વારા અનેક જીવો ક્ષણભર તો કર્મના અનુબંધથી મુક્ત થાય છે. તેમજ એવી સંવર દશા સમ્યક્ત્વની પ્રાપ્તિનું કારણ પણ બને છે. એ રીતે મોક્ષ પ્રાપ્તિના મૂળકારણ સમ્યક્ત્વની પ્રાપ્તિ દરેક જીવોનું લક્ષ્ય છે.

ચૈત્યવંદન, સ્તવન, અને સ્તુતિ સજ્ઝાયાદિ, આ પ્રમાણે ભાવપૂજાનું અંગ હોવાથી આ "**જીન ગુણ પદ્યાવલી**" ભવ્ય જીવોને પ્રભુભક્તિમાં ઉપયોગી થાય તે હેતુથી સંગ્રહ કરીને છપાવવામાં આવી છે. આ અગાઉ આ પુસ્તકની ત્રણ આવૃતિઓ થઈ ગઇ છે. અને સુધારા વધારાવાળું આ ચોથું સંસ્કરણ છે. પ્રાચિન અને અર્વાચીન મહાત્માઓની ગંભીરવાણીમાં રચાયેલા ચૈત્યવંદન, સ્તવન, સ્તુતિ, અને સજ્ઝાયાદિનો નવ વિભાગમાં કરેલો સંગ્રહ સમાજને ઉપયોગી નીવડશે એમ અમારૂં માનવું છે.

શરૂઆતના છ વિભાગોનો સંગ્રહ રા. રા. પંડિત પ્રભુદાસ બહેચરદાસે કર્યો છે. અને છેલ્લા ત્રણ વિભાગનો સંગ્રહ પણ તેઓશ્રીનું માર્ગદર્શન છે. તે માટે તેમનો આભાર માનીએ છીએ.

શુદ્ધિ માટે ખાસ કાળજી રાખવામાં આવી છે રહેલી અશુદ્ધિ માટે જુદું શુદ્ધિ પત્રક આપવામાં આવ્યું છે

કાગળ અને છપામણીના મોંઘા મૂલ્ય તથા પુસ્તકનું કદ જોતાં–કિંમતમાં થયેલો વધારો ગ્રાહકોને વધુ નહીં જણાય.

સંવત ૨૦૦૫
જયેષ્ઠ શુકલા ત્રયોદશી } શ્રી જૈન શ્રેયસ્કર મંડળ,
મહેસાણા. (ઉ. ગુ.)

# અનુક્રમણિકા.

**ભાગ ૬ ઠ્ઠો : સ્તુતિઓ :-**

### ભાગ ૯ મો. [૧]



### આરતિઓ [૨]





## જીવનમંત્ર.

આદર મળો કે ના મળો અમને કશી પરવા નથી,
ત્યમ ફળ મળો કે ના મળો તે જાણવા ઇચ્છા નથી;
કર્ત્તવ્ય કરવા જન્મ આ દિનરાત તેમાં રત રહી,
ઋણમુક્ત વિશ્વથકી થવા કર્ત્તવ્ય કરવું છે સહિ.

## મઙ્ગલાચરણમ્

વીરઃ સર્વ-સુરા-ઽસુરેશ્વર-મહિતો વીરં બુધાઃ સંશ્રિતા
વીરેણાઽભિહતઃ સ્વકર્મ-નિચયો વીરાય નિત્યં નમઃ ।
વીરાત્તીર્થમિદં પ્રવૃત્તમતુલં વીરસ્ય ઘોરં તપો
વીરે શ્રી-ધૃતિ-કીર્તિ-કાન્તિ-નિચયઃ શ્રી-વીર ! ભદ્રં દિશ ॥૧॥

# ભાગ ૧ લો

## પ્રભુ સન્મુખ બોલવાના સ્તુતિરૂપ શ્લોકો.

૧

પ્રભુ દર્શન સુખ સંપદા, પ્રભુ દર્શન નવનિધ,
પ્રભુ દર્શનથી પામીએ, સકલ પદારથ સિદ્ધ. ૧
ભાવે જિનવર પૂજીયે, ભાવે દીજે દાન,
ભાવે ભાવના ભાવીયે, ભાવે કેવલ જ્ઞાન. ૨
જીવડા જિનવર પૂજીયે, પૂજાનાં ફળ હોય,
રાજ નમે પરજા નમે, આણ ન લોપે કોય ૩
ફૂલડા કેરા બાગમાં, બેઠા શ્રી જિનરાજ,
જેમ તારામાં ચંદ્રમા, તેમ શોભે મહારાજ ૪
ત્રિભુવન નાયક તુ ધણી, મહા મોટો મહારાજ;
મ્હોટે પુણ્યે પામીયો, તુમ દર્શન હું આજ ૫
આજ મનોરથ સવિ ફળ્યા, પ્રગટ્યા પુણ્ય કલ્લોલ,
પાપ કરમ દૂરે ટળ્યા, નાઠા દુ:ખ દંદોલ ૬
પંચમ કાળે પામવો, દુર્લભ પ્રભુ દેદાર,
તો પણ ત્હારા નામનો, છે મ્હોટો આધાર. ૭

૨*

છે પ્રતિમા મનોહારિણી. દુઃખહરી, શ્રી વીર જિણંદની,
ભક્તોને છે સર્વદા સુખ કરી, જાણે ખીલી ચાંદની.
આ પ્રતિમાના ગુણ ભાવ ધરીને, જે માણસો ગાય છે,
પામી સઘળા સુખ તે જગતના, મુક્તિ ભણી જાય છે ૧

---

*છન્દ દોષાદિક કેટલાક કારણો છતાં, હાલમાં વિશેષ પ્રચલિત હોવાથી આ સ્તુતિ અમોએ અહીં મૂકી છે સં૦

૩

પૂર્ણાનન્દમયં મહોદયમયં કૈવલ્યચિદ્દૃઙ્મયં
રૂપાતીતમયં સ્વરૂપરમણં સ્વાભાવિકીશ્રીમયમ્ ।
જ્ઞાનોદ્યોતમયં સ્વરૂપરમણં સ્યાદ્વાદવિદ્યાલયં
શ્રી-સિદ્ધાચલતીર્થરાજમનિશં વન્દેઽહમાદીશ્વરમ્ ॥

૪

નેત્રાનન્દકરી ભવોદધિતરી શ્રેયસ્તરોર્મઞ્જરી
શ્રીમદ્ધર્મમહાનરેન્દ્રનગરી વ્યાપલ્લતા-ધૂમરી ।
હર્ષોત્કર્ષશુભપ્રભાવલહરી રાગદ્વિષાં જિત્વરી
મૂર્તિઃ શ્રીજિનપુઙ્ગવસ્ય ભવતુ શ્રેયસ્કરી દેહિનામ્ ॥

૫

કિં કર્પૂરમયં સુધારસમયં કિં ચન્દ્રરોચિર્મયં
કિં લાવણ્યમયં મહામણિમયં કારુણ્યકેલિમયમ્ ।
વિશ્વાનન્દમયં મહોદયમયં શોભામયં ચિન્મયં
શુક્લધ્યાનમયં વપુર્જિનપતે-ર્ભૂયાદ્ ભવાલમ્બનમ્ ॥

૬

અદ્યાભવત્ સફલતા નયનદ્વયસ્ય
દેવ ! ત્વદીયચરણામ્બુજવીક્ષણેન ।
અદ્ય ત્રિલોકતિલક ! પ્રતિભાસતે મે
સંસારવારિધિરયં ચુલુકપ્રમાણઃ ॥

૭

અદ્ય મે સફલં જન્મ, અદ્ય મે સફલા ક્રિયા ।
અદ્ય મે સફલં ગાત્રં જિનેન્દ્ર ! તવ દર્શનાત્ ॥

૮

જિને ભક્તિર્જિને ભક્તિ-ર્જિને ભક્તિર્દિને દિને ।
સદા મેઽસ્તુ સદા મેઽસ્તુ સદા મેઽસ્તુ ભવે ભવે ॥

૯

તુભ્યં નમસ્ત્રિભુવનાર્તિહરાય નાથ !
તુભ્યં નમ: ક્ષિતિતલામલભૂષણાય ।
તુભ્યં નમસ્ત્રિજગત: પરમેશ્વરાય
તુભ્યં નમો જિન ! ભવોદધિશોષણાય ॥

૧૦

પ્રશમરસનિમગ્નં દૃષ્ટિયુગ્મં પ્રસન્નં
વદનકમલમઙ્કઃ કામિનીસઙ્ગશૂન્યઃ ।
કરયુગમપિ યત્તે શસ્ત્રસમ્બન્ધવન્ધ્યં
તદસિ જગતિ દેવો વીતરાગસ્ત્વમેવ ॥

૧૧

નમો દુર્વારરાગાદિ-વૈરિવારનિવારિણે ।
અર્હતે યોગિનાથાય મહાવીરાય તાયિને ॥

૧૨

કલ્યાણપાદપારામં શ્રુતગઙ્ગાહિમાચલમ્ ।
વિશ્વામ્ભોજરવિં દેવં, વન્દે શ્રીજ્ઞાતનન્દનમ્ ॥

૧૩

દર્શનં દેવદેવસ્ય, દર્શનં પાપનાશનમ્ ।
દર્શનં સ્વર્ગસોપાનં, દર્શનં મોક્ષસાધનમ્ ॥

૧૪

મઙ્ગલં ભગવાન્ વીરો મઙ્ગલં ગૌતમ પ્રભુ ।
મઙ્ગલં સ્થૂલભદ્રાદ્યા જૈનો ધર્મોઽસ્તુ મઙ્ગલમ્ ॥



# ભાગ ૨ જો

## અષ્ટપ્રકારી પૂજા, તેનો ક્રમ તથા દોહા.

શ્રાવકોએ હંમેશા શ્રી જિનેશ્વર દેવોની દ્રવ્યથીઃ અને ભાવથીઃ એમ ઉભય પ્રકારે પૂજા કરવી જોઇએ. અષ્ટપ્રકારી પૂજા, એ દ્રવ્ય પૂજા છે, અને તેના કરનારે સાત પ્રકારની શુદ્ધિ જાળવવી જોઇએ. એને માટે ચોસઠ પ્રકારી પૂજામાં કહ્યું છે, કેઃ–

**'સાતે શુદ્ધિ સમાચરીરે, પૂજીશું અમે રંગે લાલ'**

### સાત શુદ્ધિઃ—

**અંગ[૧] વસન[૨] મન[૩] ભૂમિકા[૪], પૂજોપગરણ[૫] સાર;**
**ન્યાયદ્રવ્ય[૬] વિધિશુદ્ધતા[૭], શુદ્ધિ સાત પ્રકાર. ૧**

૧. **અંગશુદ્ધિ**—શરીર શુદ્ધ થઇ રહે, એટલા માપસરના જળથી શુદ્ધ ભૂમિ ઉપર સ્નાન કરી કોરા રૂમાલથી શરીરને બરાબર લુંછવું, તથા પાણી ઢોળતાં જીવજંતુની વિરાધના ન થાય, એ ધ્યાનમાં રાખવું.

૨. **વસ્ત્રશુદ્ધિ**—પૂજા માટે પુરુષોએ બે વસ્ત્ર અને સ્ત્રીઓએ ત્રણ વસ્ત્ર તથા રૂમાલ રાખવો. પુરુષોએ મુખકોશ માટે રૂમાલ રાખવાનો નથી જ. તથા ગંજીફરાક વિગેરે પૂજા કરતી વખતે પહેરી શકાય નહિ. પૂજા માટેના વસ્ત્રોઃ– સફેદ, ફાટ્યા, બળ્યા કે સાંધ્યા વિનાનાં રાખવાં. એ વસ્ત્રો રેશમી હોય તો પણ તે હંમેશાં ધોવાં જોઇએ. તથા સુગંધિ પદાર્થોથી વાસિત કરવાં જોઇએ. બીજા કોઇપણ કામમાં વાપરવાં જોઇએ નહિ.

પૂજાના કપડા પહેરીને વગર ન્હાયેલાને કે અશુદ્ધ વસ્ત્રવાળાને અડવુ નહિ

૩. મન શુદ્ધિ—પૂજામા મનને સ્થિર કરવુ અને બીજુ બધુ તે વખતે ભૂલી જવુ

૪. ભૂમિશુદ્ધિ—દેરાસરમા કાજો બરાબર લીધો છે, કે કેમ ? તે જોવુ પૂજાના ઉપકરણો લેવા મૂકવાની જગ્યા પણ જેમ બને તેમ શુદ્ધ રાખવી

૫ ઉપકરણશુદ્ધિ—કેસર, સુખડ, પુષ્પ, ધૂપ, અગરબત્તી, દીપક, ચોખા, ફળ, નૈવેદ્ય વિગેરે જેમ બને તેમ ઉંચી જાતિના-રત્નરૂપ-પોતાના ઘરના લાવવા કળશ, ધૂપધાણા, કાનસ અગલૂછણા વિગેરે સાધનો ખૂબ ઉજળા ચકચકાટ રાખવા જેમ ઉપકરણની શુદ્ધિ વધારે, તેમ આહ્લાદ વધારે આવશે, અને ભાવની વૃદ્ધિ પણ વધારે થશે

૬ દ્રવ્યશુદ્ધિ—જિનપૂજા આદિ શુભ કાર્યમા વપરાતુ દ્રવ્ય જો ન્યાયથી ઉપાર્જન કરેલુ હોય, તો તે શુદ્ધ દ્રવ્યદ્વારા ભાવની વૃદ્ધિ બહુજ થાય છે

૭ વિધિશુદ્ધિ—સ્નાન કરીને શુદ્ધ, ઉજ્જવળ વસ્ત્ર પહેરી, પૂજાના ઉપકરણો લઈ, શુભ ભાવના વાસિત અંતઃકરણપૂર્વક જિનમંદિરે જવુ રસ્તામા કોઇ અશુદ્ધ વસ્તુનો સ્પર્શ ન થઇ જાય, એ ધ્યાનમા રાખવુ મંદિર દૂર હોય, તો પગ ધોવા માટે પાણી સાથે લઇ જવુ

## શ્રી જિનમંદિરમાં પ્રવેશ.

દહેરાસરમા પેસતા પ્રથમ 'નિસીહિ' કહેવી છેટેથી પ્રભુનુ મુખ જોતા ભક્તિપૂર્વક બે હાથ ભેગા કરી મસ્તકે લગાડી 'નમો જિણાણં' બોલવુ જ્યા પ્રદક્ષિણા કરી શકાય તેમ હોય, ત્યા

ત્રણ પ્રદક્ષિણા દેવી. પ્રદક્ષિણા ફરતાં અને ફર્યા પછી દેરાસરમાંથી આશાતના ટાળવા બનતું કરવું. પછી મૂળનાયક પ્રભુસન્મુખ જઇ મધુર સ્વરથી ભાવપૂર્વક સ્તુતિઓ બોલવી. પુરુષોએ જમણી બાજુએ અને સ્રીઓએ ડાબી બાજુએ ઉભા રહેવું સ્તુતિ બોલતી વખતે પોતાનું અર્ધું અંગ નમાવવું.

પૂજા કરનારે પોતાના કપાળમાં, ગળે, છાતીએ અને નાભિએ એમ પાંચ તિલક કરવા. પછી બીજી વખત 'નિસીહિ' કહી દ્રવ્યપૂજામાં જોડાવું.

## શ્રી અષ્ટપ્રકારી પૂજાનો ક્રમ.

અષ્ટપ્રકારી પૂજા એટલે શ્રી જિનેશ્વરદેવની આઠ પ્રકારના દ્રવ્યોથી પૂજા કરવી તે. એ આઠ પ્રકારોમાં પહેલા ત્રણ પ્રકારની પૂજાને **અંગપૂજા** કહેવાય છે, જ્યારે બાકીના પાંચ પ્રકારોની પૂજા **અગ્રપૂજા** કહેવાય છે. પહેલી ત્રણ પૂજા પ્રભુના અંગને સ્પર્શ કરીને કરવાની હોવાથી તેને '**અંગપૂજા**' કહેવાય છે, અને બીજી પાંચ પૂજા પ્રભુની આગળ–સન્મુખ રહીને કરવાની હોવાથી '**અગ્રપૂજા**' કહેવાય છે.

જેને શરીરમાંથી રસી ઝરતી હોય તેણે અંગપૂજા પોતાનાં ચંદન–પુષ્પ આદિથી બીજા પાસે કરાવવી, અને અગ્રપૂજા તથા ભાવપૂજા પોતે કરવી.

૧. **જલપૂજા**—પ્રથમનિર્માલ્ય ઉતારી પોતાના શરીર સાથે પ્રભુનું અંગ ન ઘસાય તેમ, તથા બહુ પોચા હાથે વાળાકૂચ્ચીથી કેસર દૂર કરી, પંચામૃતથી [દૂધ, દહીં, સાકર, ઘી, પાણીમાં નાંખીને] શ્રી જિનપ્રતિમા આદિને ન્હવણ કરી, ચોક્ખા પાણીથી ન્હવણ કરવું. ત્રણ અંગલૂંછણાં પોતાના હાથેજ બહુ માનપૂર્વક બરાબર કરવાં.

## જલપૂજાના દુહા.

જલપૂજા જુગતે કરો, મેલ અનાદિ વિનાશ,
જલપૂજા ફલ મુજ હજો, માગો એમ પ્રભુ પાસ ૧
જ્ઞાન-કલશ ભરી આતમા, સમતારસ ભરપૂર,
શ્રી જિનને નવરાવતા, કર્મ હોયે ચકચૂર ૨
મેરુશિખર ન્હવરાવે, હો સુરપતિ-મેરુશિખર૦
જન્મકાળ જિનવરજીકો જાણી, પચરૂપ કરી ભાવે હો સુર૦ ૧
રતન પ્રમુખ અડજાતિના કળશા, ઔષધિ ચૂરણ મિલાવે,
ખીરસમુદ્ર તીર્થોદક આણી, સ્નાત્ર કરી ગુણ ગાવે હો સુર૦ ૨
એણિપરે જિનપ્રતિમાકો ન્હવણ કરી, બોધિબીજ માનુ વાવે,
અનુક્રમે ગુણરત્નાકર ફરસી, જિન ઉત્તમ પદ પાવે હો સુર૦ ૩

[માલકોશ]

આનંદભર ન્હવણ કરો, જિનચંદ,
કચન-રતન-કળશ જલ ભરકે, મહકે બરાસ સુગધ,
સુરગિરિ ઉપર સુરપતિ સઘરે, પૂજે ત્રિભુવન ઇદ
આનદ૦ ૧
શ્રાવક તિમ જિન ન્હવણ કરીને, કાટે કલિમલફદ,
આતમ નિર્મલ ભઍ અઘ ટાળી, અરિહત રૂપ અમદ
આનદ૦ ૨

૨ ચદનપૂજા-કેસર, બરાસ, સુખડ, વિગેરેથી વિલેપન-પૂજા કરવી * નવ અગે તિલક કરવા પૂજા કરતા નખ કેસરમા બોળાય નહિ અને પ્રભુને અડે નહિ, તથા કેસરના છાટા પડે નહિ, એ ધ્યાનમા રાખવુ

* શરીરના ઉપર જણાવેલા નવઅગે યોગવિદ્યામા પ્રસિદ્ધ જુદા જુદા ચક્રો છે, અને તેમાં અમુક અમુક દેવીઓ આદિ છે આવા કારણોથી નવઅગો વધારે પવિત્ર ગણાય છે તેથી પણ નવઅગે પૂજા કરવાનો વિધિ સભવે છે

## ચંદન-પૂજાનો દુહો.

શીતલ ગુણ જેહમાં રહ્યો, શીતલ પ્રભુ મુખ રંગ,
આત્મ શીતલ કરવા ભણી, પૂજો અરિહા અંગ. ૧

## નવ અંગ પૂજાના દુહા.

જલભરી સંપુટ પત્રમાં, યુગલિક નર પૂજંત;
ઋષભ ચરણ અંગુઠડે, દાયક ભવજલ અંત. ૧

[પ્રભુના જમણા અને ડાબા અંગુઠે તિલક કરવું]

જાનુબળે કાઉસ્સગ્ગ રહ્યા, વિચર્યા દેશ-વિદેશ:
ખડા ખડા કેવળ લહ્યું, પૂજો જાનુ નરેશ ૨

[પ્રભુના જમણા અને ડાબા ઢીંચણે તિલક કરવું]

લોકાંતિક વચને કરી, વરસ્યા વરસી દાન:
કર કાંડે પ્રભુપૂજના, પૂજો ભવી બહુ માન. ૩

[પ્રભુના જમણા અને ડાબા કાંડે તિલક કરવું.]

માન ગયું દોય અંસથી, દેખી વીર્ય અનંત,
ભુજાબળે ભવ જળ તર્યા, પૂજો ખંધ મહંત ૪

[પ્રભુના જમણા અને ડાબા ખભે તિલક કરવું]

સિદ્ધશિલા ગુણ ઉજળી, લોકાંતે ભગવંત;
વસિયા તેણે કારણ ભવી, શિરશિખા પૂજંત. ૫

[પ્રભુના મસ્તકની શિખાએ તિલક કરવું]

તીર્થંકર પદ પુણ્યથી, ત્રિભુવન જન સેવંત;
ત્રિભુવનતિલક સમા પ્રભુ, ભાલ તિલક જયવંત. ૬

[પ્રભુના કપાળમાં તિલક કરવું]

સોલ પહોર પ્રભુ દેશના, કંઠે વિવર વર્તુલ;
મધુર ધ્વનિ સુરનર સુણે, તેણે ગળે તિલક અમૂલ. ૭

[પ્રભુના કંઠે તિલક કરવું]

હૃદયકમલ ઉપશમ બળે, બાળ્યા રાગ ને રોષ,
હિમ દહે વનખંડને, હૃદય તિલક સંતોષ. ૮

[પ્રભુની છાતીએ તિલક કરવુ.]

રત્નત્રયી ગુણ ઉજળી, સકલ સુગુણ વિશ્રામ,
નાભિ કમળની પૂજના, કરતા અવિચલ ધામ ૯

[પ્રભુની નાભિએ તિલક કરવું]

ઉપદેશક નવ તત્ત્વના, તેણે નવ અંગ જિણંદ,
પૂજો બહુવિધ રાગથી, કહે **શુભવીર** મુણિંદ ૧૦

**૩. પુષ્પપૂજા**—સરસ, સુગંધિદાર અને અખંડ પુષ્પો ચઢાવવા નીચે પડેલ પુષ્પ ચઢાવવુ નહિ

**પુષ્પ-પૂજાનો દુહો**

સુરભિ અખંડ કુસુમ ગ્રહી, પૂજો ગતસંતાપ,
સુમ-જંતુ ભવ્યજ પરે, કરીયે સમકિત છાપ

**૪ ધૂપપૂજા**—ગભારાની બહાર પ્રભુની ડાબી બાજુએ ઉભા રહી ધૂપ કરવો

**ધૂપ-પૂજાનો દુહો**

ધ્યાનઘટા પ્રગટાવીયે, વામનયન જિન ધૂપ;
મિચ્છત દુર્ગંધ દૂરે ટળે, પ્રગટે આત્મસ્વરૂપ ૧

**૫ દીપક પૂજા**—પ્રભુની જમણી બાજુએ ઉભા રહી દીપક-પૂજા કરવી

**દીપક-પૂજાનો દુહો**

દ્રવ્ય દીપ સુવિવેકથી, કરતા દુઃખ હોય ફોક,
ભાવ પ્રદીપ પ્રગટ હુએ, ભાસિત લોકાલોક ૧

૬. **અક્ષતપૂજા**—અખંડ ચોખા વડે સાથિયો, નંદાવર્ત્ત વિગેરે કરવું.

### અક્ષત પૂજાને દુહો.

શુદ્ધ અખંડ અક્ષત ગ્રહી, નંદાવર્ત વિશાલ;
પૂરી પ્રભુસન્મુખ રહો, ટાલી સકલ જંજાલ. ૧

### સાથિયો કરતી વખતે બોલવાના દુહા.

ચિહુંગતિ ભ્રમણ સંસારમાં, જન્મ-મરણ જંજાળ;
અષ્ટકર્મ નિવારવા, માગું મોક્ષ ફલ સાર. ૧
અક્ષત પૂજા કરતાં થકાં, સફળ કરું અવતાર;
ફલ માગું પ્રભુ આગળે, તાર તાર મુજ તાર. ૨
દર્શન-જ્ઞાન-ચારિત્રના, આરાધનથી સાર;
સિદ્ધશિલાની ઉપરે, હો મુજ વાસ શ્રીકાર. ૩



૭. **નૈવેદ્યપૂજા**—સાકર, પતાસાં, ઉત્તમ મીઠાઇ વિગેરે નૈવેદ્ય સાથિયા ઉપર મૂકવું.

### નૈવેદ્ય પૂજાને દુહો.

અણુહારી પદ મેં કર્યા, વિગ્ગહ ગઇય અનંત;
દૂર કરી તે દીજિયે, અણુહારી શિવ સંત. ૧

૮ ફલપૂજા—બદામ, સોપારી, શ્રીફળ અને પાકા ફળો સિદ્ધશિલા ઉપર મૂકવા

### ફલ-પૂજાનો દુહો

ઇન્દ્રાદિક પૂજા ભણી, ફલ લાવે ધરી રાગ,
પુરુષોત્તમ પૂજી કરી, માગે શિવફલ ત્યાગ ૧

આ રીતે અષ્ટપ્રકારી પૂજા કર્યા બાદ ચામર વિગેરેથી પૂજા કરવી.

### ચામર-પૂજા કરતી વખતે બોલવાની ઢાળ

બે બાજુ ચામર ઢાળે, એક આગળ વજ્ર ઉલાળે,
જઈ મેરુ ધરી ઉત્સંગે, ઇન્દ્ર ચોસઠ મળીયા રંગે,
પ્રભુ પાસનું મુખડું જોવા, ભવોભવના પાતિક ખોવા ૧

(દ્રવ્યપૂજા બધી પૂરી કર્યા પછી, ત્રીજી વખતની "નિસીહિ" કહી, ચૈત્યવંદનાદિક ભાવપૂજામાં જોડાવું)

### માલિની છન્દ

સકલ-કુશલ-વલ્લી-પુષ્કરાવર્ત-મેઘો
દુરિત-તિમિર-ભાનુઃ કલ્પવૃક્ષોપમાનઃ ।
ભવ-જલ-નિધિ-પોતઃ સર્વ-સંપત્તિ-હેતુઃ
સ ભવતુ સતતં વઃ શ્રેયસે શાન્તિનાથઃ ॥૧॥
[ શ્રેયસે પાર્શ્વનાથ ]

*નૈવેદ્યને ઠેકાણે ફળ અને ફળને ઠેકાણે નૈવેદ્ય એમ પણ મૂકાતું જોવાય છે

# ભાગ ૩ જો.

## ચૈત્યવંદનનો વિધિ અને સૂત્રો.

### શ્રી ચૈત્યવંદનનો વિધિ

૧. પ્રથમ ત્રણવાર ભૂમિ પ્રમાર્જી ત્રણ **ખમાસણ** દઇ ઇચ્છા-
**કારેણ સંદિસહ ભગવાન્ ચૈત્યવંદ કરું ?**
ગુરુઃ— ( હાજર હોય તો, કહે કે- ) **કરેહ.**
**શિષ્યઃ— ઇચ્છં.**
બે હાથ ડોડાને આકારે જોડી, પ્રભુજીની સામે એકાગ્ર દૃષ્ટિ રાખી, બે ઢીંચણ ભોંય ઉપર સ્થાપી, અર્થના ચિંતન પૂર્વક, ખુલ્લા અવાજથી, ભકિત ભાવના હાવાભાવ અને આનંદના આંસુ સાથે નીચેના સૂત્રો બોલવા.

૨. **સકલ-કુશલ-વલ્લી०** પછી કોઈપણ **ચૈત્યવંદન**, **જંકિંચિ**, **નમુત્થુણં** કહેવું.

૩. પછી-બે હાથ કપાળ સુધી જરા ઉંચે લઇ જઇ **જાવંતિ** કહી, એક **ખમાસણ** ! દઇ, સર્વ ચૈત્યોને અહીં બેઠાં વંદન કરવું. એજ પ્રમાણે બે હાથ કપાળ સુધી ઉંચા લઇ જઇ **જાવંતકેવિ** સૂત્ર કહી, સર્વ શ્રમણ મહાત્માઓને વંદન કરવું.

૪. પછી-**નમોऽર્હત્**-કહી પ્રભુજીના ગુણોની વર્ણનાથી ભરપૂર, ગંભીર અર્થવાળું, **સ્તવન** મધુર સ્વરથી કહેવું.
( સ્તવન ન આવડે, તો **ઉવસગ્ગ-હરં** સ્તોત્ર કહેવું. )

૫. પછી-બે હાથ લલાટ સુધી ઉંચે લઈ જઈ **જય વીયરાય !** કહી હૃદયથી પ્રાર્થના કરવી. **આભવમખંડા** પછી હાથ જરા નીચે ઉતારવા.

૬ પછી-ઉભા થઇ અરિહંત-ચેઇઆણ૦, અન્નત્થ૦, કહી, જિનમુદ્રાએ [ બે પગ વચ્ચેનુ અંતરઆગળ ચાર આંગળનુ અને પાછળ કાંઇક ઓછુ રાખી ] એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પ્રભુજીને ભાવવંદન કરવુ

૭ પછી-નમો અરિહંતાણું કહી, કાઉસ્સગ્ગપારી, નમોઽર્હત્ કહી પ્રભુજીના ગુણોની સ્તુતિરૂપ એક થોય કહેવી

સૂચના:-૧ જે ભગવાનના પ્રતિમાજી મહારાજ હોય, તેમનું ચૈત્યવંદન, સ્તવન અને થોય બનતા સુધી કહેવા

૨ સ્ત્રીઓએ નમોઽર્હત્ ન કહેવુ

# ચૈત્યવંદનમાં આવતા સૂત્રો.

## જગચિંતામણિ-ચૈત્યવંદન.

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! ચૈત્યવંદન કરુ ? ઈચ્છં
જગચિંતામણિ જગનાહ જગગુરુ જગરક્ખણ,
જગબંધવ જગસત્થવાહ જગભાવવિઅક્ખણ,
અટ્ઠાવયસંઠવિઅરૂવ કમ્મટ્ઠવિણાસણ,
ચઉવીસંપિ જિણવર જયંતુ અપ્પડિહયસાસણ ॥૧॥
કમ્મભૂમિહિં કમ્મભૂમિહિં પઢમ-સંઘયણિ-
ઉક્કોસય સત્તરિસય જિણવરાણ વિહરંત લબ્ભઇ,
નવકોડિહિં કેવલિણ કોડિ-સહસ્સ નવ સાહુ ગમ્મઇ,
સંપઇ જિણવર વીસ, મુણિ બિહું કોડિહિં વર નાણ,
સમણહ કોડિ-સહસ-દુઅ થુણિજ્જઇ નિચ્ચ વિહાણિ ॥૨॥
જયઉ સામિય ! જયઉ સામિય ! રિસહ ! સત્તુંજિ—
ઉજ્જિંતિ પહુ નેમિજિણ જયઉ વીર સચ્ચઉરિમંડણ,

ભરુઅચ્છહિં મુણિસુવ્વય મુહરિપાસ દુહ-દુરિય-ખંડણ.
અવરવિદેહિં તિત્થયરા ચિહું દિસિ વિદિસિ જિં કેવિ,
તીઆણાગયસંપઇઅ વંદું જિણ સવ્વેવિ ॥૩॥
સત્તા-ણવઇ-સહસ્સા લક્ખા છપ્પન્ન અટ્ઠ-કોડિઓ
બત્તિસય બાસિયાઇં તિયલોએ ચેઇએ વંદે ॥૪॥
પનરસ કોડિ-સયાઇં કોડી બાયાલ લક્ખઅડવન્ના ।
છત્તીસ-સહસ અસિઇં સાસયબિંબાઇં પણમામિ ॥૪॥

## જં કિંચિ-સૂત્ર.

જં કિંચિ નામતિત્થં સગ્ગે પાયાલિ માણુસે લોએ ।
જાઈં જિણબિંબાઇં તાઈંસવ્વાઇં વંદામિ ॥૧॥

## નમુત્થુણં શક્રસ્તવ-સૂત્ર.

નમુત્થુણં અરિહંતાણં ભગવંતાણં ૧
આઇગરાણં, તિત્થયરાણં, સયંસંબુદ્ધાણં ૨
પુરિસુત્તમાણં, પુરિસસીહાણં, પુરિસવરપુંડરીયાણં, પુરિસવરગંધહત્થીણં ૩
લોગુત્તમાણં, લોગનાહાણં, લોગહિયાણં, લોગપઈવાણં, લોગપજ્જોઅગરાણં ૪
અભયદયાણં, ચક્ખુદયાણં, મગ્ગદયાણં, સરણદયાણં, બોહિદયાણં ૫
ધમ્મદયાણં, ધમ્મદેસયાણં, ધમ્મનાયગાણં, ધમ્મસારહીણં, ધમ્મ-વર-ચાઉરંત-ચક્કવટ્ટીણં. ૬
અપ્પડિહયવરનાણદંસણધરાણં. વિયટ્ટછઉમાણં ૭
જિણાણં જાવયાણં, તિન્નાણં, તારયાણં, બુદ્ધાણં બોહયાણં, મુત્તાણં મોઅગાણં ૮

સવ્વન્નૂણં, સવ્વ-દરિસીણં. સિવમયલમરુઅમણંતમ-ક્ખયમવ્વાબાહમપુણરાવિત્તિ સિદ્ધિગઇનામધેયં ઠાણં સંપત્તાણં,
નમો જિણાણં જિઅ-ભયાણં ૯
જે અ અઈયા સિદ્ધા જે અ ભવિસ્સતિ ણાગએ કાલે ।
સપઇ અ વટ્ટમાણા સવ્વે તિવિહેણ વંદામિ ૧૦

જાવંતિ ચેઇઆઈ-સૂત્ર.

જાવંતિ ચેઈઆઈ ઉડ્ઢે અ અહે અ તિરિઅ-લોએ અ ।
સવ્વાઈ તાઈ વદે ઇહ સંતો તત્થ સંતાઇ. ૧

જાવંત કેવિ સાહૂ-સૂત્ર.

જાવત કેવિ સાહૂ ભરહેરવય-મહા-વિદેહે અ ।
સવ્વેસિં તેસિં પણઓ તિવિહેણ તિદંડ-વિરયાણં ૧

પચપરમેષ્ઠિ નમસ્કાર-સૂત્ર

નમોऽર્હત્-સિદ્ધાચાર્યોપાધ્યાય-સર્વ-સાધુભ્યઃ ૧

ઉવસગ્ગહરં-સ્તવન

ઉવસગ્ગ-હર પાસ પાસં વંદામિ કમ્મઘણ-મુક્કં ।
વિસહરવિસનિન્નાસ મંગલ-કલ્લાણ-આવાસં. ૧
વિસહર ફુલિંગમત કંઠે ધારેઇ જો સયા મણુઓ ।
તસ્સ ગહ-રોગ-મારી-દુટ્ઠ-જરા જતિ ઉવસામ ૨
ચિટ્ઠઉ દૂરે મતો તુજ્ઝ પણામોવિ બહુફલો હોઈ ।
નરતિરિએસુ વિ જીવા પાવતિ ન દુક્ખ-દોગચ્ચ ૩
તુહ સમ્મત્તે લદ્ધે ચિંતામણિ-કપ્પપાયવબ્ભહિએ ।
પાવતિ અવિગ્ઘેણ જીવા અ-યરા-મર ઠાણં ૪

ઇઅ સંથુઓ મહાયસ ! ભત્તિબ્ભર-નિબ્ભરેણ હિયએણ
તા દેવ ! દિજ્જ બોહિં ભવે ભવે પાસ-જિણ-ચંદ ! ૫

જય વીયરાય--પ્રાર્થના-સૂત્ર

જય વીયરાય ! જગગુરૂ ! હોઉ મમં તુહ પભાવઓ ભયવં !
ભવ-નિવ્વેઓ મગ્ગાણુસારિયા ઇટ્ઠ-ફલ-સિદ્ધી ॥ ૧
લોગ-વિરુદ્ધચ્ચાઓ ગુરુજણપૂઆ પરત્થ-કરણં ચ ।
સુહગુરુજોગો તવ્વયણ-સેવણા આભવમખંડા ॥ ૨
વારિજ્જઇ જઇવિ નિયાણ-બંધણં વીયરાય ! તુહ સમયે
તહવિ મમ હુજ્જ સેવા ભવે ભવે તુમ્હ ચલણાણં ॥ ૩
દુક્ખ-ક્ખઓ કમ્મક્ખઓ સમાહિમરણં ચ બોહિલાભોઅ
સંપજ્જઉ મહ એઅં તુહ નાહ ! પણામકરણેણં ॥ ૪
સર્વ-મઙ્ગલમાઙ્ગલ્યં સર્વ કલ્યાણકારણમ્ ।
પ્રધાનં સર્વ ધર્માણાં જૈનં જયતિ શાસનમ્ ॥ ૫

અરિહંત ચેઇઆણં—ચૈત્યસ્તવ-સૂત્ર.

અરિહંતચેઇઆણં
કરેમિ કાઉસ્સગ્ગં
વંદણવત્તિયાએ
પૂઅણવત્તિઆએ
સક્કારવત્તિયાએ
સમ્માણવત્તિયાએ
બોહિલાભવત્તિયાએ
નિરુવસગ્ગવત્તિયાએ
સદ્ધાએ મેહાએ ધિઇએ ધારણાએ અણુપ્પેહાએ
વડ્ઢમાણીએ
ઠામિ કાઉસ્સગ્ગં.

## અન્નત્થ ઊસસિએણં-કાયોત્સર્ગ-સૂત્ર.

અન્નત્થ
ઊસસિએણં
નીસસિએણં
ખાસિએણં
છીએણં
જંભાઇએણં
ઉડ્ડુએણં
વાયનિસગ્ગેણં
ભમલીએ
પિત્તમુચ્છાએ
સુહુમેહિં અંગસંચાલેહિં
સુહુમેહિ ખેલસંચાલેહિં
સુહુમેહિ દિટ્ઠિસંચાલેહિં
એવમાઈએહિ આગારેહિ
અભગ્ગો અવિરાહિઓ
હુજ્જ મે કાઉસગ્ગો ૩
જાવ-અરિહંતાણં ભગવંતાણં નમુક્કારેણં
ન પારેમિ ૪
તાવ-કાયં
ઠાણેણં
મોણેણં
ઝાણેણં
અપ્પાણં વોસિરામિ

( ૮ માં પેઇજ ઉપરથી ભાગ ૨ જાનું બાકી )

# પ્રદક્ષિણા દેતી વખતે બોલવાના દુહા.

કાળ અનાદિ અનંતથી ભવ ભ્રમણનો નહિ પાર;
તે ભ્રમણા નિવારવા પ્રદક્ષિણા દઉં ત્રણ વાર. ૧

ભમતીમાં ભમતાં થકાં, ભવ ભાવઠ દૂર પલાય;
જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ પ્રદક્ષિણા ત્રણ દેવાય. ૨

જન્મ મરણાદિ સવિ ભય ટળે સીઝે જો દર્શન કાજ;
રત્નત્રય પ્રાપ્તિ ભણી દર્શન કરો જિનરાજ. ૩

જ્ઞાન વડું સંસારમાં જ્ઞાન પરમ સુખ હેત;
જ્ઞાન વિના જગ જીવડા ન લહે તત્ત્વ સંકેત. ૪

ચય તે સંચય કર્મનો રિક્ત કરે વળી જેહ;
ચારિત્ર નામ નિર્યુક્તે કહ્યું વંદે તે ગુણગેહ. ૫

જ્ઞાન દર્શન ચારિત્ર એ રત્નત્રયી નિરધાર;
ત્રણ પ્રદક્ષિણા તે કારણે ભવ દુ:ખ ભંજનહાર. ૬

---

# ભાગ ૪ થો.

## ચૈત્યવંદનો

### શ્રી આદિનાથ સ્વામિનાં—૨

આદિદેવ અલવેસરુ, વિનીતાનો રાય,
નાભિરાયા કુલ મંડણો, મરુદેવા માય ૧
પાંચસે ધનુષની દેહડી, પ્રભુજી પરમદયાલ,
ચોરાશી લખ વર્ષનું, જસ આયુ વિશાલ ૨
વૃષભ લંછન જિન વૃષ ધરુએ, ઉત્તમ-ગુણ-મણિખાણ,
તમ પદ પદ્મ સેવન થકી, લહીયે અવિચલ ઠાણ ૧

૨

જય ! જય ! નાભિનરિંદનંદ, સિદ્ધાચલ મંડણ,
જય ! જય ! પ્રથમ જિણંદચંદ, ભવદુઃખ વિહંડણ ૧
જય ! જય ! સાધુસુરિંદ વૃંદ–વંદિઅ–પરમેસર,
જય ! જય ! જગદાનંદ કંદ, શ્રી ઋષભજિણેસર ૨
અમૃત સમ જિન ધર્મનો એ દાયક જગમાં જાણ,
તુજ પદ પંકજ પ્રીત ધર, નિશદિન નમત કલ્યાણ ૩

### શાન્તિનાથ ભગવંતનું—૧

શાન્તિ જિનેસર સોલમા, અચિરા સુત વંદો,
વિશ્વસેન–કુલ–નભ–મણિ, ભવિજન સુખ કંદો ૧
મૃગ લંછન, જિન આઉખું લાખ વરસ પ્રમાણ,
હત્થિણાઉર નયરી ધણી, પ્રભુજી ગુણમણિ ખાણ ૨
ચાલીશ ધનુષની દેહડી એ, સમચઉરંસ સંઠાણ,
વદન પદ્મ જ્યું ચંદલો, દીઠે પરમ કલ્યાણ ૩

## શ્રી નેમિનાથ ભગવાનનું-૧

**નેમિનાથ** બાવીશમા, **શિવાદેવી** માય,
**સમુદ્રવિજય** પૃથ્વીપતિ, જે પ્રભુજીના તાય. ૧
દશ ધનુષની દેહડી, આયુ વર્ષ હજાર,
**શંખલંછન** ધર સ્વામીજી, તજી **રાજુલ** નાર. ૨
**શૌરીપુરી** નયરી ભલી એ, બ્રહ્મચારી ભગવાન;
**જિન ઉત્તમ** પદ **પદ્મને**, નમતાં અવિચલ થાન. ૩

## શ્રી પાર્શ્વનાથ સ્વામિનાં—૩

ૐ નમઃ **પાર્શ્વનાથાય**, વિશ્વ-ચિન્તામણીયતે ।
હ્રીઁ **ધરણેન્દ્ર-વૈરોટયા, પદ્માદેવી**-યુતાયતે । ૧
શાન્તિ-તુષ્ટિ-મહા-પુષ્ટિ-ધૃતિ-કીર્તિ-વિધાયિને ।
ૐ હ્રીઁ વિડ્-વ્યાલ-વૈતાલ-સર્વાધિ વ્યાધિ-નાશિને ૨
**જયાऽજિતાऽऽખ્યાવિજયાऽऽખ્યાऽપરાજિતયાન્વિતઃ ।**
દિશાં પાલૈર્ગ્રહૈર્યક્ષૈર્વિદ્યા-દેવીભિરન્વિતઃ । ૩
**ૐ અસિઆઉસાય** નમસ્તત્ર ત્રૈલોકયનાથતામ્ ।
ચતુઃષષ્ટિ-સુરેન્દ્રાસ્તે ભાસન્તે છત્ર-ચામરૈઃ । ૪
શ્રી-**શઙ્ખેશ્વર**મણ્ડન ! **પાર્શ્વજિન** ! પ્રણત-કલ્પતરુકલ્પ !
ચૂરય દુષ્ટ-વ્રાતં પૂરય મે વાઞ્છિતં નાથ ! ૫

૨

આશપૂરે પ્રભુ **પાસજી**, તોડે ભવ પાસ,
**વામા** માતા જનમીયા, અહિ લંછન જાસ. ૧
**અશ્વસેન** સુત સુખ કરું, નવ હાથની કાયા;
**કાશી** દેશ **વણારસી**, પુણ્યે પ્રભુ આયા. ૨
એકસો વરસનું આઉખું એ, પાળી **પાર્શ્વકુમાર**;
**પદ્મ** કહે મુગતે ગયા, નમતાં સુખ નિરધાર. ૩

૩

જય ચિંતામણિ પાર્શ્વનાથ, જય ત્રિભુવન સ્વામિ !
અષ્ટ કર્મ રિપુ જિતીને, પચમી ગતિ પામી ૧
પ્રભુ નામે આનદ કદ, સુખ સપત્તિ લહીએ,
પ્રભુ નામે ભવ ભય તણા પાતિક સવિ દહિએ ૨
ૐ હ્રીં વર્ણ જોડી કરીએ, જપીએ પાર્શ્વનામ,
વિષ અમૃત થઈ પરગમે, લહીએ અવિચલ ઠામ ૩

## શ્રી મહાવીર સ્વામીનું—૧

સિદ્ધારથ સુત વદીએ, ત્રિશલાનો જાયો,
ક્ષત્રિયકુડમા અવતર્યો, સુરનરપતિ ગાયો. ૧
મૃગપતિ લછન પાઉલે, સાત હાથની કાય,
બહોતેર વર્ષનુ આઉખુ, વીરજિનેશ્વર રાય ૨
ખિમાવિજય જિનરાજના એ, ઉત્તમ ગુણ અવદાત,
સાત બોલથી વર્ણવ્યો, પદ્મવિજય વિખ્યાત ૩

## શ્રી ચોવીશ જિનનું—૧

ઋષભ, અજિત, સભવ, નમો, અભિનદન જિનરાજ,
સુમતિ, પદ્મ, સુપાસ જિન, ચદ્રપ્રભ મહારાજ ૧
સુવિધિ,શીતલ, શ્રેયાંસ જિન, વાસુપૂજ્ય સુખવાસ,
વિમલ,અનત,શ્રી ધર્મ જિન,શાંતિનાથ પૂરે આશ ૨
કુથુ, અર, ને મલ્લિજિન, મુનિસુવ્રત જગનાથ,
નમિ, નેમિ, પારસ, વીર (એ), આપો શિવપુર સાથ ૩
દ્રવ્ય-ભાવથી સેવીએ, આણી મન ઉલ્લાસ,
આતમ નિર્મલ કીજીએ, (જિમ) પામીજે શિવવાસ ૪
એમ ચોવીશ જિન સમરતા એ, પહોચે મનની આશ,
અમીકુમર એણી પરે ભણે, (તે) પામે લીલવિલાસ ૫

# શ્રી સામાન્ય જિનનાં—૩

જય જય તું જિનરાજ ! આજ, મળિયો મુજ સ્વામી,
અવિનાશી અકલંક રૂપ, જગ અંતર જામી. ૧
રૂપારૂપી ધર્મ દેવ, આતમ આરામી,
ચિદાનંદ ચેતન અચિંત્ય, શિવ લીલા પામી. ૨
સિદ્ધ બુદ્ધ તુજ વંદતાં, સકલ સિદ્ધ વર બુદ્ધ;
**રામ પ્રભુ** ધ્યાને કરી, પ્રગટે આતમ ઋદ્ધ. ૩
કાળ બહુ સ્થાવર ગ્રહી, ભમિયો ભવમાંહી;
વિકલેન્દ્રિયમાં વસ્યો, સ્થિરતા નહિ ક્યાંહી. ૪
તિર્યંચ પંચેન્દ્રિય માંહી દેવ, કર્મે હું આવ્યો;
કરી કુકર્મ નરકે ગયો, તુમ દરિશન નહિં પાયો. ૫
એમ અનંત કાળે કરી એ, પામ્યો નર અવતાર;
હવે જગતારક તું મળ્યો, ભવજળ પાર ઉતાર ૬

૨

પરમેશ્વર પરમાતમા, પાવન પરમિટ્ઠ
જય જગ ગુરુ ! દેવાધિદેવ ! નયણે મેં દિટ્ઠ. ૧
અચલ અકલ અવિકાર સાર, કરુણારસ સિંધુ;
જગતીજન આધાર એક, નિષ્કારણ બંધુ. ૨
ગુણ અનંત પ્રભુ તાહરા એ, કિમહિ કહ્યા ન જાય,
**રામ** પ્રભુ જિન ધ્યાનથી, ચિદાનંદ સુખ થાય. ૩

૩

તુજ મૂરતિને નિરખવા, નયણાં મુજ તરસે;
તુજ ગુણ ગણને બોલવા, રસનાં મુજ હરખે. ૧
કાયા અતિ આનંદ મુજ, તુમ યુગ પદ ફરસે;
તો સેવક તાર્યા વિના, કહો કિમ હવે સરશે ? ૨

એમ જાણીને સાહિબા એ, નેક નજર મોહે જોય,
જ્ઞાનવિમલ પ્રભુ (સુ) નજરથી, તે શુ ? જે નવિ હોય ૩

## શ્રી સીમંધર સ્વામિનાં—૩

સીમંધર પરમાતમા, શિવસુખના દાતા,
પુક્ખલવઇ વિજયે જયો, સર્વ જીવના ભ્રાતા. ૧
પૂર્વવિદેહ પુંડરીગિણી-નયરી એ સોહે,
શ્રી શ્રેયાંસ રાજા તિહા, ભવિજનના મન મોહે ૨
ચૌદ સુપન નિર્મળ લહી, સત્યકી રાણી માત,
કુંથુ-અર જિન અંતરે, શ્રી સીમંધર જાત ૩
અનુક્રમે પ્રભુ જનમીયા, વળી યૌવન પાવે,
માતા પિતા હરખે કરી, રુક્મિણી પરણાવે ૪
ભોગવી સુખ સંસારમા, સંજમ મન લાવે,
મુનિ-સુવ્રત-નમિ અંતરે, દીક્ષા પ્રભુ પાવે. ૫
ઘાતિ કર્મનો ક્ષય કરી, પામ્યા કેવલ નાણ,
વૃષભ લંછને શોભતા, સર્વ ભાવના જાણ ૬
ચોરાસી જસ ગણધરા, મુનિવર એકસો ક્રોડ,
ત્રણ ભુવનમા જોવતા, નહીં કોઈ એહની જોડ ૭
દશ લાખ કહ્યા કેવલી, પ્રભુજીનો પરિવાર,
એક સમય ત્રણ કાળના, જાણે સર્વ વિચાર ૮
ઉદય-પેઢાલ જિન અંતરે એ, થાશે જિનવર સિદ્ધ,
જસવિજય ગુરુ પ્રણમતા, સુખ વાંછિત ફલ લિધ ૯

૪

શ્રી સીમંધર ! જગધણી ! આ ભરતે આવો,
કરુણાવંત ! કરુણા કરી, અમને વંદાવો ૧

સકલ ભક્ત તુમે ધણી, જો હોવે અમ નાથ,
ભવોભવ હું છું તાહરો, નહિ મેલું હવે સાથ. ૨
સયલ સંગ છાંડી કરી એ, ચારિત્ર લઇશું;
પાય તુમારા સેવીને, શિવ-રમણી વરીશું. ૩
એ અલજો મુજને ઘણો એ, પૂરો **સીમંધર** દેવ;
ઇહાં થકી હું વિનવું, અવધારો મુજ સેવ. ૪

૩

શ્રી **સીમંધર**! વીતરાગ! ત્રિભુવન તુમે ઉપગારી;
શ્રી **શ્રેયાંસ** પિતા કુળે, બહુ શોભા તુમારી. ૧
ધન ધન માતા **સત્યકી**, જેણે જાયો જયકારી;
**વૃષભ** લંછને વિરાજમાન, વંદે નરનારી. ૨
ધનુષ પાંચસેં દેહડી એ, સોહીએ સોવનવાન;
**કીર્તિવિજય** ઉવજ્ઝાયનો, **વિનય** ધરે તુમ ધ્યાન. ૩

## શ્રી પંચપરમેષ્ઠિના ગુણોનું—૧

બાર ગુણ **અરિહંત** દેવ, પ્રણમીજે ભાવે,
**સિદ્ધ** આઠ ગુણ સમરતાં, દુઃખ દોહગ જાવે.
**આચારજ** ગુણ છત્રીશ, પચવીશ **ઉવજ્ઝાય**;
સત્તાવીશ ગુણ **સાધુના**, જપતાં શિવ સુખ થાય.
અષ્ટોત્તર શત ગુણ મળી એ, એમ સમરો **નવકાર**;
**ધીરવિમલ** પંડિત તણો, **નય** પ્રણમે નિત સાર.

## શ્રી તીર્થંકરોના વર્ણોનું—૧

**પદ્મપ્રભ** ને **વાસુપૂજ્ય**, દોય રાતા કહીએ;
**ચંદ્રપ્રભ** ને **સુવિધિનાથ**, દોય ઉજ્જવળ લહીએ. ૧

મલ્લિનાથ ને પાર્શ્વનાથ, દો નીલા નિરખ્યા
મુનિસુવ્રત ને નેમિનાથ, દો અંજન સરીખા ૨
સોળે જિન કંચન સમા એ, એવા જિન ચોવીશ,
ધીરવિમલ પંડિત તણો, જ્ઞાનવિમલ કહે શિષ્ય ૩

## તીર્થંકરોના લાઞ્છનોનું--૧

ઋષભ લંછન ઋષભ દેવ, અજિત લંછન હાથી,
સંભવ લંછન ઘોડલો, શિવપુરનો સાથી ૧
અભિનંદન લંછન કપિ, ક્રૌંચ લંછન સુમતિ,
પદ્મલંછન પદ્મપ્રભ, વિશ્વદેવા સુમતિ ૨
સુપાર્શ્વ લંછન સાથીઓ, ચંદ્રપ્રભ લંછન ચંદ્ર;
મગર લંછન સુવિધિ પ્રભુ, શ્રીવચ્છ શીતલ જિણંદ. ૩
લંછન ખડગી શ્રેયાંસને, વાસુપૂજ્ય મહીષ,
સૂવર લંછન પાયે વિમલદેવ, ભવીયા તે નમો શિષ ૪
સિંચાણો જિન અનંતને, વજ્ર લંછન શ્રી ધર્મ;
શાંતિ લંછન મરગલો, રાખે ધર્મનો મર્મ ૫
કુંથુનાથ જિન બોકડો, અરજિન નંદાવર્ત્ત,
મલ્લિ કુંભ વખાણીયે, સુવ્રત કચ્છપ વિખ્યાત ૬
નમિ જિનને નીલો કમલ, પામીએ પંકજ માહિ,
શંખ લંછન પ્રભુ નેમિજી, દીસે ઉંચે આહિ ૭
પાર્શ્વનાથને ચરણ સર્પ, નીલ વરણ શોભિત
સિંહ લંછન કંચન તણું, વર્ધમાન વિખ્યાત ૮
એણી પરે લંછન ચિંતવીએ, ઓળખીએ જિનરાય,
જ્ઞાનવિમલ પ્રભુ સેવતા, લક્ષ્મીરતન સૂરિરાય ૯

## શ્રી તીર્થંકરોના ભવોનું—૧

**પ્રથમ તીર્થંકર** તણા હુવા, ભવ **તેર** કહીજે;
**શાંતિ** તણા ભવ **બાર** સાર, **નવ** ભવ **નેમ** લહીજે. ૧
**દશભવ પાર્શ્વજિણંદને, સત્યાવીશ શ્રી વીર;**
શેષ તીર્થંકર ત્રિહું દિસે, પામ્યા ભવ જલ તીર. ૨
જ્યાંથી **સમકિત** ફરસિયું એ, ત્યાંથી ગણીએ તેહ.
**હીરવિમલ** પંડિત તણો, **જ્ઞાનવિમલ** ગુણ ગેહ. ૩

## શ્રી પુંડરીક સ્વામીનું-૧

**આદીશ્વર** જિનરાયનો, ગણધર ગુણવંત;
પ્રગટ નામ **પુંડરીક** જાસ, મહિમાંહે મહંત. ૧
પંચકોડી સાથે **મુણિંદ**, અણસણ તિહાં કીધ;
**શુક્લધ્યાન** ધ્યાતાં અમૂલ, **કેવલ** તિહાં લીધ. ૨
**ચૈત્રી પૂનમને** દિને એ, પામ્યા પદ મહાનંદ;
તે દિનથી **પુંડરીકગિરિ**, નામ **દાન** સુખકંદ. ૩

## શ્રી વિવિધ તીર્થનું—૧

આજ દેવ અરિહંત નમું, સમરું તારું નામ;
જ્યાં જ્યાં **પ્રતિમા** જિનતણી, ત્યાં ત્યાં કરું પ્રણામ. ૧
**શેત્રુંજે શ્રી આદિદેવ, નેમ** નમું **ગિરનાર;**
**તારંગે શ્રી અજિતનાથ, આબુ ઋષભ જુહાર** ૨
**અષ્ટાપદગિરિ** ઉપરે, જિન ચોવીશે જોય;
**મણિમય મૂરતિ** માનશું, **ભરતે** ભરાવી સોય. ૩
**સમ્મેતશિખર** તીરથ વડું, જ્યાં **વીશે** જિન પાય;
**વૈભારકગિરિ** ઉપરે, (શ્રી) **વીર** જિનેશ્વરરાય. ૪

માંડવગઢનો રાજીયો, નામે દેવ સુપાસ,
ઋષભ કહે જિન સમરતા, પહોચે મનની આશ ૪

## શ્રી સિદ્ધાચલજીનાં--૨

વિમલ કેવલ જ્ઞાનકમલા-કલિત ત્રિભુવન હિતકર,
સુરરાજ સંસ્તુત ચરણ પંકજ, નમો આદિજિનેશ્વરં ૧
વિમલ ગિરિવર શૃંગમંડણ, પ્રવર ગુણગણ ભૂધર,
સુર અસુર કિન્નર કોડી સેવિત— નમો૦ ૨
કરતી નાટક કિન્નરી ગણ, ગાય જિનગુણ મનહર,
નિર્જરાવલિ નમે અહોનિશ— નમો૦ ૩
પુંડરીક ગણપતિ સિદ્ધિ સાધી, કોડીપણ મુનિ મનહર,
શ્રી વિમલગિરિવર શૃંગ સિધ્ધા— નમો૦ ૪
નિજ સાધ્યસાધક સુરમુનિવર, કોડીનંત એ ગિરિવર,
મુક્તિ રમણી વર્યા રંગે-- નમો૦ ૫
પાતાલ-નર-સુર લોકમાંહી, વિમલગિરિવરતો પર,
નહિ અધિક તીરથ, તીર્થપતિ કહે— નમો૦ ૬
ઇમ વિમલગિરિવર શિખર મંડણ દુઃખવિહંડણ ધ્યાઇએ,
નિજ શુદ્ધ સત્તા સાધનાર્થં, પરમજ્યોતિ નિપાઇએ ૭
જિત મોહ કોહ વિછોહ નિદ્રા, પરમ પદ સ્થિત જયકર,
ગિરિરાજ સેવા કરણ તત્પર પદ્મવિજય સુવિહિતકર ૮

૩

શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર, દીઠે દુર્ગતિ વારે;
ભાવ ધરીને જે ચઢે, તેને ભવ પાર ઉતારે ૧
અનંત સિદ્ધનો એહ ઠામ, સકળતીર્થનો રાય;
પૂર્વ નવાણું ઋષભદેવ, જ્યાં ઠવિયા પ્રભુ પાય ૨

સૂરજકુંડ સોહામણો એ, કુવડ જક્ષ અભિરામ;
નાભિરાયા કુલ મંડણો, જિનવર કરું પ્રણામ. ૩

## શ્રી પર્યુષણ મહાપર્વનું--૨

પર્વ પર્યુષણ ગુણનીલો, નવ કલ્પ વિહાર;
ચાર માસાન્તર થિર રહે, એહી જ અર્થ ઉદાર. ૧
અસાડ શુદિ ચઉદશ થકી, સંવત્સરી પચ્ચાસ;
મુનિવર દિન સિત્તેરમે, પડિકમતાં ચઉમાસ. ૨
શ્રાવક પણ સમતા ધરી, કરે ગુરુના બહુ માન;
કલ્પસૂત્ર સુવિહિત મુખે, સાંભળે થઈ એક તાન. ૩
જિનવર ચૈત્ય જુહારીએ, ગુરુભક્તિ વિશાળ;
પ્રાયે અષ્ટ ભવાંતરે, વરીએ શિવવર માળ. ૪
દર્પણથી નિજ રૂપનો, જુએ સુદૃષ્ટિ રૂપ;
દર્પણ અનુભવ અર્પણ, જ્ઞાનરમણ મુનિભૂપ. ૫
આત્મ સ્વરૂપ વિલોકતાં, પ્રગટ્યો મિત્ર સ્વભાવ;
રાય ઉદાયી ખામણાં, પર્વ પર્યુષણ દાવ. ૬
નવ વખાણ પૂજી સુણો, શુક્લ ચતુર્થી સીમા;
પંચમી દિન વાંચે સુણે, હોય વિરાધક નીમા ૭
એ નહિ પર્વ પંચમી સર્વ સમાણી ચોથે;
ભવભીરુ મુનિ માનશે, ભાખ્યું અરિહા નાથે. ૮
શ્રુતકેવલી વયણા સુણી એ, લહી માનવ અવતાર;
શ્રી શુભ-વીરને શાસને, પામ્યા જયજયકાર. ૯

## શ્રી સિદ્ધચક્રજીનાં--૩

ઉપન્ન-સન્નાણ મહોમયાણં, સપ્પાડિહેરાસણ-સંઠિયાણં;
સદ્દેસણાણંદિય-સજ્જણાણં, નમો નમો હોઉ સયા જિણાણં. ૧

સિદ્ધાણમાણંદ-રમા-લયાણ, નમો નમો ણંત-ચઉક્કયાણં,
સૂરિણ દૂરીકય-કુગ્ગહાણં, નમો નમો સૂર-સમપ્પહાણં. ૨
સુત્તત્થ-વિત્થારણ-તપ્પરાણ, નમો નમો વાયગ-કુંજરાણ,
સાહૂણ સંસાહિઅ-સંજમાણ નમો નમો સુદ્ધ-દયા-દમાણ ૩
જિણુત્ત-તત્તે રુઇ લક્ખસ્સ, નમો નમો નિમ્મલ-દંસણસ્સ,
અન્નાણ-સંમોહ-તમોહરસ્સ, નમો નમો નાણ-દિવાયરસ્સ ૪
આરાહિય-ખંડિઅ-સક્કિયસ્સ નમો નમો સંજમ-વીરિઅસ્સ,
કમ્મ-દ્રુમોમ્મુલણ-કુંજરસ્સ, નમો નમો તિવ્વ-તવો-ભરસ્સ ૫

ઈય નવ-પય-સિદ્ધ, લદ્ધિ-વિજ્જા-સમિદ્ધ
પયડિય-સર-વગ્ગ, હ્રીંતિ-રેહા-સમગ્ગ ।
દિસિવઇ-સુર-સાર ખોણિ-પીઢા-વયાર
તિજય-વિજય-ચક્કં સિદ્ધચક્કં નમામિ ૬

૨

જો ધુરિ સિરિ-અરિહંત-મૂલ-દઢ-પીઠ-પઇટ્ઠિઓ,
સિદ્ધ-સૂરિ-ઉવજ્ઝાય-સાહૂ ચિહુ પાસ ગરિટ્ઠિઓ ૧
દંસણ-નાણ-ચરણ-તવહિ, પડિસાહા સુભરુ,
તત્તક્ખર-સરવગ્ગલદ્ધિ-ગુરુ-પયદલ-દુંબરુ ૨
દિસિવાલ-જક્ખ-જક્ખિણી-પમુહ-સુરકુસુમેહિં અલકિયો,
સો સિદ્ધચક્ક-ગુરુ-કપ્પતરુ, અમ્હ મનવંછિય ફલ દીયો ૩

૩

શ્રી સિદ્ધચક્ર આરાધીએ, આસો-ચૈતર માસ
નવ દિન નવ આંબીલ કરી, કીજીએ ઓલી ખાસ ૧
કેશર ચંદન ઘસી ઘણા, કસ્તુરી બરાસ,
જુગતે જિનવર પૂજીયા, મયણા ને શ્રીપાલ ૨

પૂજા અષ્ટ પ્રકારની, દેવવંદન ત્રણ કાલ;
મંત્ર જપો ત્રણ કાલને, ગણુણું તેર હજાર. ૩
કષ્ટ ટળ્યું ઉંબર તણું, જપતાં નવપદ ધ્યાન;
શ્રી **શ્રીપાલ** નરિંદ થયા, વાધ્યો બમણો વાન. ૪
સાતસેં કોઢી સુખ લહ્યા એ, પામ્યા નિજ આવાસ.
પુણ્યે મુક્તિ વધુ વર્યા, પામ્યા લીલ વિલાસ. ૫

## શ્રી બીજનું--૧

દુવિધ ધર્મ જિણે ઉપદિશ્યો, ચોથા **અભિનંદન**;
બીજે જનમ્યા તે પ્રભુ, ભવ દુઃખ નિકંદન. ૧
"દુવિધ ધ્યાન તુમે પરિહરો, આદરો દોય ધ્યાન;"
ઇમ પ્રકાશ્યું **સુમતિજિને**, તે ચવિયા બીજ દિન. ૨
"દોય બંધન રાગ દ્વેષ, તેહને ભવિ તજીએ;
મુજ પરે" **શીતલ** જિન કહે, બીજ દિન શિવ ભજીએ. ૩
"જીવાજીવ પદાર્થનું, કરો નાણ સુજાણ;
બીજ-દિને **વાસુપૂજ્ય** પરે, લહો કેવલ નાણ." ૪
"**નિશ્ચય ને વ્યવહાર** દોય, એકાંતે ન ગ્રહીએ,"
**અરજિન** બીજ દિને ચવી, એમ જન આગળ કહીએ. ૫
વર્તમાન ચોવીશીએ, એમ જિન કલ્યાણ;
બીજ-દિને કેઇ પામીઆ, પ્રભુ નાણ નિર્વાણ. ૬
એમ અનંત ચોવિશી એ, હુઆ બહુ કલ્યાણ;
**જિન ઉત્તમ** પદ **પદ્મને**, નમતાં હોય સુખ ખાણ. ૭

## શ્રી પંચમીનું-૧

બાર પર્ષદા આગલે, **શ્રી નેમિજિનરાય**;
મધુર ધ્વનિ દિયે દેશના, ભવિજનને હિતદાય. ૧

**પંચમી** તપ આરાધીએ, જિમ લહીએ જ્ઞાન અપાર;
કાર્તિક શુદિ **પંચમી** ગ્રહો, હરખ ઘણો બહુમાન ૨
**પાંચ** વર્ષ ઉપર વળી, **પંચમાસ** લગે જાણ,
અથવા જાવજીવ લગે, આરાધી ગુણ ખાણ ૩
**વરદત્ત ને ગુણમંજરી, પંચમી** આરાધી,
અંતે આરાધન કરી, શિવપુરીને સાધી ૪
ઇણિ પેરે જે આરાધશે એ, **પંચમી** વિધિ સંયુક્ત,
જિન ઉત્તમ પદ પદ્મને, નમી થાયે શિવ ભક્તિ. ૫

## શ્રી સૌભાગ્ય પંચમીનું-૧

શ્રી સૌભાગ્ય પચમી તણો, સયળ દિવસ શણગાર,
પાંચે જ્ઞાનને પૂજીએ, થાયે સફલ અવતાર ૧
સામાયિક પોસહ વિષે, નિરવદ્ય પૂજા વિચાર,
સુગંધ ચૂર્ણાદિક થકી, જ્ઞાન ધ્યાન મનોહાર ૨
પૂર્વ દિશે ઉત્તર દિશે, પીઠ રચી ત્રણ સાર,
પંચ વર્ણ જિન બિંબને, થાપીજે સુખકાર ૩
પચ પચ વસ્તુ મેળવી, પૂજા સામગ્રી જોગ,
પચ વર્ણ કલશા ભરી, હરીએ દુઃખ ઉપભોગ ૪
યથાશક્તિ પૂજા કરો, મતિ જ્ઞાનને કાજે,
પચ જ્ઞાનમા ધુરે કહ્યુ, શ્રી જિન શાસન રાજે ૫
મતિ શ્રુત વિણ હોવે નહિ એ, અવધિ પ્રમુખ મહાજ્ઞાન,
તે માટે મતિ ધુરે કહ્યુ, મતિ શ્રુતમા મતિ માન ૬
ક્ષય ઉપશમ આવરણનો, લબ્ધિ હોયે સમકાળે,
સ્વામ્યાદિકથી અભેદ છે, પણ મુખ્ય ઉપયોગ કાળે ૭
લક્ષણ ભેદે ભેદ છે, કારણ કારજ યોગ,

મતિ સાધન, શ્રુત સાધ્ય છે, કંચન-કળશ સંયોગ. ૮
પરમાતમ પરમેશ્વરુ એ, સિદ્ધ સકળ ભગવાન;
મતિ જ્ઞાન પામી કરી, કેવળ **લક્ષ્મી** નિધાન. ૯

## શ્રી અષ્ટમીનું-૧

**મહા** શુદિ **આઠમ** દિને, **વિજયા-સુત** જાયો;
તેમ **ફાગણ** શુદિ **આઠમે, સંભવ** ચવી આયો. ૧
**ચૈતર** વદિની **આઠમે**, જનમ્યા **ઋષભ** જિણંદ;
દીક્ષા પણ એ દિન લહી, હુઆ પ્રથમ મુનિચંદ. ૨
**માધવ** શુદિ **આઠમ** દિને, આઠ કર્મ કર્યાં દૂર;
**અભિનંદન** ચોથા પ્રભુ, પામ્યા સુખ ભરપૂર. ૩
એહી જ આઠમ ઉજળી, જનમ્યા **સુમતિ** જિણંદ;
આઠ જાતિ કળશે કરી, ન્હવરાવે સુર ઇંદ. ૪
જનમ્યા **જેઠ** વદિ આઠમે, **મુનિસુવ્રત** સ્વામી;
**નેમ અષાડ** શુદિ આઠમે, **અષ્ટમી** ગતિ પામી. ૫
**શ્રાવણવદની** આઠમે, **નમિ** જનમ્યા જગભાણ;
તેમ **શ્રાવણ** શુદિ આઠમે, **પાસજી**નું નિરવાણ. ૬
ભાદ્રવા વદિ આઠમ દિને એ, ચવિયા સ્વામી **સુપાસ;**
જિન ઉત્તમ પદ **પદ્મને**, સેવ્યાથી શિવવાસ. ૭

## શ્રી એકાદશીનું-૧

શાસન નાયક **વીરજી**, પ્રભુ કેવલ પાયો;
સંઘ ચતુરવિધ સ્થાપવા, **મહસેન વન** આયો. ૧
માધવ સિત એકાદશી, **સોમિલ** દ્વિજ યજ્ઞ;
**ઇંદ્રભૂતિ** આદે મળ્યા, એકાદશ વિજ્ઞ. ૨
એકાદશમેં ચઉગુણો, તેહનો પરિવાર;

વેદ અરથ અવળો કરે, મન અભિમાન અપાર ૩
જીવાદિ સંશય હરી, એકાદશ ગણધાર,
વીરે સ્થાપ્યા વંદિયે, જિન શાસન જયકાર ૪
મલ્લિ જન્મ, અર, મલ્લિ, પાસ, વર ચરણ વિલાસી,
ઋષભ,અજિત,સુમતિ,નમિ, મલ્લિ ઘનઘાતી વિનાશી ૫
પદ્મપ્રભ શિવવાસ પાસ ભવ ભવના તોડી,
એકાદશી દિન આપણી ઋદ્ધિ સઘળી જોડી ૬
દશ ક્ષેત્રે ત્રિહું કાળના, ત્રણસે કલ્યાણ;
વરસ અગ્યાર એકાદશી, આરાધો વરનાણ ૭
અગિયાર અંગ લખાવીએ, એકાદશ પાઠા,
પુંજણી-ઠવણી વીંટણી, મશી કાગળ ને કાઠા ૮
અગ્યાર અવ્રત છાંડવા એ, વહો પડિમા અગ્યાર,
ખિમાવિજય જિન શાસને, સફળ કરો અવતાર ૯

## શ્રી પંચ તીર્થનું-૧

સિદ્ધાચલ ગિરનાર ગિરિ-આર્બુદ અતિ ઉત્તંગ,
સમ્મેતશિખર જિન વીશનાં મોક્ષ કલ્યાણક ચંગ ૧
કોટિ શિલા અષ્ટાપદ, મેરુ રુચક સમીપ;
શાશ્વત જિનવર ગૃહ ઘણા, શ્રી નંદીશ્વર દ્વીપ ૨
દેવલોક ગ્રૈવેયક છે, ભવનપતિ વર ભવન;
જિનવર બિંબ અનેક છે, પૂજુ તે સર્વ સુમન ૩
વિહરમાન જિનવર ભલા, અતીત અનાગત અદ્ધા;
નામ સ્થાપના દ્રવ્ય ભાવ, ચાર નિક્ષેપા શ્રદ્ધા ૪
માહનાનંદી સુખકરુ એ, પરમ દયાલ પ્રધાન;
પુણ્યે મોહદય પૂજતા, લહીએ પરમ દયાલ ૫

## શ્રી રાયણના પગલાનું-૧

એહગિરિ ઉપર આદિદેવ, પ્રભુ પ્રતિમા વંદો,
રાયણ હેઠે પાદુકા પૂજી આણંદો. ૧
એહ ગિરિનો મહિમા અનંત, કુણ કરે વખાણ ?
ચૈત્રી પૂનમને દિને, તેહ અધિકો જાણ. ૨
એહ તીરથ સેવો સદા એ, આણી ભક્તિ ઉદાર;
શ્રી શત્રુંજય સુખદાયકો, દાનવિજય જયકાર. ૩

## શ્રી મહાવીર સ્વામીના પંચ કલ્યાણનું--૧

સિદ્ધારથ સુત વંદીએ. ત્રિશલા દેવી માય;
ક્ષત્રિયકુંડમાં અવતર્યા, પ્રભુજી પરમ દયાળ. ૧
ઉજવલી છઠ આષાડની, ઉત્તરા ફાલ્ગુની સાર;
પુષ્પોત્તર વિમાનથી, ચવિયા શ્રી જિન ભાણ. ૨
લક્ષણ અડહિય સહસ એ, કંચન વર્ણી કાય.
મૃગપતિ લંછન પાઉલે, વીર જિનેશ્વર રાય. ૩
ચૈત્ર શુદિ તેરસ દિને, જનમ્યા શ્રી જિનરાય,
સુર નર મળી સેવા કરે, પ્રભુનું જન્મ કલ્યાણ. ૪
માગશર વદિ દશમી દિને, લીયે પ્રભુ સંયમ ભાર,
ચઉનાણી જિનજી થયા, કરવા જગ ઉપગાર. ૫
સાડા બાર વરસ લગે, સહ્યા પરિસહ ઘોર;
ઘનઘાતી ચઉ કર્મનો વ્રજ કર્યો ચક ચૂર. ૬
વૈશાખ શુદિ દશમી દિને, ધ્યાન શુક્લ મન ધ્યાય;
શમી વૃક્ષ તળે પ્રભુ, પામ્યા પંચમ નાણ. ૭
સંઘ ચતુર્વિધ સ્થાપવા, દેશના દીયે મહાવીર;
ગૌતમ આદિ ગણધરુ, કર્યા વજીર હજુર. ૮

કાતિક અમાવાસ્યા દિને, શ્રી વીર લહ્યા નિર્વાણ;
પ્રભાતે ઇંદ્રભૂતિને, આપ્યુ કેવલ નાણ ૯
જ્ઞાન ગુણે દીવા કર્યો એ, કાર્તિક કમલા સાર,
પુણ્યે મુક્તિ વધુ વર્યાં, વરતી મગલ માળ ૧૦

## શ્રી દીવાળીનું-૧

મગધ દેશ પાવાપુરી, વીર પ્રભુજી પધાર્યા,
સોલ પહોર દિયે દેશના, ભવિક જીવ તુમે તાર્યાં. ૧
અઢાર ભેદે ભાવે ભણી, અમૃત જેવી વાણી,
દેશના દેતા રયણીએ, પરણ્યા શિવરાણી. ૨
ઉઠો રાય દીવા કરો, અજુવાળો દીન એહ,
આસો માસે કાતિકી, દીવાળી દિન એહ ૩
મેરુ થકી ઇંદ્ર આવીયા, લેઇ હાથમા દીવો,
મેરૈયા તે કારણે, લોક કહે ચીરજીવો ૪
કલ્યાણક કર્યો જેણે, ગરણું જે ગણશે,
જાપ જપે જિનરાજનુ, મૌ પુસ્તક નમશે ૫
પહિલે દિન ગૌતમ નમુ, પામ્યા કેવલજ્ઞાન;
બાર સહસ ગરણ ગણે, તેથી કોડ કલ્યાણ ૬
સુર નર વદુ નિમંળા, ગૌતમને આપો;
આચારજ પદ્ધી થયા, સૌ માખે સ્થાપો ૭
જવાર પટોરાં તે કારણે, લોકાંતિક વ્યવહાર,
બેને ભાઇ જમાડીયો, નદિવર્ધન માર ૮
ભાવડ બીજ નિહા વઈ, વીરે જાણ્યું સાર,
નયવિમલ સુખ સપદા, મેરુ શિખર ઉવજ્ઝાય ૯

## શ્રી વીશ સ્થાનક તપનું-૧

પહેલે પદ અરિહંત[૧] નમું, બીજે સર્વ સિદ્ધ[૨];
ત્રીજે પ્રવચન[૩] મન ધરો, આચાર્ય[૪] સિદ્ધ. ૧
નમો થેરાણું[૫] પાંચમે, પાઠક[૬] પદ છઠ્ઠે;
નમો લોએ સવ્વ સાહૂણં[૭], જે છે ગુણ ગરિષ્ઠ. ૨
નમો નાણસ્સ[૮] આઠમે, દર્શન[૯] મન ભાવો.
વિનય[૧૦] કરો ગુણવંતનો ચારિત્ર[૧૧] પદ ધ્યાવો. ૩
નમો બંભવય[૧૨] ધારિણં, તેરમે ક્રિયા[૧૩] જાણ;
નમો તવસ્સ[૧૪] ચૌદમે, ગોયમ[૧૫] નમો જિણાણં[૧૬]. ૪
સંયમ[૧૭], જ્ઞાન[૧૮], સુઅસ્સ[૧૯]ને એ, નમો તિત્થસ્સ[૨૦] જાણી;
જિન ઉત્તમ પદ પદ્મને, નમતાં હોય સુખખાણી. ૫

## શ્રી વર્ધમાન તપનું-૧

વર્ધમાન જિન ઉપદિશે, વર્ધમાન તપ સાર;
કરવો વિધિ જોગે સદા, કઠિન કર્મ સંહાર. ૧
એકેકું આંબિલ વધે, યાવત્ શત પરિમાણ;
સાધિક ચૌદે વર્ષમાં, પૂરણ ગુણમણિ ખાણ. ૨
તપ મંદિરની ઉપરે એ, શોભે શિખર સમાન;
ધર્મરત્ન તપસ્યા કરી, પામો પદ નિર્વાણ. ૩

## શ્રી રોહિણી તપનું-૧

રોહિણી તપ આરાધીએ, શ્રી શ્રીવાસુપૂજ્ય;
દુઃખ દોહગ દૂરે ટળે, પૂજક હોયે પૂજ્ય. ૧
પહેલાં કીજે વાસક્ષેપ, પ્રહ ઉઠીને પ્રેમે;
મધ્યાન્હે કરી ધોતીઆ, મન વચ કાય ખેમે. ૨

અષ્ટપ્રકારની વિરચિએ, પૂજા નૃત્ય વાજિંત્ર;
ભાવે ભાવના ભાવિએ, કીજે જન્મ પવિત્ર. ૩
ત્રિહુ કાળે લઇ ધૂપ દીપ, પ્રભુ આગળ કીજે,
જિનવર કેરી ભક્તિશુ, અવિચલ સુખ લીજે. ૪
જિનવર પૂજા જિન સ્તવન, જિનનો કીજે જાપ,
જિનવર પદને ધ્યાઇએ, જિમ નાવે સંતાપ ૫
કોડ કોડ ફલ લીજીએ, ઉત્તર ઉત્તર ભેદ,
માન કહે ઇણ વિધ કરો, જિમ હોય ભવનો છેદ ૬

## શ્રી ઉપદેશકનું-૧

ક્રોધે કાંઈ ન નીપજે, સમકિત તે લુટાય;
મમતા રસથી ઝીલીએ, તો વેરી કોઇ ન થાય. ૧
વહાલા શુ વઢીએ નહિ, છટકી ન દીજે ગાળ,
થોડે થોડે છડીએ, જિમ છડે સરોવર પાળ. ૨
અરિહત સરખી ગોઠડી, ધર્મ સરીખો સ્નેહ,
રત્ન સરીખા બેસણા, ચપક વર્ણી દેહ ૩
ચપકે પ્રભુજી ન પૂજીયા, ન દીધુ મુનિને દાન,
તપ કરી કાયા ન સોસવી, કિમ પામશો નિર્વાણ ? ૪
આઠમ પાખી ન ઓળખી, એમ કરે શુ થાય,
ઉન્મત્ત સરખી માકડી, ભોય ખણુતી જાય ૫
આગણે મોતી વેરિયા, વેલે વિંટાળી વેલ,
હીરવિજય ગુરુ હીરલો, મારુ હૈડુ રંગની રેલ ૬

## શ્રી સીમંધર સ્વામિના દોહા.

અનત ચોવીશી જિન નમુ, સિદ્ધ અનતી કોડ,
કેવળધર મુગતે ગયા, વદુ બે કર જોડ ૧
જે ચારિત્રે નિરમલા, જે પચાનન સિંહ,

રાગ ગયો તુજ મન થકી, તેહમાં ચિત્ર ન કોય;
રુધિર-આમિષથી રાગ ગયો, તુજ જન્મથી; દૂધસહોદર હોય. ૪
શ્વાસોચ્છ્વાસ કમળ સમો, તુજ લોકોત્તર વાદ;
દેખે ન આહાર-નિહાર, ચરમચક્ષુધણી, એહવા તુજ અવદાત. ૫
ચાર અતિશય મૂળથી, ઓગણીશ દેવના કીધ;
કર્મ ખપ્યાથી અગ્યાર, ચોત્રીશ એમ અતિશયા, **સમવાયાંગે** પ્રસિદ્ધ. ૬
**જિન ઉત્તમ** ગુણ ગાવતાં, ગુણ આવે નિજ અંગ;
**પદ્મવિજય** કહે એહ સમય પ્રભુ પાળજો, જેમ થાઉં અક્ષય અભંગ. ૭

૩

બાળપણે આપણ સસનેહી, રમતાં નવ નવ વેશે;
આજ તુમે પામ્યા પ્રભુતાઈ, અમે સંસાર-નિવેશે,
હો પ્રભુજી ઓલંભડે મત ખીજો. ૧
જો તુમ ધ્યાતાં શિવસુખ લહિએ, તો તુમને કેઈ ધ્યાવે;
પણ ભવસ્થિતિપરિપાક થયા વિણ, કોઈ ન મુગતે જાવે,
હો પ્રભુ૦ ૨
**સિદ્ધિનિવાસ** લહે ભવ સિદ્ધિ, તેહમાં શો પાડ તુમારો ?
તો ઉપકાર તુમારો વહિએ, **અભવ્યસિદ્ધ**ને તારો–હો પ્રભુ૦ ૩
નાણ-રયણ પામી એકાંતે, થઈ બેઠા **મેવાસી**;
તેહ તણો એક અંશ જો આપો, તે વાતે શાબાશી હો પ્રભુ૦ ૪
**અક્ષયપદ** દેતાં **ભવિજનને**, સંકીર્ણતા નવિ થાય;
**શિવપદ** દેવા જો સમરથ છો, તો જશ લેતાં શું જાય ?–હો પ્રભુ૦ ૫
સેવાગુણરંજ્યા ભવિજનને, જો તુમે કરો વડભાગી;
તો તુમે સ્વામી કેમ કહાવો, નિરમમ ને નીરાગી ?–હો પ્રભુ૦ ૬

નાભિનંદન જગવંદન પ્યારો, જગગુરુ જગ-જયકારી,
રૂપવિબુધનો મોહન પભણે, વૃષભલંછન બલિહારી–હો પ્રભુ૦ ૭

૪

આદિજિનં વન્દે ગુણસદન સદનન્તામલબોધ રે,
બોધકતા ગુણ-વિસ્તૃત-કીર્તિ કીર્તિત-પથમવિરોધ રે–આદિ૦ ૧
રોધ-રહિત-વિસ્ફુરદુપયોગ યોગં દધતમભઙ્ગં રે,
ભઙ્ગં નય-વ્રજ પેશલ-વાચ વાચયમસુખસઙ્ગં રે– આદિ૦ ૨
સઙ્ગત-પદ-શુચિ-વચન-તરઙ્ગં રઙ્ગં જગતિ દદાન રે,
દાન-સુર દ્રુમ મઞ્જુલ-હૃદય હૃદયગમગુણભાન રે–આદિ૦ ૩
ભાઽઽનન્દિત-સુરવર-પુન્નાગ નાગર-માનમ-હમ રે–
હસગતિ પઞ્ચમ-ગતિ-વાસ વાસવવિહિતાશમ રે– આદિ૦ ૪
શમત નય-વચનમનવમ નવ-મઙ્ગલ-દાતાર રે,
તાર-સ્વરમઘ-ઘન-પવમાન માનસુભટ-જેતાર રે–આદિ૦ ૫

વસન્તતિલકા છન્દ

ઇત્થં સ્તુત પ્રથમ-તીર્થપતિઃ પ્રમોદા—
ચ્છ્રીમદ્યશોવિજયવાચકપુઙ્ગવેન ।
શ્રીપુણ્ડરીક-ગિરિરાજ-વિરાજમાનો
માનોન્મુખાનિ વિતનોતુ સતા સુખાનિ ૬

૫

જગજીવન જગવાલહો, મરુદેવાનો નંદ લાલરે,
મુખ દીઠે સુખ ઉપજે, દરિશન અતિહિ આનંદ લાલરે–જગ૦ ૧
આંખડી અંબુજપાંખડી, અષ્ટમીશશિસમ ભાલ લાલરે,
વદન તે શારદચંદલો, વાણી અતિહિ રસાલ લાલરે– જગ૦ ૨
લક્ષણ અંગે વિરાજતા, અડહિયસહસ ઉદાર લાલરે,

વિષય કષાય ન ગંજીઆ, તે પ્રણમું નિશદિન. ૨
બે કોડી કેવળ ધરા, વિહરમાન જિન વીશ;
સહસ કોડી યુગલ નમું, સાધુ નમું નિશદિશ. ૩
**મહાવિદેહમાં શ્રી સીમંધર** સ્વામી, નિત્ય વંદુ પ્રભાત;
ત્રિકરણ વળી ત્રિયોગથી, જપું અહનિશ જાપ. ૪
**ભરતક્ષેત્રમાં** હું રહું, આપ રહો છો વિમુખ;
ધ્યાન લોહ ચુંબક પરે, કરું દૃષ્ટિ સન્મુખ. ૫
**વૃષભ લંછન** ચરણમાં, કંચન વરણી કાય;
ચોવીશ અતિશય શોભતા, વંદું સદા તુમ પાય. ૬

## શ્રી સિદ્ધાચલજીના દોહા.

એકેકું ડગલું ભરે, **શેત્રુંજા** સામો જેહ;
**રિખવ** કહે ભવ કોડનાં, કર્મ ખપાવે તેહ. ૧
**શત્રુંજય** સમો તીરથ નહીં, **ઋષભ** સમા નહિ દેવ;
**ગૌતમ** સરખા ગુરુ નહીં, વળી વળી વંદું તેહ. ૨
**સિદ્ધાચલ** સમરું સદા, સોરઠ દેશ મોઝાર;
મનુષ્ય જન્મ પામી કરી, વંદું વાર હજાર. ૩
**સોરઠ** દેશમાં સંચર્યો, ન ચઢ્યો **ગઢગિરનાર**
**શેત્રુંજી** નદી નાહ્યો નહીં, એળે ગયો અવતાર. ૪
**શેત્રુંજી** નદીએ નાહીને, મુખ બાંધી મુખ કોશ;
દેવ યુગાદિ પૂજીએ, આણી મન સંતોષ. ૫
જગમાં તીરથ દો વડા, **શત્રુંજય ગિરિનાર**
એક ગઢ **રિખવ** સમોસર્યા, એક ગઢ **નેમકુમાર.** ૬
**સિદ્ધાચલ** સિદ્ધિ વર્યા, ગ્રહી મુનિ-લિંગ અનંત;
આગે અનંતા સિદ્ધશે, પૂજો ભવિ ભગવંત. ૭
**શેત્રુંજય ગિરિ** મંડણો, **મરુ દેવાનો** નન્દ;
યુગલા ધર્મ નિવારકો, નમો **યુગાદિ જિણંદ.** ૮

# ભાગ ૫ મો.

## સ્તવનો

### ૧. શ્રી ઋષભદેવ પ્રભુના–૮

૧

ઋષભ જિનેશ્વર પ્રીતમ માહારો રે, ઓર ન ચાહુ રે કંત,
રીઝયો સાહિબ સંગ ન પરિહરે રે, ભાગે સાદિ-અનંત–ઋષભ૦ ૧
પ્રીત સગાઇરે જગમા સહુ કરે રે, પ્રીત સગાઈ ન કોય,
પ્રીત સગાઇરે નિરુપાધિક કહીરે, સોપાધિક ધન ખોય–ઋષભ૦ ૨
કોઇ કંતકારણ કાષ્ઠભક્ષણ કરે રે, મળશું કંતને ધાય,
એ મેળો નવિ કહીએ સંભવે રે, મેળો ઠામ ન ઠાય–ઋષભ૦ ૩
કોઇ પતિરંજન અતિ ઘણુ તપ કરે રે, પતિરંજન તનતાપ;
એ પતિરંજન મે નવિ ચિત્ત ધર્યું રે, રંજનધાતુમિલાપ–ઋષભ૦ ૪
કોઈ કહે લીલા રે અલખ લખ તણી રે, લખ પૂરે મન આશ,
દોષરહિતને લીલા નવિ ઘટે રે, લીલા દોષવિલાસ–ઋષભ૦ ૫
ચિત્તપ્રસન્ને રે પૂજન ફળ કહ્યુ રે, પૂજા અખંડિત એહ,
કપટરહિત થઇ આતમ અરપણોરે, આનંદઘન પદ રેહ–ઋષ૦ ૬

૨

પ્રથમ જિનેશ્વર પ્રણમીએ, જાસ સુગંધિ રે કાય,
કલ્પવૃક્ષ પરે તાસ, ઇંદ્રાણી નયન જે, ભૃંગપરે લપટાય ૧
રોગ ઉરગ તુજ નવિ નડે, અમૃત જે આસ્વાદ,
તેહથી પ્રતિહત તેહ, માનુ કોઇ નવિ કરે, જગમા તુમશુરે વાદ ૨
વગર ધોઇ તુજ નિરમળી, કાયા કંચનવાન,
નહિ પ્રસ્વેદ લગાર, તારે તું તેહને, જે ધરે તાહરુ ધ્યાન ૩

રેખા કર-ચરણાદિકે, અભ્યંતર નહિ પાર લાલરે- જગ૦ ૩
ઇંદ્ર ચંદ્ર-રવિ-ગિરિતણા, ગુણ લેઇ ઘડીયું અંગ લાલરે;
ભાગ્ય કિહાંથકી આવિયું? અચરિજ એહ ઉત્તંગ લાલરે-જગ૦ ૩
ગુણ સઘળા અંગે કર્યા, દૂર કર્યા સવિ દોષ લાલરે;
વાચક **યશવિજયે** શુણ્યો, દેજો સુખનો પોષ લાલરે-જગ૦ ૫

૬

માતા **મરુદેવીના** નંદ! દેખી તાહરી મૂરતિ મારું મન લોભાણુંજી
કરુણાનાગર કરુણાસાગર, કાયા કંચનવાન;
**ધોરી** લંછન પાઉલે કાંઇ, ધનુષ પાંચસેં માન—માતા૦ ૧
ત્રિગડે બેસી ધર્મ કહંતા, સુણે પરષદા બાર;
યોજનગામિની વાણી મીઠી, વરસંતી જલધાર—માતા૦ ૨
ઉરવશી રૂડી અપછરા ને, રામા છે મનરંગ;
પાયે નેઉર રણઝણે કાંઇ, કરતી નાટારંભ—માતા૦ ૩
તું હિ બ્રહ્મા, તું હિ વિધાતા, તું જગતારણહાર;
તુજ સરિખો નહિ દેવ જગતમાં, અડવડિયા આધાર-માતા૦ ૪
તું હિ ભ્રાતા, તું હિ ત્રાતા, તું હિ જગતનો દેવ;
સુર નર કિન્નર વાસુદેવા કરતા તુજ પદ સેવ—માતા૦ ૫
શ્રી **સિદ્ધાચલ** તીરથ કેરો, રાજા **ઋષભજિણંદ**;
કીર્તિ કરે **માણેક** મુનિ તાહરી, ટાળો ભવભયફંદ-માતા૦ ૬

૭

[આજ જિનરાજ મુજ કાજ સિધ્યાં સવે-એ રાગ]

**ઋષભ** જિનરાજ ! મુજ આજ દિન અતિ ભલો,
ગુણનીલો, જેણે તુજ નયણ દીઠો,
દુઃખ ટળ્યાં, સુખ મળ્યાં, **સ્વામિ** ! તુજ નીરખતાં,
સુકૃત સંચય હુઓ, પાપ નીઠો— ઋષભ૦ ૧

કલ્પ શાખી ફળ્યો, કામ ઘટ મુજ મળ્યો,
આંગણે અમિયનો મેહ વુઠો,
મુજ મહીરાણ મહીભાણ તુજ દર્શને,
ક્ષય ગયો કુમતિ અંધેર જુઠો— ઋષભ૦ ૨
કવણ નર કનકમણિ છોડી તૃણ સંગ્રહે ?
કવણ કુંજર તજી કરહ લેવે ?
કવણ બેસે તજી કલ્પતરુ બાઉલે ?
તુજ તજી અવર સુર કોણ સેવે ?—ઋષભ૦ ૩
એક મુજ ટેક સુવિવેક સાહિબ ! સદા,
તુજ વિના દેવ દુજો ન ઈહુ,
તુજ વચન રાગ સુખ સાગરે ઝીલતો,
કર્મ ભર ભ્રમ થકી હુ ન બિહુ— ઋષભ૦ ૪
કોડી છે દાસ વિભુ ! તાહરે ભલભલા,
માહરે દેવ તુ એક પ્યારો,
પતિત પાવન સમો જગત ઉદ્ધારકર,
મહેર કરી મોહિ ભવ જલધિ તારો—ઋષભ૦ ૫
મુક્તિથી અધિક તુજ ભક્તિ મુજ મન વસી,
જેહ શુ સબલ પ્રતિબંધ લાગો,
ચમક પાષાણ જિમ લોહને ખિંચશે,
મુક્તિને સહજ તુજ ભક્તિ રાગો—ઋષભ૦ ૬
ધન્ય તે કાય જેણિ પાય તુજ પ્રણમિયે,
તુજ પુણ્યે જેહ ધન્ય ! ધન્ય જિહા,
ધન્ય ! તે હૃદય જેણિ તુજ સદા સમરતા,
ધન્ય રાત ! ને ધન્ય દીહા !— ઋષભ૦ ૭

ગુણ **અનંતા** સદા તુજ ખજાને ભર્યા,
એક ગુણ દેત મુજ શું વિમાસો ?
**રયણ** એક દેત શી હાણ રયણાયરે ?
લોકની આપદા જેણે નાસો— ઋષભ૦ ૮
ગંગા સમરંગ તુજ **કિર્તિ કલ્લોલને**,
રવિ થકી અધિક **તપ** તેજ તાજો,
**નયવિજય** વિબુધ સેવક હું આપરો,
**જસ** કહે અબ મોહિ ભવ નિવાજો— ૯

૮

રાગ રામકલી (સોહિની)

**ઋષભ દેવ** ! હિતકારી જગતગુરુ ! **ઋષભ દેવ** ! હિતકારી;
પ્રથમ **તીર્થંકર** પ્રથમ **નરેસર**, પ્રથમ **યતિ** વ્રતધારી—૧
**વરસીદાન** દેઇ તુમ જગમેં, ઇલતિ ઇતિ નીવારી,
**તૈસી** કાહી કરતુ નાહી કરુના, સાહિબ બેર હમારી— ૨
માગત નહી હમ **હાથી ઘોરે, ધન કન કંચન નારી;**
દીઓ મોહિ **ચરન કમલકી** સેવા, યાહી લાગત મોહિ પ્યારી-૪
ભવ લીલા વાસિત સુર ડારે, તું પર સબહી ઉવારી,
**મેં** મેરો મન નિશ્ચલ કીનો, તુમ આણા શિર ધારી-જગત૦ ૪
એસો **સાહિબ** નહિ કોઉ જગમેં, યાસું હોય દિલધારી,
દિલ હી દલાલ પ્રેમ કે બીચેં, તિહાં હઠ ખેંચે ગમારી— ૫
તુમ હી સાહીબ મેં હું બંદા, યા મત દીયો વીસારી,
શ્રી **નયવિજય વિબુધ સેવક કે**, તુમ હો પરમ ઉપગારી- ૬

## ૨. શ્રી અજિતનાથ પ્રભુના—૪

૧

પથડો નિહાળુ રે બીજા જિનતણોરે, અજિત અજિતગુણધામ,
જે તે જીત્યારે તેણે હુ જીતિયોરે, પુરુષ કિશ્યુ મુજ નામ ?–૧
ચરમનયણ કરી મારગ જોવતો રે, ભૂલ્યો સયલ સસાર,
જેણે નયણે કરી મારગ જોઇએરે, નયણ તે દિવ્ય વિચાર—૨
પુરુષ પર'પર અનુભવ જોવતા રે, અધોઅધ પલાય,
વસ્તુ વિચારે રે જો આગમે કરીરે, ચરણ ધરણ નહિ ઠાય—૩
તર્ક વિચારે રે વાદ પરપરા રે, પાર ન પહોચે કોય,
અભિમતે વસ્તુ વસ્તુગતે કહે રે, તે વિરલા જગ જોય—૪
વસ્તુ વિચારે રે દિવ્ય નયણતણોરે, વિરહ પડ્યો નિરધાર,
તરતમ જોગેરે તરતમ વાસનારે, વાસિત બોધ આધાર—૫
કાળલબ્ધિ લહી પથ નિહાળશુ રે, એ આશા અવલબ,
એ જન જીવેરે જિનજી જાણજોરે, આન'દઘન મત અબ-૬

૨

[ઓધવજી સદેશો કહેજો મારા શ્યામને—એ રાગ]
પ્રીતલડી બધાણી રે અજિત જિણદશુ,
પ્રભુપાખે ક્ષણ એક મને ન સુહાય જો,
ધ્યાનની તાળી રે લાગી નેહશુ,
જલદઘટા જેમ શિવ-સુત વાહન દાયજો-પ્રીતડી૦ ૧
નેહઘેલુ મન મ્હારુ રે પ્રભુ અળજે રહે,
તનમનધન તે કારણથી પ્રભુ મુજ જો,
મ્હારે તો આધાર રે સાહેબ રાવળો,
અતરગતનુ પ્રભુ આગળ કહુ ગુજ્ઝ જો-પ્રીતલડી૦ ૨
સાહેબ તે સાચો રે જગમા જાણીએ,

સેવકનાં જે સહેજે સુધારે કાજ જો;
એહવા રે આચરણે કેમ કરી રહું ?
બિરુદ તમારું તારણ તરણ જહાજ જો–પ્રીતલડી૦ ૩

તારકતા તુજ માંહે રે શ્રવણે સાંભળી,
તે ભણી હું આવ્યો છું દીનદયાળ ! જો;
તુજ કરુણાની લહેરે રે મુજ કારજ સરે,
શું ઘણું કહીએ ? જાણ આગળ કૃપાળ ! જો–પ્રીતલડી૦ ૪

કરુણાધિક કીધી રે સેવક ઉપરે,
ભવભયભાવઠ ભાંગી ભક્તિપ્રસંગ જો,
મનોવાંછિત ફળિયા રે પ્રભુઆલંબને,
કર જોડીને **મોહન** કહે મનરંગ જો–પ્રીતલડી૦ ૫

૩

**અજિત** જિણંદશું પ્રીતડી, મુજ ન ગમે હો બીજાનો સંગ;
માલતી ફૂલે મોહિયો, કિમ બેસે હો બાવળતરુ ભૃંગ–અ૦ ૧
ગંગાજળમાં જે રમ્યા, કિમ છીલ્લર હો રતિ પામે મરાળ;
સરોવર જળધર જળવિના, નવિ ચાહે હો જગ ચાતક બાળ–અ૦ ૨
કોકિલ કલકૂજિત કરે પામી મંજરી હો પંજરી સહકાર;
ઓછાં તરુવર નવિ ગમે, ગિરુઆશું હો હોયે ગુણનો પ્યાર–અ૦ ૩
કમલિની દિનકર કર ગ્રહે, વળી કુમુદિની હો ધરે ચંદશું પ્રીત;
**ગૌરી ગિરીશ**, ગિરિધર વિના નવિ ચાહે હો **કમલા** નિજચિત્ત–
અજિત૦ ૪
તિમ પ્રભુશું મુજમન રમ્યું, બીજાશું હો નવિ આવે દાય;
શ્રી **નયવિજય** વિબુધ તણો, **વાચકયશ** હો નિત
નિત ગુણ ગાય–અ૦ ૫

૪

[ રાગ– મારો મુજરો લેજો રાજ ]

અજિત જિણેસર ચરણની સેવા, હેવાયે હુ હળિયો,
કહિયે અણચાખ્યો પણ અનુભવ, રમનો ટાણો મળિયો,
પ્રભુજી ! મહેર કરીને આજ કાજ અમારા સારો ૧
મૂકાવ્યો પણ હુ નવિ મૂકુ, ચૂકુ એ નવિ ટાણો,
ભક્તિભાવ ઉઠયો જે અતર, તે કિમ રહે સરમાણો–પ્ર૦ ૨
લોચન શાતિ સુધારસ સુભગા, મુખ મટકાળુ સુપ્રસન્ન, -
યોગ મુદ્રાનો લટકો ચટકો અતિશય તો અતિધન્ન–પ્ર૦ ૩
પિંડ-પદસ્થ-રૂપસ્થે લીનો, ચરણ કમલ તુજ ગ્રહિયા,
ભ્રમર પરે રસ સ્વાદ ચખાવો, વિરસો કા કરો મહિયા–પ્ર૦ ૪
બાળકાળમા વાર અનતી, સામગ્રીયે હુ નવિ જાગ્યો,
યૌવન કાળે તે રસ ચાખ્યો, તુ સમરથ પ્રભુ માગ્યો–પ્ર૦ ૫
તુ અનુભવ દેવા સમરથ, હુ પણ અરથી તેહનો,
ચિત્ત વિત્તને પાત્ર સબધે, અજર રહ્યો હવે કેહનો–પ્ર૦ ૬
પ્રભુની મહેરે તે રસ ચાખ્યો, અતરગ સુખ પામ્યો,
માનવિજય વાચક ઇમ જપે, હુઓ મુજ મન કામ્યો–પ્ર૦ ૭

## ૩ શ્રી સંભવનાથ પ્રભુના–૩

શ્રી સભવ જિનરાજજીરે ! તાહરુ અકળ સ્વરૂપ-જિનવર પૂજો,
સ્વપરપ્રકાશક દિનમણિ રે, સમતારસનો ભૂપ, જિન૦
પૂજો પૂજોરે ભવિજન પૂજો, પ્રભુ પૂજ્યા પરમાનદ–જિન૦ ૧
અવિસવાદી નિમિત્ત છો રે, જગતજતુ સુખકાજ–જિન૦
હેતુ સત્ય બહુ માનથીરે, જિન સેવ્યા શિવરાજ– જિન૦ ૨

ઉપાદાન આતમ સહિરે, પુષ્ટાલંબન દેવ-જિન૦
ઉપાદાન કારણપણે રે, પ્રગટ કરે પ્રભુસેવ- જિન૦ ૩
કારજગુણ કારણપણે રે, કારણ કાર્ય અનૂપ-જિન૦
સકળ સિદ્ધતા તાહરી રે, માહરે સાધનરૂપ- જિન૦ ૪
એક વાર પ્રભુ વંદના રે, આગમ રીતે થાય જિન૦
કારણ સત્યે કાર્યની રે, સિદ્ધિ પ્રતીતિ કરાય- જિન૦ ૫
પ્રભુપણે પ્રભુ ઓળખી રે, અમલ વિમલ ગુણગેહ-જિન૦
સાધ્યદૃષ્ટિ સાધકપણે રે, વંદે ધન્ય નર તેહ- જિન૦ ૬
જન્મ કૃતારથ તેહનો રે, દિવસ સફળ પણ તાસ-જિન૦
જગત શરણ જિનચરણને રે, વંદે ધરીય ઉલ્લાસ-જિન૦ ૭
નિજ સત્તા નિજ ભાવથી રે, ગુણ અનંતનું ઠાણ-જિન૦
**દેવચંદ્ર** જિનરાજજી રે, શુદ્ધ સિદ્ધસુખખાણ- જિન૦ ૮

૨

**સંભવ** જિનવર! વિનતિ, અવધારો ગુણજ્ઞાતારે;
ખામી નહિ મુજ ખીજમતે, કદિયે હોશો ફળદાતારે-સંભવ૦ ૧
કર જોડી ઉભો રહું રાતદિવસ તુમ ધ્યાનો રે;
જો મનમાં આણો નહિ, તો શું કહીએ છાનો રે?-સંભવ૦ ૨
ખોટ ખજાને કો નહિ, દીજીએ વંછિત દાનો રે;
કરુણા નજર પ્રભુજી તણી, વાધે સેવક વાનો રે- સંભવ૦ ૩
**કાળલબ્ધિ** મુજ મતિ ગણો, **ભાવ લબ્ધિ** તુમ હાથે રે;
લડથડતું પણ ગજબચું, ગાજે ગયવર સાથે રે- સંભવ૦ ૪
દેશો તો તુમહિ ભલું, બીજા તો નવિ જાચું રે;
**વાચક યશ** કહે સાંઇશું, ફળશે એ મુજ સાચું રે-સંભવ૦ ૫

૩

સમકિત દાતા સમકિત આપો, મન માગે થઈ મીઠુ,
છતી વસ્તુ દેતા શુ શોચો ? મીઠુ જે સહુએ દીઠુ,
પ્યાગ પ્રાણ થકી છો રાજ ! સભવ જિનજી! મુજને–પ્યારા૦ ૧
એમ મત જાણો જે આપે લહીએ, તે લાધુ, શુ લેવુ ?
પણ પરમારથ પ્રીછી આપે, તેહીજ કહીએ દેવું–પ્યારા૦ ૨
"અર્ચી હુ, તુ અર્થ સમર્પક" ઇમ મત કરજો હાસુ,
પ્રગટ હતું તુજને પણ પહેલા એ હાસાનુ પાસુ-પ્યારા૦ ૩
પરમ પુરુષ તુમે પ્રથમ ભજીને, પામ્યા ઇમ પ્રભુતાઇ,
તેણે રૂપે તુમને અમે ભજીએ, તેણે તુમ હાથ વડાઇ–પ્યારા૦ ૪
તમે સ્વામી, હુ સેવા કામી, મુજરે સ્વામી નિવાજે,
નહિતો હઠ માઠી માગતા, કીણવિધ સેવક લાજે ?–પ્યારા૦ ૫
જ્યોતિ જ્યોતિ મીલે મન પ્રીછો, કુણ લહેશે કુણ ભજશો ?
સાચી ભક્તિ તે હંસ તણી પરે, ખીર નીર નય કરશે–પ્યારા૦ ૬
ઓલગ કીધી તે લેખે આવી, ચરણ ભેટ પ્રભુ દીધી,
રૂપ વિબુધનો મોહન પભણે રસના પાવન કીધી પ્યારા૦ ૭

## ૪ શ્રી અભિનંદન સ્વામિના—૪

૧

અભિનંદન જિન ! દરિશણ તરસીએ, દરિશણ દુર્લભ દેવ,
મત મત ભેદે રે જો જઈ પૂછીએ, સૌ થાપે 'અહમેવ"–અભિ૦૧
સામાન્યે કરી દરિશણ દોહિલુ, નિર્ણય સકલ વિશેષ,
મદમે ઘેર્યો રે અંધો કેમ કરે રવિ શશિ રૂપ વિલેષ ?–અભિ૦ ૨
હેતુવિવાદે હો ચિત્ત ધરી જોઇએ, અતિ દુર્ગમ નયવાદ,
આગમવાદે હો ગુરુગમ કો નહિ, એ સબલો વિષવાદ–અભિ૦ ૩

ઘાતી ડુંગર આડા અતિ ઘણા, તુજ દરિશણ જગનાથ !
ધીઠાઇ કરી મારગ સંચરું, સેંગુ કોઈ ન સાથ- અભિ૦ ૪
"દરિસણ" "દરિસણ" રટતો જો ફિરું, તો રણરોઝસમાન;
જેહને પિપાસા હો અમૃતપાનની, કેમ ભાંજે વિષપાન ?–અભિ૦ ૫
તરસ ન આવે હો મરણ જીવન તણો, સીઝે જો દરિશણ કાજ;
દરિશણ દુર્લંભ, સુલભ કૃપાથકી, **આનંદઘન મહારાજ !–**
અભિ૦ ૬

૨

દીઠી હો પ્રભુ ! દીઠી જગગુરુ ! તુજ, મૂરતિ હો પ્રભુ !
મૂરતિ મોહનવેલડીજી;
**મીઠી** હો પ્રભુ ! **મીઠી** તાહરી વાણ, લાગે હો પ્રભુ !
લાગે જેસી સેલડીજી—૧
જાણું હો પ્રભુ ! જાણું જન્મ કયત્થ, જો હું હો પ્રભુ !
જો હું તુમ સાથે મિલ્યોજી,
સુરમણિ હો પ્રભુ ! સુરમણિ પામ્યો હત્થ, આંગણે હો પ્રભુ !
આંગણે મુજ સુરતરુ ફળ્યોજી-૨
જાગ્યા હો પ્રભુ ! જાગ્યા પુણ્યઅંકુર, માગ્યા હો પ્રભુ !
મુહ માગ્યા પાસા ઢળ્યાજી;
વૂઠયા હો પ્રભુ ! વૂઠયા અમિરસ મેહ, નાઠા હો પ્રભુ !
નાઠા અશુભ, શુભ દિન વળ્યાજી-૩
ભૂખ્યા હો પ્રભુ ! ભૂખ્યા મળ્યા ઘૃતપૂર, તરસ્યા હો પ્રભુ !
તરસ્યા દિવ્ય ઉદક મળ્યાજી;
થાકયા હો પ્રભુ ! થાકયા મળ્યા સુખપાળ, ચાહતાં હો પ્રભુ !
ચાહતાં સજ્જન હેજે હળ્યાજી-૪

દીવો હો પ્રભુ ! દીવો નિશા વન ગેહ, સાખી હો પ્રભુ !
સાખી થલે, જળનૌકા મળીજી,
કલિયુગે હો પ્રભુ ! કલિયુગે દુલ્લહો તુજ, દરિશન હો પ્રભુ !
દરિશન લહ્યુ, આશા ફળીજી--૫
વાચક હો પ્રભુ ! વાચક યશ તુમ દાસ, વિનવે હો પ્રભુ !
વિનવે અભિનંદન ! સુણોજી,
કહીએ હો પ્રભુ ! કહીએ મ દેશો છેહ, દેજો હો પ્રભુ !
દેજો સુખ દરિશન તણોજી—૬

૩

[ રાગ—નટ અથવા ગૌડ મલ્હાર ]

પ્રભુ તેરે નયનકી હુ બલિહારી (ટેક)
યાકી શોભા વિજીત તપસા, કમલ કરતુ હે જલચારી,
વિધુ કે શરણ ગયો મુખ અરીસે, વનથે ગગન હરિણુ હારી—
પ્રભુ૦ ૧
સહજ હિ અંજન મંજુલ નિરખત, ખંજન ગર્વ દીયો ડારી,
છીન લહી હિ ચકોરકી શોભા, અગ્નિ ભખે સો દુખ ભારી—
પ્રભુ૦ ૨
ચંચલતા ગુણ લીયો મીનકો, અલિજ્યુ તારા હે કારી,
કહુ સુભગતા કેતિ ઈનકી, મોહી સબહી અમરનારી પ્રભુ૦ ૩
ઘુમત હે સમતા રસમે જેસે ગજ બારમદવારી,
તીન ભુવનમે નહીં ઈનીકો, અભિનંદન જિન અનુકારી—
પ્રભુ૦ ૪
મેરે મન તો તુહી રુચત હે, પરે કુણ પરકે લારી ?
તેરે નયનકી મેરે નયનમે, જશ કહે દીયો છબી અવતારી—
પ્રભુ૦ ૫

૪

તુમ્હે જોજ્યો જોજ્યો રે, વાણીનો પ્રકાશ,
તુમ્હે જોજ્યો જોજ્યો રે,
ઉઠે છે અખંડ ધ્વનિ, જોજને સંભળાય,
નર-તિરિય-દેવ આપણી સહુ ભાષા સમજી જાય-
તુમ્હે૦ ૧

દ્રવ્યાદિક દેખી કરીને, જાય નિખેપે જુત્ત;
ભંગ તણી રચના ઘણી, કાંઈ જાણે સહુ અદ્‌ભુત-
તુમ્હે૦ ૨

પય સુધા ને ઇક્ષુવારિ, હારી જાયે સર્વ;
પાખંડી જન સાંભળીને મૂકી દિયે ગર્વ- તુમ્હે૦ ૩
ગુણ પાંત્રીસ અલંકરી, અભિનંદનજિનવાણી;
સંશય છેદે મન તણા, પ્રભુ કેવલજ્ઞાને જાણી— તુમ્હે૦ ૪
વાણી જે નર સાંભળે તે, જાણે દ્રવ્ય ને ભાવ;
નિશ્ચય ને વ્યવહાર જાણે, જાણે નિજ-પરભાવ-તુમ્હે૦ ૫
સાધ્ય સાધન ભેદ જાણે, જ્ઞાન ને આચાર,
હેય જ્ઞેય ઉપાદેય જાણે, તત્ત્વાતત્ત્વ વિચાર— તુમ્હે૦ ૬
નરક સરગ અપવગ્ગ જાણે, થિર વ્યય ને ઉત્પાદ;
રાગ દ્વેષ અનુબંધ જાણે, ઉત્સર્ગ ને અપવાદ-તુમ્હે૦ ૭
નિજ સ્વરૂપને ઓળખીને, અવલંબે સ્વરૂપ;
ચિદાનંદઘન આતમ તે, થાયે જિન ગુણ ભૂપ-તુમ્હે૦ ૮
વાણીથી જિન ઉત્તમ કેરા, અવલંબે પદ પદ્મ;
નિયમા તે પરભાવ તજીને, પામે શિવપુર સદ્મ—
તુમ્હે૦ ૯

## ૫ શ્રી સુમતિનાથ પ્રભુના-૩

૧

[ રાગ- મારુ ]

**સુમતિનાથ !** સાચા હો, ( ટેક )
પરિ પરિ પરખત હિ ભયા, જૈસા **હીરા** જાચા હો,
ઔર દેવ સવિ **પરિહર્યા**, મેં જાણી કાચા હો— સુ૦ ૧
તૈસી **ક્રિરિયા** હૈ ખરી, જૈસી તુજ વાચા હો,
ઔર દેવ સવિ મોહે ભર્યા, સવિ **મિથ્યા** માચ્યા હો—સુ૦ ૨
**ચઉરાશી લખ** વેષમા હુ બહુ પરિ **નાચ્યા** હો,
**મુગતિદાન દેઇ સાહિબા! રે,** અબ કર હો ઉવાચા હો-સુ૦ ૩
લાગી અગ્નિ કપાયકી, સબ ઠોર રહિ આચ્યા હો,
**રક્ષક** જાણી આદર્યો, **મેં** તુમ **સરન** માચ્યા હો—સુ૦ ૪
**પક્ષપાત** નહિ કોઉ સુ, નહિ લાલચ લાચ્યા હો,
**શ્રી નયવિજય** સુશિષ્યકો, તોસુ દિલ રાચ્યા હો—સુ૦ ૫

૨

**સુમતિચરણકજ** આતમ અરપણો, દરપણ જેમ અવિકાર સુજ્ઞાની!
મતિતરપણ બહુમ મત જાણીએ, પરિસરપણ સુવિચાર-સુ૦ ૧
ત્રિવિધ સકલ તનુધરગત આતમા, બહિરાતમ ધુરિ ભેદ-સુ૦
બીજો અતરઆતમ, તીસરો-પરમાતમ અવિચ્છેદ- સુ૦ ૨
આતમબુદ્ધે કાયાદિકે ગ્રહ્યો, બહિરાતમ અઘરૂપ—સુ૦
કાયાદિકનો હો સાખીધર રહ્યો, અતર આતમરૂપ— સુ૦ ૩
જ્ઞાનાનદે હો પૂરણ પાવનો, વર્જિત સકલ ઉપાધિ—સુ૦
અતીંદ્રિય ગુણગણમણિઆગરુ, ઈમ પરમાતમ સાધ—સુ૦ ૪
બહિરાતમ તજી અતરઆતમા-રૂપ થઇ થિરભાવ-સુ૦
પરમાતમનુ હો આતમ ભાવવુ, આતમ અરપણ દાવ-સુ૦ ૫

આતમ અરપણ વસ્તુ વિચારતાં, ભરમ ટળે મતિદોષ—સુ૦
પરમ પદારથ સંપત્તિ સંપજે, **આનંદઘન** રસ પોષ—સુ૦ ૬

૩

**સુમતિનાથ** ગુણશું મિલિજી, વાધે મુજ મન પ્રીતિ;
તેલબિંદુ જેમ વિસ્તરેજી, જળમાંહે ભલી રીતિ—
સોભાગી જિનશું લાગ્યો અવિહડ રંગ— ૧
સજ્જનશું જે પ્રીતડીજી, છાની કેમ [ તે ન ] રખાય ?
પરિમલ કસ્તૂરી તણોજી, મહીમાંહે મહકાય—સોભાગી૦ ૨
આંગળીએ નહિ મેરુ ઢંકાએ, છાબડીએ રવિતેજ;
અંજળીમાં જિમ ગંગ ન માયે, મુજ મન તિમ પ્રભુહેજ—
સોભાગી૦ ૩
હુઓ છીપે નહિ અધર અરુણ જિમ, ખાતાં પાન સુરંગ;
પીવત ભરભર પ્રભુગુણ પ્યાલા, તિમ મુજ પ્રેમ અભંગ—
સોભાગી૦ ૪
ઢાંકી ઇક્ષુ પરાળશુંજી, ન રહે લહી વિસ્તાર;
**વાચક યશ** કહે પ્રભુતણોજી, તિમ મુજ પ્રેમ પ્રકાર—
સોભાગી૦ ૫

## ૬. શ્રી પદ્મપ્રભ પ્રભુના—૪

૧

[ રાગ-પૂર્વી- ગિરિવર દરિશન વિરલા પાવે-એ **દેશી** ]

ઘડી ઘડી સાંભરે સાંઇ સલૂના—ઘડી ઘડી૦
**પદ્મપ્રભ** જિન દિલસેં ન વિસરે, માનું કિયો કછું ગુનકો દૂના;
દરિસન દેખતહિ સુખ પાઉં, તો બિન હોત હું ઉના-દૂના—
ઘડી ઘડી૦ ૧

પ્રભુ ગુન જ્ઞાન ધ્યાન વિધિ રચના, પાન સુપારી કાથા ચૂના,
રાગ ભયો દીલમે આ યોગે, રહે છિપાયા ના છાના છૂના—
ઘડી ઘડી૦ ૨

પ્રભુ ગુન ચિત્ત બાંધ્યો સબ સાખે કુન પેસે લેઈ ઘરકા ખૂના?
રાગ જગા પ્રભુ શુ મોહિ પરગટ, કહો નયા કોઉ કહો જૂના?
ઘડી ઘડી૦ ૩

લોક લાજ સે જે ચિત્ત ચોરે, સો તો સહજ વિવેક હી સૂના,
પ્રભુ ધ્યાન વગર ભ્રમ ભૂલ્યા, કરે ક્રિયા સો રાને રૂના—
ઘડી૦ ઘડી૦ ૪

મેં તો નેહ કિયો તોહિ સાથે, અબ નિવાહ તો તોથેઇ હૂના,
જશ કહે તો વિનુ ઔર ન સેવુ, અમિય ખાઇ કુન ચાખે લૂના?
ઘડી૦ ઘડી૦ ૫

૨

શ્રી પદ્મપ્રભ સ્વામિ ! અરજ સુણો અભિરામી,
આજ હો શિરનામિરે બહુ વિધ પરે વિનવુજી— ૧

તુમ્હે છો જગદાધાર મુજ સેવકને તાર,
આજ હો ધારી રે, મુજ સ્વામીજી નિજ ચિત્તમાજી— ૨

બગનિવછલ ભગવાન, મુજપે હન્યો મહિરણાન,
આજ હો મુજ ઉપરે રે, બિમણી સ્નેહલતા ધરીજી— ૩

તુમ સમ માહરે સ્વામી, હવે ન રહી કાઇ ખામી,
આજ હો કામિત રે, માહરા હવે પૂરણ થાયશેજી— ૪

પ્રેમ વિબુધ સુપસાય, ભાણુ નમે તુમ પાય,
આજ હો દેજ્યોરે ભાણુ તુજ પદ સેવનાજી— ૫

૩

**પદ્મપ્રભ** જિન ! તુજ મુજ આંતરું રે, કિમ ભાંજે ભગવંત ! ?
કર્મવિપાકે કારણ જોઇને રે, કોઇ કહે મતિમંત- પદ્મ૦ ૧
પયઇ ઠિઇ અણુભાગ પ્રદેશથીરે, મૂલ ઉત્તર બહુ ભેદ;
ઘાતી-અઘાતી હો બંધુદય ઉદીરણા રે, સત્તા કર્મ વિચ્છેદ-૨
કનકોપલવત પયડિ-પુરુપતણીરે, જોડી અનાદિ સ્વભાવ;
અન્ય સંયોગે જિહાં લગે આતમારે, સંસારી કહેવાય- ૩
કારણજોગે હો બંધે બંધનેરે, કારણ મુગતિ મૂકાય;
આશ્રવ સંવર નામ અનુક્રમેરે, હેય ઉપાદેય સુણાય- ૪
યુંજનકરણે હો અંતર તુજ પડ્યો રે, ગુણકરણે કરી ભંગ;
ગ્રંથઉક્તે કરી પંડિત જન કહ્યો રે, અંતર ભંગ સુઅંગ- ૫
તુજ મુજ અંતર અંતર ભાંજશેરે, વાજશે મંગલ તૂર;
જીવસરોવર અતિશય વાધશેરે, **આનંદઘન** રસપૂર— ૬

૪

**પદ્મપ્રભ** જિન જઇ અળગા રહ્યા, જિહાંથી નાવે લેખોજી,
કાગળને મષી તિહાં નવિ સંપજે, ન ચાલે વાટ વિશેષોજી—
સુગુણ ! સનેહા ! રે કદિય ન વિસરે— ૧
ઇહાંથી તિહાં જઇ કોઇ આવે નહિ, જેહ કહે સંદેશોજી;
જેહનું મિલવું દોહિલું, તેહ શું-નેહ તે આપ કિલેશોજી- ૨
વીતરાગશું રે રાગ તે એક પખો, કીજે કવણ પ્રકારોજી;
ઘોડા દોડેરે સાહિબવાજમાં, મન નાણે અસવારોજી— ૩
સાચી ભક્તિ રે ભાવનરસ કહ્યો, રસ હોય તિહાં દોય રીઝેજી;
હોડા હોડેરે બિહું રસરીઝથી, મનના મનોરથ સીઝેજી— ૪
પણ ગુણવંતારે ગોઠે ગાજીએ, મ્હોટા તે બિશ્રામજી;
**વાચકયશ** કહે એહ જ આશરે, સુખ લહું ઠામોઠામજી-૫

## ૭ શ્રી સુપાર્શ્વનાથ પ્રભુના-૨

૧

શ્રી સુપાસ જિન વદીએ, સુખસપત્તિને હેતુ લલના,
શાત સુધારસ જલનિધિ, ભવસાગરમા સેતુ લલના-શ્રી૦ ૧
સાત મહાભય ટાળતો, સપ્તમ જિનવર દેવ લલના,
સાવધાન મનમા કરી, ધારો જિનપદસેવ લલના- શ્રી૦ ૨
શિવ શકર જગદીશ્વરુ, ચિદાનદ ભગવાન લલના,
જિન અરિહા તીર્થંકરુ, જયોતિસ્વરૂપ અસમાન લલના-શ્રી૦ ૩
અલખ નિરજન વચ્છલુ, સકળ જતુ વિશરામ લલના,
અભયદાનદાતા સદા, પૂરણ આતમરામ લલના- શ્રી૦ ૪
વીતરાગ મદ કલ્પના, રઇ અરઇ ભય સોગ લલના,
નિદ્રા તદ્રા-દુરદશા-રહિત અબાધિતયોગ લાલના- શ્રી૦ ૫
પરમ પુરુષ પરમાતમા, પરમેશ્વર પરધાન લલના,
પરમ પદારથ પરમેષ્ઠી, પરમ દેવ પરમાન્ન લલના--શ્રી૦ ૬
વિધિ વિરચી વિશ્વભરુ, ઋષિકેશ જગનાથ લલના,
અઘહર અઘમોચન ધણી, મુકિત પરમપદ સાથ લલના--શ્રી૦ ૭
એમ અનેક અભિધા ધરે, અનુભવગમ્ય વિચાર લલના,
જે જાણે તેહને કરે, આનંદઘન અવતાર લલના- શ્રી૦ ૮

૨

શ્રી સુપાસ જિનરાજ ! તુ ત્રિભુવન શિરતાજ,
આજ હો છાજે રે ઠકુરાઇ, પ્રભુ ! તુજ પદ તણી જી ૧
દિવ્યધ્વનિ, સુરફૂલ, ચામર, છત્ર અમૂલ,
આજ હો રાજે રે ભામડલ, ગાજે દુદુભિ જી ૨
અતિશય સહજના ચ્યાર, કર્મ ખપ્યાથી અગ્યાર,
આજ હો કીધા રે ઓગણીગે, સુર ગુણભાસુરે જી ૩

વાણી ગુણ પાંત્રીશ, પ્રાતિહારજ જગદીશ;
આજ હો રાજે રે દીવાજે, છાજે આઠશું જી. ૪
સિંહાસન, અશોક, બેઠા મોહે લોક;
આજ હો સ્વામીરે શિવગામી, **વાચકયશ** થુણ્યો જી. ૫

## ૮. શ્રી ચન્દ્રપ્રભપ્રભુના—૨

૧

દેખણ દેરે સખિ! મુને દેખણ દે, **ચન્દ્રપ્રભ** મુખચંદ-સખિ૦
ઉપશમ રસનો કંદ સખિ ! સેવે સુરનર ઇંદ- સખિ૦
ગત કલિમલ દુઃખ દ્વંદ, સખિ ! મુને દેખણ દે— ૧
સુહુમ નિગોદે ન દેખિયો સખિ! બાદર અતિહિ વિશેષ-સખિ૦
પુઢવી આઉ ન લેખિયો સખિ ! તેઉ વાઉ ન લેશ—સખિ૦ ૨
વનસ્પતિ અતિ ઘણ દીહા સખિ ! દીઠો નહીંય દીદાર-સખિ૦
બિ-તિ-ચઉરિંદિ જલ લિહા સખિ! ગતિસન્નિ પણ ધાર-સખિ૦ ૩
સુરતિરિ નિરય નિવાસમાં સખિ! મનુજ અનારજ સાથ-સખિ૦
અપજ્જત્તા પ્રતિભાસમાં સખિ! ચતુર ન ચઢિયો હથ-સખિ૦ ૪
એમ અનેક થલ જાણિયે સખિ! દરિસણ વિણ જિનદેવ-સખિ૦
આગમથી મતિ આણીયે સખિ ! કીજે નિર્મલ સેવ-સખિ૦ ૫
નિર્મલ સાધુ ભગતિ લહી સખિ ! યોગઅવંચક હોય-સખિ૦
કિરિયાઅવંચક તિમ સહી સખિ ! ફળ અવંચક જોય-
સખિ૦ ૬
પ્રેરક અવસર જિનવરુ સખિ ! મોહનીય ક્ષય થાય-સખિ૦
કામિતપૂરણ સુરતરુ સખિ ! **આનંદઘન** પ્રભુપાય—સખિ૦ ૭

૨

**ચંદ્રપ્રભ** જિન સાહેબારે ! તુમે છો ચતુર સુજાણ, મનના માન્યા;
સેવા જાણો દાસનીરે, દેશો પદ નિરવાણ, મનના માન્યા.

આવો આવો રે ચતુર સુખભોગી ! કીજે વાત એકાંત અભોગી !
ગુણગોઠે પ્રગટે પ્રેમ, મનના માન્યા— ૧
ઓછુ અધિકુ પણ કહેરે, આમ ગાયત જેહ— મનના૦
આપે ફળ જે અણકહેરે, ગિરુઓ સાહિબ તેહ—મન૦ આવો૦ ૨
દીન કહ્યા વિણ દાનથીરે, દાતાની વાધે મામ—મનના૦
જળ દીએ ચાતક ખીજવીરે, મેઘ હુઓ તિણે શ્યામ—મનના૦ ૩
પીઉ પીઉ કરી તમને જપુરે, હુ ચાતક તુમે મેહ— મનના૦
એક લહેરમા દુખ હરેરે, વાધે બમણો નેહ—મનના૦ ૪
મોડુ વહેલુ આપવુ રે, તો શી ઢીલ કરાય ? મનના૦
વાચકયશ કહે જગધણીરે ! તુમ તૂઠે સુખ થાય—મનના૦ ૫

## ૯. શ્રી સુવિધિનાથ પ્રભુના—૪

૧

[ રાગ કેદારો ]

મે કીનો નહિ તો બિન ઓર શુ રાગ [ ૨ ]
દિન દિન વાન ચઢત ગુન તેરો જ્યુ કચન પર ભાગ,
ઓરનમે હે કષાયકી કાલિમા, સો કયુ સેવા લાગ ?—મે૦ ૧
રાજહસ તુ માનસરોવર, ઔર અશુચિ રુચિ કાગ,
વિષયભુજંગમ ગરુડ તુ કહિયે, ઔરવિષયવિષનાગ—મે૦ ૨
ઔર દેવ જલછિલ્લર સરિખે, તું તો સમુદ્ર અથાગ,
તુ સુરતરુ-જગ-વાછિત-પૂરન ઔર તો સૂકે સાગ— મે૦ ૩
તુ પુરુષોત્તમ, તુહિ નિરંજન, તુ શકર, વડભાગ
તુ બ્રહ્મા, તુ બુદ્ધ, મહાબલ, તુહિ દેવ વીતરાગ—મે૦ ૪
સુવિધિનાથ તુજ ગુન ફૂલનકો. મેરો દિલ હે બાગ,
જસ કહે ભ્રમર રસિક હોઈ તામે, લીજે ભક્તિ પરાગ—મે૦ ૫

૨

જ્ઞાની શિર ચૂડામણિજી, જગ જીવન જિનચંદ;
મળીયો તું પ્રભુ ! એ સમેજી, ફળીયો સુરતરુ કંદ;
**સુવિધિ** જિન તુમ્હ શું અવિહડ નેહ, જિમ બપઇયા મેહ-૧
માનુ મેં મરૂ મંડળેજી, પામ્યો સુરતરુ સાર;
ભૂખ્યાને ભોજન ભલુંજી, તરસ્યાં અમૃત વારિ— સુવિધિ૦ ૨
દુષિમ દુષમા કાળમાંજી, પૂરવ પુણ્ય પ્રમાણ;
તું સાહિબ જો મુજ મિળ્યોજી, પ્રગટ્યો આજ વિહાણ–સુવિધિ૦ ૩
સમરણ પણ પ્રભુજીતણુંજી, જે કરે તે કૃતપુણ્ય;
દરિસણ જે એ અવસરેજી, પામે તે ધન્ય ધન્ય—સુવિધિ૦ ૪
ધન્ય દિવસ ધન્ય એ ઘડીજી, ધન્ય મુજ વેલારે એહ;
જગજીવન જગ વાલહોજી, ભેટ્યો તું સસનેહ— સુવિધિ૦ ૫
આજ ભલી જાગી દિશાજી, ભાગી ભાવઠ દૂર;
પામ્યો વાંછિત કામનાજી, પ્રગટ્યો સહજ સનૂર—સુવિધિ૦ ૬
અંગીકૃત જિન દાસનીજી, આશા પૂરોરે દેવ !
**નયવિજય** કહે તો સહિજી, સુગુણ સાહિબની સેવ—સુવિધિ૦ ૭

૩

**સુવિધિ** જિણેસર પાય નમીને, શુભ કરણી એમ કીજે રે;
અતિ ઘણો ઉલટ અંગ ધરીને, પ્રહ ઉઠીને પૂજીજે રે-સુવિધિ૦ ૧
દ્રવ્ય-ભાવશુચિભાવ ધરીને, હરખે દેહરે જઇએ રે;
દહ તિગ, પણ અહિગમ સાચવતાં, એકમના ધુરિ થઇએરે–સુવિધિ૦૨
કુસુમ, અક્ષત, વર, વાસ સુગંધો, ધૂપ, દીપ મન સાખી રે;
અંગપૂજા પણ ભેદ સુણી એમ, ગુરુમુખ આગમ ભાખીરે-સુવિધિ૦૩
એહનું ફળ દોય ભેદ સુણીજે, અનંતર ને પરપર રે;
આણાપાલણ ચિત્ત પ્રસન્ની, મુગતિ સુગતિ સુરમંદિરરે–સુવિધિ૦૪

ફૂલ, અક્ષત, વર ધૂપ, પઈવો, ગંધ, નૈવેદ્ય, ફળ, જળ ભરીરે,
અંગ-અગ્ર પૂજા મળી અડવિધ, ભાવે ભવિક શુભ ગતિ વરીરે-
સુવિધિ૦ ૫

સત્તર ભેદ, એકવીશ પ્રકારે, અષ્ટોત્તરશત ભેદે રે,
ભાવપૂજા બહુ વિધિ નિરધારી, દોહગ દુર્ગતિ છેદે રે-સુવિધિ૦ ૬
તુરિય ભેદ **પડિવત્તિ**પૂજા, ઉપશમ ખીણ સયોગી રે,
ચઉહા પૂજા ઇમ **ઉત્તરજ્ઝયણે** ભાખી કેવલભોગી રે સુવિધિ૦ ૭
એમ પૂજા બહુ ભેદ સુણીને, સુખદાયક શુભ કરણી રે,
ભવિક જીવ કરશે, તે લેશે, **આનંદઘન** પદ ધરણીરે-સુવિધિ૦ ૮

૮

લઘુ પણ હું તુમ મન નવિ માવું રે, જગગુરુ! તમને દિલમાં લાવું રે,
કુણને દીજે એ સાબાશી રે? કહો શ્રી **સુવિધિ જિણંદ!** વિમાસીરે ૧
મુજ મન અણુમાંહે ભક્તિ છે ઝાઝીરે, તેહ દરીનો તું છે માજીરે,
યોગી પણ જે વાત ન જાણેરે, તે અચરિજ કુણથી હુઓ ટાણેરે? ૨
અથવા થિરમાંહે અથિર ન માવે રે, મ્હોટો ગજ દરપણમાં આવેરે,
જેહને તેજે બુદ્ધિ પ્રકાશી રે, તેહને દીજે એ સાબાશી રે ૩
ઊર્ધ્વ મૂલ તરુઅર અધ શાખારે, છંદ પુરાણે એહવી ભાખારે,
અચરિજવાળે અચરિજ કીધું રે, ભક્તે સેવક કારજ સીધું રે, ૪
લાડ કરી જે બાળક બોલેરે, માતપિતામન અમિયને તોલેરે,
શ્રી નયવિજય વિબુધનો શિશોરે, યશ કહે ઇમ જાણો જગદીશોરે ૫

## ૧૦ શ્રી શીતલનાથ પ્રભુના—૨

૧

[ રાગ- અડાણો ]

શીતલ! જિન! મોહિ પ્યારા,
સાહિબ! શીતલ જિન! મોહિ પ્યારા— (ટેક)

ભુવન વિરોચન પંકજ લોચન, જિઉ કે જિઉ હમારા-શી૦ ૧

જ્યોતિશું જ્યોત મિલત જબ ધ્યાવે, હોવત નહિ તબ ન્યારા;
બાંધી મુઠી ખુલે ભવ માયા; મીટે મહા ભ્રમ ભારા—શી૦ ૨

તુમ ન્યારે તબ સબહિ ન્યારા, અંતર કુટુંબ ઉદારા;
તુમહિ નજીક નજીક હો સબહિ, ઋદ્ધિ અનંત અપારા—શી૦ ૩

વિષય લગનકી અગનિ બુઝાવત, તુમ ગુન અનુભવ ધારા;
ભઇ મગનતા તુમ ગુન રસકી, કુન કંચન ? કુન દારા ?—શી૦ ૪

શીતલતા ગુન હોર કરત તુમ, ચંદન કાહુ બિચારા ?
નામહિ તુમ તાપ હરત હે, વાકું ઘસત ઘસારા— શી૦ ૫

કરહુ કષ્ટ જન બહુત હમારે, નામ તિહારો આધારા;
**જસ** કહે જનમ મરણ ભય ભાગો, તુમ નામે ભવપારા-શી૦ ૬

૨

**શ્રી શીતલ** જિન ભેટીએ, કરી ભકતેં ચોખું ચિત્ત હો;
તેહથી શ્યું કહો છાનું કિશ્યું, જેહને સોંપ્યાં તન મન વિત્ત હો ?-
શ્રી૦ ૧

દાયક નામે છે ઘણા, પણ તું સાયર, તે કૂપ હો;
તે બહુ ખજુઆ તગતગે, તું દિનકર તેજ સ્વરૂપ હો—શ્રી૦ ૨

મ્હોટો જાણી આદર્યો, દારિદ્રય ભાંગો જગતાત ! હે;
તું કરુણાવંતશિરોમણિ, હું કરુણાપાત્ર વિખ્યાત હો— શ્રી૦૩

અંતરજામી સવિ લહો, અમ મનની જે છે વાત હો;
મા આગળ મોસાળના, શ્યા વર્ણવવા અવદાત ? હો—શ્રી૦ ૪

જાણો તો તાણો કિશ્યું ? સેવા ફળ દીજે દેવ ! હો;
**વાચકયશ** કહે ઢીલની, એ ન ગમે મુજને ટેવ હો— શ્રી૦ ૫

## ૧૧. શ્રી શ્રેયાંસનાથ પ્રભુના—૩

૧

શ્રી શ્રેયાંસ જિન અંતરજામી, આતમરામી નામી રે,
અધ્યાતમમત પૂરણ પામી, સહજ મુગતિ ગતિ ગામીરે-શ્રી૦ ૧
સયલ સંસારી ઇંદ્રિયરામી, મુનિગણ આતમરામી રે,
મુખ્યપણે જે આતમરામી, તે કેવલ નિષ્કામી રે— શ્રી૦ ૨
નિજ સ્વરૂપ જે કિરિયા સાધે, તેહ અધ્યાતમ લહીએરે,
જે કિરિયા કરી ચઉગતિ સાધે, તે ન અધ્યાતમ કહીએરે-શ્રી૦ ૩
નામ અધ્યાતમ, ઠવણ અધ્યાતમ, દ્રવ્ય અધ્યાતમ છંડોરે,
ભાવ અધ્યાતમ નિજ ગુણ સાધે, તો તેહશું રઢ મંડોરે-શ્રી૦ ૪
શબ્દ અધ્યાતમ અર્થ સુણીને, નિરવિકલ્પ આદરજ્યો રે,
શબ્દ અધ્યાતમ ભજના જાણી, હાન-ગ્રહણ મતિ ધરજ્યોરે-શ્રી૦ ૫
અધ્યાતમ જે વસ્તુ વિચારી, બીજા જાણ લબાસીરે,
વસ્તુગતે જે વસ્તુ પ્રકાશે, આનંદઘન મત વાસી રે— શ્રી૦ ૬

૨

તુમે બહુમિત્રી રે સાહિબા ! મ્હારે તો મન એક,
તુમ વિણ બીજો રે નવિ ગમે, એ મુજ મ્હોટી રે ટેક—
શ્રી શ્રેયાંસ ! કૃપા કરો— ૧
મન રાખો તુમે સવિ તણા, પણ કિહાએક મળી જાઓ,
લલચાવો લખ લોકને, સાથી સહેજ ન થાઓ— શ્રી૦ ૨
રાગ ભરે જન મન રહો, પણ તિહું કાલ વૈરાગ,
ચિત્ત તુમારા રે સમુદ્રનો, કોઇ ન પામે રે તાગ— શ્રી૦ ૩
એહવાશુ મન મેળવ્યુ, ઠેળવ્યુ પહેલા ન કાંઇ,
સેવક નિપટ અબૂઝ છે, નિરવહેશો તુમે સાંઇ— શ્રી૦ ૪
નીરાગીશુ રે કિમ મિલે ? પણ મળવાનો એકાંત,
વાચકયશ કહે મુજ મિલ્યો, ભકતે કામણ તંત— શ્રી૦ ૫

૩

**શ્રી શ્રેયાંસ** જિણંદજી ! અવધારો અરદાસ લાલ રે;
દાસ કરી જો લેખવો, તો પૂરો મન આશ લાલ રે– શ્રી૦ ૧
મોટા નાના અંતરું, લેખવે નહિ દાતાર લાલ રે;
સમ વિષમ સ્થલ નવિ ગણે, વરસંતો જલધાર લાલ રે–શ્રી૦ ૨
નાહનાને મોટા મિલ્યા, સહિ તે મોટા થાય લાલ રે;
વાહુલીયા ગંગા મિલ્યા, ગંગ પ્રવાહ કહાય લાલ રે– શ્રી૦ ૩
મોટાને મોટા કરો, એ તો જગતની રીત લાલ રે;
નાહના જો મોટા કરો, તો તુમ્હ પ્રેમ પ્રતીત લાલ રે–શ્રી૦ ૪
ગુણ અવગુણ નવિ લેખવે, અંગીકૃત જે અમંદ લાલરે,
કુટિલ કલંકી જિમ વહ્યો, ઇશ્વર શિશે ચંદ લાલરે– શ્રી૦ ૫
અવગુણીએ પણ ઓળગ્યો, ગુણવંત તું ભગવંત લાલરે,
નિજ સેવક જાણી કરી, દીજે સુખ અનંત લાલરે— શ્રી૦ ૬
ઘણી શી વિનતિ કીજીયે, જગજીવન જિનનાહ લાલરે,
**નયવિજય** કહે કીજીયે, અંગીકૃત નિરવાહ લાલરે-- શ્રી૦ ૭

## ૧૨. શ્રી વાસુપૂજ્ય પ્રભુના—૨

૧

**સ્વામી** ! તુમે કાંઇ કામણ કીધું, ચિત્તડું હમારું ચોરી લીધું;
સાહેબા **વાસુપૂજ્ય** જિણંદા ! મોહના **વાસુપૂજ્ય** જિણંદા !
અમે પણ તુમશું કામણ કરશું, ભકતેં ગ્રહી મનઘરમાં ધરશું–
સાહેબા૦ ૧
મન ઘરમાં ધરિયા ઘર શોભા– દેખત નિત્ય રહેશો થિર થોભા;
મન વૈકુંઠ અકુંઠિત ભકતેં, યોગી ભાખે અનુભવયુકતેં—
સાહેબા૦ ૨

કલેશે વાસિત મન સંસાર, કલેશ રહિત મન તે ભવપાર,
જો વિશુદ્ધ મનઘર તુમે આવ્યા, પ્રભુ ! તો અમે નવનિધિઋદ્ધિ
પાવ્યા—સાહેબા૦ ૩

માત રાજ અળગા જઇ બેઠા, પણ ભકતે અમ મનમા પેઠા,
અળગાને વળગ્યા જે રહેવુ, તે ભાણાખડખડ દુખ સહેવું—
સાહેબા૦ ૪

ધ્યાયક ધ્યેય ધ્યાન ગુણ એકે, ભેદછેદ કરશુ હવે ટેકે,
ક્ષીરનીરપરે તુમશુ મિલશુ, **વાચકયશ** કહે હેજે હળશુ—
સાહેબા૦ ૫

૨

**શ્રી વાસુપૂજ્ય** નરેસરુરે—નંદ **જયા** જસ માય,
**શ્રી વાસુપૂજ્ય**ને પૂજતારે, મંદિર રિદ્ધિ ભરાય
ભવિક જન ! પૂજો એ જિનરાય, જિમ ભવજલધિ તરાય—ભવિક૦
મુગતિનો એહ ઉપાય- ભવિક૦ ૧

સોહે સોવન સિંહાસને રે, કુંકુમ વરણી કાય,
જિમ કંચન ગિરિ ઉપરે રે, નૂતન ભાણુ સુહાય— ભવિક૦ ૨
લછન મિસિ વિનતિ કરે રે, મહિષી સુત જમ પાય,
"લોટે હું સંતાપીઓરે, છુટુ તુમ્હ પસાય"—ભવિક૦ ૩
મન રંજે એ રાતડોરે, એ તો જુગતો ન્યાય;
પણ જે ઉજ્જવલ મન કરે રે, તે તો અચરિજ થાય-ભવિક૦ ૪
બાર ઉઘાડે મુગતિનારે, બારમગો જિનરાય;
કીર્ત્તિવિજય ઉવન્ઝાયનોરે, વિનયવિજય ગુણગાય—ભવિ૦ ૫

# ૧૩. શ્રી વિમલનાથ પ્રભુના—૩

૧

દુઃખ દોહગ દૂરે ટળ્યાંરે, સુખ સંપદશું ભેટ;
ધીંગ ધણી માથે કિયોરે, કુણ ગંજે નર ખેટ ?
**વિમલ જિન !** દીઠા લોયણ આજ, મ્હારાં સિદ્ધયાં વંછિત કાજ
—વિમલ૦ ૧

ચરણ કમળ કમળા વસે રે, નિર્મળ થિર પદ દેખ;
સમલ અથિર પદ પરિહરીરે, પંકજ પામર પેખ—વિમલ૦ ૨
મુજ મન તુજ પદ પંકજેરે, લીનો ગુણ મકરંદ;
રંક ગણે મંદર ધરારે ઈંદ્ર ચંદ્ર નાગિંદ્ર— વિમલ૦ ૩
સાહેબ સમરથ તું ધણીરે, પામ્યો પરમ ઉદાર;
મન વિશરામી વાલહો રે, મારા આતમચો આધાર—વિમલ૦ ૪
દરિશણ દીઠે જિન તણુંરે, સંશય ન રહે વેધ;
દિનકર કરભર પસરતાં રે, અંધકાર પ્રતિષેધ— વિમલ૦ ૫
અમિયભરી મૂરતિ રચીરે, ઉપમા ન ઘટે કોય;
શાંતસુધારસ ઝીલતીરે, નિરખત તૃપ્તિ ન હોય— વિમલ૦ ૬
એક અરજ સેવક તણીરે, અવધારો જિનદેવ !
કૃપા કરી મુજ દીજીએરે, **આનંદઘન** પદ સેવ— વિમલ૦ ૭

૨

સેવો ભવિયા ! **વિમલ** જિણેસર, દુલહા સજ્જનસંગાજી;
એવા પ્રભુનું દરિશણ લેવું, તે આળસમાંહે ગંગાજી-સેવો૦ ૧
અવસર પામી આળસ કરશે, તે મૂરખમાં પહેલોજી;
ભૂખ્યાંને જેમ ઘેબર દેતાં, હાથ ન માંડે ઘેલોજી— સેવો૦ ૨
ભવ અનંતમાં દરિશણ દીઠું, પ્રભુ એહવા દેખાડેજી;
વિકટ પંથ જે પોળી પોળિયો, કર્મવિવર ઉઘાડેજી- સેવો૦ ૩

તત્ત્વપ્રીતિકર પાણી પાએ, વિમલાલોકે આંજીજી,
લોયણ ગુરુ પરમાન્ન દીએ તવ, ભ્રમ નાખે સવિ ભાંજીજી—સેવો૦ ૪
ભ્રમ ભાગ્યો તવ પ્રભુશું પ્રેમે, વાત કરું મન ખોલીજી,
સરળતણે જે હેડે આવે, તેહ જણાવે બોલીજી— સેવો૦ ૫
**શ્રી નયવિજય** વિબુધ પયસેવક **વાચકયશ** કહે સાચુંજી,
કોડિ કપટ જો કોઈ દિખાવે, તોહિ પ્રભુ વિણુ નવિ રાચુંજી—
સેવો૦ ૬

૩

પ્રભુજી ! મુજ અવગુણ મત દેખો,
રાગ દશાથી તું રહે ન્યારો, હું રાગે મન ઘાલું,
દ્વેષ રહિત તું સમતા ભીનો, દ્વેષ મારગ હું ચાલું— પ્ર૦ ૧
મોહ લેશ ફરસ્યો નહી તુંહી, મોહ લગન મુજ પ્યારી,
તું અકલંકી, કલંકિત હું તો, એ પણ રહેણી ન્યારી—પ્ર૦ ૨
તુંહિ નિરાશ ભાવ પદ સાધે, હું આશા સંઘ વિલૂધો,
તું નિશ્ચલ, હું ચલ, તું સૂધો, હું આચરણે ઉંધો— પ્ર૦ ૩
તુજ સ્વભાવથી અવળા માહરા, ચરિત્ર સકળ જગે જાણ્યા;
ભારેખમા પ્રભુને કહેતા, ન ઘટે મુહઢે આણ્યા— પ્ર૦ ૪
પ્રેમ નવલ જો હોયે સવાઈ, **વિમલનાથ** મુખ આગે,
કાંતિ કહે ભવ વન ઉતરતા, તો વેળા નવિ લાગે— પ્ર૦ ૫

## ૧૪ શ્રી અનંતનાથ પ્રભુના—૩

૧

અનંત જિનેસર ચૌદમાજી, આપો ગ્યાર અનંત,
અનંત વિમલ વચ્ચે આંતરોજી, સાગર નવ તે કહંત,
સોભાગી જિનશું લાગ્યો મુજ મન રંગ— ૧

શ્રાવણ વદિ સાતમ દિનેજી, ચ્યવનકલ્યાણક જાસ;
વૈશાખ વદિની તેરશેજી, જનમ જગત પ્રકાશ–સોભાગી૦ ૨
ધનુષ પચ્ચાસની દેહડીજી, કંચન વરણ શરીર;
વૈશાખ વદિ ચૌદશ દિનેજી, સંજમ સાહસ ધીર– સો૦ ૩
વૈશાખ વદિની ચૌદશેજી, પામ્યા જ્ઞાન અનંત;
ચૈતર શુદિની પાંચમેજી, મોક્ષ ગયા ભગવંત— સો૦ ૪
ત્રીશ લાખ વરસા તણુંજી, ભોગવ્યું ઉત્તમ આય;
પદ્મવિજય કહે સાહિબાજી, તુમ તૂઠે શિવ થાય— સો૦ ૫

૨

ધાર તરવારની સોહિલી, દોહિલી ચૌદમા જિનતણી ચરણસેવા;
ધાર પર નાચતાં દેખ બાજીગરા, સેવના ધાર પર રહે ન દેવા–
ધાર૦ ૧
એક કહે-"સેવીએ વિવિધ કિરિયા કરી", ફળ અનેકાંત લોચન ન દેખે;
ફળ અનેકાંત કિરિયા કરી બાપડા, રડવડે ચાર ગતિમાંહિ લેખે–
ધાર૦ ૨
ગચ્છના ભેદ બહુ નયણ નિહાળતાં, તત્ત્વની વાત કરતાં ન લાજે,
ઉદરભરણાદિ નિજકાજ કરતાં થકાં, મોહ નડિયા કલિકાળરાજે–
ધાર૦ ૩
વચન નિરપેક્ષ વ્યવહાર જૂઠો કહ્યો, વચન સાપેક્ષ વ્યવહાર સાચો;
વચન નિરપેક્ષ વ્યવહાર સંસારફળ, સાંભળી આદરી કાંઇ રાચો ?
ધાર૦ ૪
દેવ-ગુરુ-ધર્મની શુદ્ધિ કહો કેમ રહે? કેમ રહે શુદ્ધ શ્રદ્ધા ન આણો;
શુદ્ધ શ્રદ્ધાન વિણું સર્વ કિરિયા કરી, છાર પરિ લીંપણું તેહ જાણો–
ધાર૦ ૫

પાપ નહિ કોઇ ઉત્સૂત્રભાષણુ જિસ્યો, ધર્મ નહિ કોઇ જગસૂત્ર સરિખો
સૂત્ર અનુસાર જે ભવિક કિરિયા કરે, તેહનું શુદ્ધ ચારિત્ર પરીખો-
ધાર૦ ૬

એહ ઉપદેશનો સાર સંક્ષેપથી, જે નરા ચિત્તમા નિત્ય ધ્યાવે,
તે નરા દિવ્ય બહુકાળ સુખ અનુભવી, નિયત આનંદઘન રાજ
પાવે-ધાર૦ ૭

૩

શ્રી અનંત જિનશુ કરો સાહેલડિયા, ચોળ મજીઠનો રંગ રે
ગુણવેલડિયા,
સાચો રંગ તે ધર્મનો—સા૦, બીજો રંગ પતંગરે—ગુ૦ ૧
ધર્મરંગ જીરણુ નહિ સા૦, દેહ તે જીરણુ થાયરે—ગુ૦,
સોનુ તે વિણસે નહિ—સા૦, ઘાટઘડામણુ જાયરે— ગુ૦ ૨
ત્રાંબુ જે રસવેધિયુ—સા૦, તે હોય જાચુ હેમરે—ગુ૦,
ફરી ત્રાંબુ તે નવિ હોયે-સા૦, એહવો જગગુરુપ્રેમરે-ગુ૦ ૩
ઉત્તમ ગુણ અનુરાગથી-સા૦, લહીએ ઉત્તમ ઠામરે-ગુ૦,
ઉત્તમ નિજ મહિમા વધે-સા૦, દીપે ઉત્તમ ધામરે- ગુ૦ ૪
ઉદકબિંદુ સાયર ભળ્યો-સા૦, જિમ હોય અખય અભંગરે-ગુ૦
વાચકયશ કહે પ્રભુગુણે-સા૦, તિમ મુજ પ્રેમપ્રસંગરે-ગુ૦ ૫

## ૧૫. શ્રી ધર્મનાથ પ્રભુના—૩

૧

ધર્મ જિનેશ્વર! ગાઉં રંગશુ, ભંગ મ પડશો હો પ્રીત જિનેશ્વર!
બીજો મનમંદિર આણું નહિ, એ અમ કુલવટ રીત જિનેશ્વર!
-ધર્મ૦ ૧

ધર્મ ધર્મ કરતો જગ સહુ ફિરે, ધર્મ ન જાણે હો મર્મ જિને૦
ધર્મ જિનેશ્વર ચરણ ગ્રહ્યાં પછી, કોઇ ન બાંધે હો કર્મ જિ૦
-ધર્મ૦ ૨

પ્રવચન અંજન જો સદ્ગુરુ કરે, દેખે પરમ નિધાન જિને૦
હૃદયનયણ નિહાળે જગધણી, મહિમા મેરુસમાન જિ૦
-ધર્મ૦ ૩

દોડત દોડત દોડત દોડિયો, જેતી મનની રે દોડ જિને૦
પ્રેમ પ્રતીત વિચારો ઢૂંકડી, ગુરુગમ લેજોરે જોડ જિ૦-ધર્મ૦ ૪
એક પખી કિમ પ્રીતિ વરે પડે, ઉભય મિલ્યા હુએ સંધ;
હું રાગી, હું મોહે ફંદિયો, તું નીરાગી નિરબંધ જિ૦-ધર્મ૦ ૫
પરમ નિધાન પ્રગટ મુખ આગળે, જગત ઉલ્લંઘી હો જાય જિને૦
જ્યોતિ વિના જુઓ જગદીશની, અંધોઅંધ પલાય જિ૦
ધર્મ૦ ૬

નિર્મળ ગુણ મણિ રોહણ ભૂધરા, મુનિજન માનસ હંસ જિને૦
ધન્ય તે નગરી, ધન્ય વેલા ઘડી, માત પિતા કુલવંશ જિને૦
ધર્મ૦ ૭

મનમધુકર વર કર જોડી કહે, પદકજ નિકટ નિવાસ જિને૦
ઘનનામી **આનંદઘન** સાંભળો, એ સેવક અરદાસ જિ૦
ધર્મ૦ ૮

૨

થાંશું પ્રેમ બન્યો છે રાજ ! નિરવહેશો તો લેખે,
મેં રાગી, થેં છો નિરાગી, અણજુગતે હોય હાંસી;
એક પખો જે નેહ નિર્વહવો, તેહ માંકી સાબાશી-થાંશું૦ ૧
"નીરાગી સેવે કાંઇ હોવે ?" એમ મનમાં નવિ આણું;
ફળે અચેતન પણ જેમ સુરમણિ, તેમ તુમ ભક્તિ પ્રમાણું-થાંશું૦ ૨

ચંદન શીતળતા ઉપજાવે, અગ્નિ તે શીત મિટાવે,
સેવકના તિમ દુઃખ ગમાવે, પ્રભુગુણ પ્રેમ સ્વભાવે– થાશું૦ ૩
વ્યસન ઉદય જળધિ અનુહરે, શશીને તેહ સંબંધે,
અણુસંબંધે કુમુદ અનુહરે, શુદ્ધ સ્વભાવ પ્રબંધે– થાશું૦ ૪
દેવ અનેગ તુમથી છોટા, થે જગમાં અધિકેરા,
યશ કહે "ધર્મ જિનેશ્વર! થાશું, દિલ માન્યા હૈ મેરા"–
થાશું૦ ૫

૩

રતનપુરી નયરી હુઆરે લાલ, લંછન વજ્ર ઉદાર મેરે પ્યારેરે,
ભાનુ નૃપતિ કુળ કેસરીરે લાલ, સુવ્રતા માત મલ્હાર
મેરે પ્યારે રે, ધર્મ જિનેસર ધ્યાઇયે રે લાલ–૧
આયુ વરસ દશલાખનુરે લાલ, ધનુપણયાલ પ્રસિદ્ધ મેરે પ્યારેરે,
કંચનવરણ વિરાજતોરે લાલ, સહસ સાથે વ્રત લીધ– મેરે૦ ૨
સિદ્ધિ કામિની કર ગ્રહે રે લાલ, સમ્મેતશિખર અતિરંગ–
મેરે પ્યારે રે,
સહસ ચોસઠ સોહામણારે લાલ, પ્રભુના સાધુ અભંગ-મેરે૦ ૩
બાસઠ સહસ સુસાહુણીરે લાલ, વળી ઉપરી શત ચ્યાર–
મેરે પ્યારે રે,
કંદર્પા શાસન સુરીરે લાલ, કિન્નર સુર સુવિચાર– મેરે૦ ૪
લટકાળે તુજ લોયણેરે લાલ, મોહ્યા જગ જન ચિત્ત મેરે પ્યારેરે,
શ્રી નયવિજય વિબુધ તણોરે લાલ, સેવક સમરે નિત્ય–મેરે૦ ૫

## ૧૬ શ્રી શાન્તિનાથ પ્રભુના-૧૦

૧

મારો મુજરો લ્યોને રાજ! સાહિબ! શાંતિ! સલૂણા!
અચિરાજીના નંદન તોરે, દરિશણ હેતે આવ્યો,

સમકિત રીઝ કરોને સ્વામી, ભક્તિ ભેટણું લાવ્યો—મારો૦ ૧
દુઃખભંજન છે બિરુદ તુમારું, અમને આશ તુમારી;
તુમે નીરાગી થઇને છૂટો, શી ગતિ હોશે હમારી ?—મારો૦ ૨
કહેશે લોક—"ન તાણી રહેવું, એવડું સ્વામી આગે,"
પણ બાળક જો બોલી ન જાણે, તો કિમ વ્હાલો લાગે ?મારો૦ ૩
માહરે તો તું સમરથ સાહિબ, તો કિમ ઓછું માનું ?
ચિન્તામણિ જેણે ગાંઠે બાંધ્યું, તેહને કામ કિશ્યાનું ? મારો૦ ૪
અધ્યાતમ રવિ ઉગ્યો મુજ ઘટ, મોહતિમિર હર્યું જુગતે;
**વિમલવિજય** વાચકનો સેવક, **રામ** કહે શુભ ભગતે—મારો૦ ૫

૨

ક્ષણુ ક્ષણુ સાંભરો **શાંતિ** સલૂણા !
ધ્યાન ભુવન જિનરાજ પરૂણા—ક્ષણુ૦
**શાંતિ** જિનંદકો નામ અમીસેં,
ઉલ્લસિત હોત હમ રોમ વપુના—ક્ષણુ૦
ભવ ચોગાનમેં ફિરતે પાયે,
છોરત મેં નહિ ચરન પ્રભુનાં— ક્ષણુ૦ ૧
છિલ્લરમેં રતિ કબહુ ન પાવે,
જે ઝીલે જલ ગંગ-યમુના— ક્ષણુ૦
તુમ સમ હમ શિર નાથ ન થાશે,
કર્મ અધુના દૂના ધૂના— ક્ષણુ૦ ૨
મોહ લરાઇમેં તેરી સહાઇ,
તો ક્ષણુમેં છિન્ન છિન્ન કટુના-ક્ષણુ૦
નહિ ઘટે પ્રભુ આના દૂના,
**અચિરા**સુત પતિ મોક્ષ વધૂના— ક્ષણુ૦ ૩
ઓરકી પાસ મેં આશ ન કરતેં,

ચાર અનત પન્નાય કરુના-ક્ષણુ૦
કયુ કર માગત પાસ ધત્તૂરે,
યુગલિક યાચક કલ્પતરુના- ક્ષણુ૦ ૪
ધ્યાન ખડ્ગવર તેરે આસગે,
મોહ ડરે સારી ભીક ભરુના-ક્ષણુ૦
ધ્યાન અરૂપી તો સાઈ અરૂપી,
ભક્તે ધ્યાવત તાના તૂના- ક્ષણુ૦ ૫
અનુભવ રગ વધ્યો ઉપયોગે,
ધ્યાન સુપાનમે કાથા ચૂના- ક્ષણુ૦
ચિદાનદ અકઓલ ઘટાસે,
શ્રી શુભવીરવિજય પડિપુન્ના- ક્ષણુ૦ ૬

૩

સુણો શાંતિજિણદ! સોભાગી, હુ તો થયો છુ તુજ ગુણરાગી,
તુમે નીરાગી ભગવત, જોતા કિમ મળશે તત-સુણો૦ ૧
હુ તો ક્રોધ કષાયનો ભરિયો, તુ તો ઉપશમ રસનો દરિયો,
હુ તો અજ્ઞાને આવરિયો, તું તો કેવલ-કમલા વરિયો-સુણો૦ ૨
હુ તો વિષયા રસનો આશી, તે તો વિષયા કીધી નિરાશી,
હુ તો કરમને ભારે ભાર્યો, તે તો પ્રભુ ભાર ઉતાર્યો-સુણો૦ ૩
હુ તો મોહ તણે વશ પડીઓ, તે તો સબળા મોહને હણીયો,
હુ તો ભવ સમુદ્રમા ખૂચ્યો, તુ તો શિવમદિરમા પહોચ્યો-૪
મારે જન્મમરણનો જોરો, તે તો તોડ્યો તેહનો દોરો,
મારો પાસો ન મેલે રાગ, તુમે પ્રભુજી થયા વીતરાગ-સુણો૦ ૫
મને માયાએ મૂકયો પાશી, તુ તો નિર્બધન અવિનાશી,
હુ તો સમકિતથી અધૂરો, તુ તો સકલ પદાર્થે પૂરો-સુણો૦ ૬

મારો છો તુંહિ પ્રભુ એક, ત્હારે મુજ સરીખા અનેક;
હું તો મનથી ન મૂકું માન, તું તો માનરહિત ભગવાન–સુ૦ ૭
મારું કીધું કશું નવિ થાય, તું તો રંકને કરે રાય;
એક કરો મુજ મહેરબાની, મારો મુજરો લેજો માની–સુણો૦ ૮
એકવાર જો નજરે નીરખો, તો કરો મુજને તુમ સરિખો;
જો સેવક તુમ સરિખો થાશે, તો ગુણ તમારા ગાશે–સુણો૦ ૯
ભવોભવ તુમ ચરણોની સેવા, હું તો માગું છું દેવાધિદેવા;
સામું જુઓ ને સેવક જાણી, એવી **ઉદયરતન**ની વાણી–
સુણો૦ ૧૦

૪

**શાંતિ** જિણંદ મહારાજ ! જગતગુરુ! **શાંતિ** જિણંદ મહારાજ!
**અચિરા**નંદન ભવિમનરંજન, ગુણનિધિ ગરીબ નિવાજ–જ૦ ૧
ગર્ભ થકી જિણે ઇતિ નિવારી, હરખિત સુરનર કોડી;
જનમ થયે ચોસઠ ઈન્દ્રાદિક, પદ પ્રણમે કર જોડી–જ૦ ૨
મૃગ લંછન ભવિક તુષ ગંજન, કંચનવાન શરીર;
પંચમનાણી પંચમ ચક્રી, સોલસમો જિન ધીર– જ૦ ૩
રત્નજડિત ભૂષણ અતિ સુંદર, આંગી અંગ ઉદાર;
અતિ ઉછરંગ ભગતિ નૌતમ ગતિ, ઉપશમ રસદાતાર–જ૦ ૪
કરુણાનિધિ ભગવાન કૃપા કર, અનુભવ ઉદિત આવાસ;
**રૂપ** વિબુધનો **મોહન** પભણે, દીજે જ્ઞાન વિલાસ–જ૦ ૫

૫

ધન દિન વેળા ધન ઘડી તેહ,
**અચિરારો** નંદન જિન જદિ ભેટશુંજી;
લહિશું રે સુખ દેખી મુખચંદ,
વિરહ-વ્યથાનાં દુઃખ સવિ મેટશુંજી — ૧

જાણ્યો રે જેણે તુજ ગુણ લેશ,
બીજા રે રસ તેહને મન નવિ ગમેજી,
ચાખ્યો રે જેણે અમી-લવલેશ,
બાકસબુકસ તસ રુચે કિમેજી ?— ૨
તુજ સમકિતરસસ્વાદનો જાણ,
પાપ કુભકતે બહુ દિન સેવીયુજી,
સેવે જો કર્મને યોગે તોહિ,
વાછે તે સમકિત અમૃત ધુરિ લિખ્યુ જી—૩
તાહરું ધ્યાન તે સમકિતરૂપ,
તેહજ જ્ઞાન ને ચારિત્ર તેહ છેજી,
તેહથી રે જાએ સઘળા પાપ,
ધ્યાતા રે ધ્યેય સ્વરૂપ હોયે પછેજી— ૪
દેખી રે અદ્ભુત તાહરુ રૂપ,
અચરીજ ભવિક અરૂપીપદ વરેજી,
તાહરી ગત તું જાણે દેવ,
સમરણ ભજન તે વાચક જશ કરેજી—૫

૬

સુણ દયાનિધિ ! તુજ પદપકજ મુજ મન મધુકર લીનો,
તુ તો રાત દિવસ રહે સુખભીનો—સુણ૦
પ્રભુ અચિરા માતાનો જાયો, વિશ્વસેન ઉત્તમ કુળ પાયો,
એક ભવમા દોય પદવી પાયો— સુણ૦ ૧
પ્રભુ ચક્રી જિનપદનો ભોગી, શાંતિ નામ થકી થાય નીરોગી,
તુજ સમ અવર નહિ દુજો યોગી— સુણ૦ ૨
પટ્ ખડ તણો પ્રભુ તું ત્યાગી, નિજ આતમઋદ્ધિનો રાગી,
તુજસમ અવર નહિ વૈરાગી— સુણ૦ ૩

બડવીર થયા સંજમધારી, લહે કેવળદુગ કમળા સારી;
તુજ સમ અવર નહિ ઉપકારી— સુણ૦ ૪
પ્રભુ **મેઘરથભવ** ગુણખાણી, પારેવા ઉપર કરુણા આણી,
નિજ શરણે રાખ્યો સુખખાણી— સુણ૦ ૫
પ્રભુ કર્મકંટક ભવભય ટાળી, નિજ આતમગુણને અજુઆળી;
પ્રભુ પામ્યા શિવવધૂ લટકાળી— સુણ૦ ૬
સાહેબ ! એક મુજરો માનીજે, નિજ સેવક **ઉત્તમ** પદ દીજે;
**રૂપ કીર્તિ** કરે તુજ **જીવવિજે**—સુણ૦ ૭

૭

**શાંતિ જિનેશ્વર** સાહિબારે ! શાંતિતણા દાતાર;
અંતરજામી છો માહરાંરે, આતમના આધાર— શાંતિ૦ ૧
ચિત્ત ચાહે પ્રભુ ચાકરીરે, મન ચાહે મળવાને કાજ;
નયન ચાહે પ્રભુ નિરખવારે, દ્યો દરિશણ મહારાજ—શાંતિ૦ ૨
પલક ન વિસરો મનથકીરે, જેમ મોરા મન મેહ;
એક પખો કેમ રાખીએરે, રાજ કપટનો નેહ— શાંતિ૦ ૩
નેહ નજર નિહાળતાંરે, વાધે બમણો વાન;
અખૂટ ખજાનો પ્રભુ તાહરોરે, દીજીએ વંછિત દાન-શાંતિ૦ ૪
આશ કરે જે કોઈ આપણીરે, નવી મૂકીએ નિરાશ;
સેવક જાણીને આપણોરે, દીજીએ તાસ વિલાસ—શાંતિ૦ ૫
દાયકને દેતાં થકાંરે, ક્ષણ નવિ લાગે વાર;
કાજ સરે નિજ દાસનાંરે, એ મ્હોટો ઉપકાર-- શાંતિ૦ ૬
એવું જાણીને જગધણીરે, દિલમાંહિ ધરજો પ્યાર;
**રૂપવિજય** કવિરાયનોરે, **મોહન** જય જયકાર--શાંતિ૦ ૭

૮

હમ મગન ભયે પ્રભુ ધ્યાનમે–
બિસર ગઈ દુવિધા તનમનકી, અચિરાસુત ગુણગાનમે–હમ૦
હરિ હર બ્રહ્મ પુરંદર કી ઋદ્ધિ, આવત નહિ કોઇ માનમે,
ચિદાનંદકી મોજ મચી હૈ, સમતારસકે પાનમે— હમ૦ ૧
ઇતનેદિન તુમ નાહિ પીછાન્યો, મેરો જન્મ ગમાયો અજાનમે,
અબ તો અધિકારી હોઈ બેઠે, પ્રભુગુણ અખય ખજાનમે–હમ૦ ૨
ગઈ દીનતા સબહિ હમારી, પ્રભુ તુમ સમકિતદાનમેં,
પ્રભુગુણ અનુભવ રસકે આગે, આવત નહિ કોઉ માનમે–હમ૦ ૩
જિનહિ પાયા તિનહિ છિપાયા, ન કહે કૌઉકે કાનમે,
તાલી લાગી જબ અનુભવકી, તબ સમજે કોઇ સાનમે–હમ૦ ૪
પ્રભુગુણ અનુભવ ચંદ્રહાસ જ્યો, સો તો ન રહે મ્યાનમે,
વાચકયશ કહે મોહ મહાઅરિ, જીત લીયો હે મેદાનમે–હ૦ ૫

૯

શાંતિ જિનેશ્વર ! સાચો સાહેબ, શાંતિકરણ અનુકૂળમે,
હો જિનજી ! તુ મેરા મનમે, તુ મેરા દિલમે,
ધ્યાન ધરુ પલપલમે સાહેબજી !–તું મેરા૦ ૧
ભવમેં ભમતા મેં દરિશન પાયો, આશા પૂરો એક પલમે–
હો૦ તું૦ ૨
નિર્મળ જ્યોત વદન પર સોહે, નિકર્યો જ્યુ ચંદ વાદલમે–
હો૦ તું૦ ૩
મેરો મન તુમ સાથે લીનો, મીન વસે જ્યુ જલમે—
હો૦ તું૦ ૪
જિનરંગ કહે પ્રભુ શાંતિ જિનેશ્વર, દીઠોજી દેવ સકલમે—
હો૦ તું૦ ૫

૧૦

**શાંતિ જિન** એક મુજ વિનતિ, સુણો ત્રિભુવન રાય ! રે;
શાંતિસ્વરૂપ કિમ જાણીએ, કહો મન કિમ પરખાયરે-શાંતિ૰ ૧
ધન્ય તું આતમ જેહને, એહવો પ્રશ્ન અવકાશ રે;
ધીરજ મન ધરી સાંભળો, કહું શાંતિ પ્રતિભાસ રે-શાંતિ૰ ૨
ભાવ અવિશુદ્ધ સવિ શુદ્ધ જે, કહ્યા જિનવર દેવરે;
તે તિમ અવિતથ સદ્દહે, પ્રથમ એ શાંતિ પદ સેવરે-શાંતિ૰ ૩
આગમ ધર ગુરુ સમકિત, ક્રિયા સંવર સાર રે;
સંપ્રદાય અવંચક સદા, શુચિ અનુભવ ધારરે- શાંતિ૰ ૪
શુદ્ધ અવલંબન આદરે, તજી અવર જંજાળરે;
તામસી વૃત્તિ સવિ પરિહરી, ભજે સાત્વિકી સાલરે-શાંતિ-૫
ફળ વિસંવાદ જેહમાં નહીં, શબ્દ તે અર્થ સંબંધીરે;
સકળ નયવાદ વ્યાપી રહ્યો, તે શિવ સાધન સંધીરે-શાંતિ૰ ૬
વિધિ પ્રતિષેધ કરી આતમા, પદારથ અવિરોધરે;
ગ્રહણવિધિ મહાજને પરિગ્રહ્યો, ઇસ્યો આગમે બોધરે-શાંતિ૰ ૭
દુષ્ટજન સંગતિ પરિહરી, ભજે સુગુરુ સંતાનરે;
જોગ સામર્થ્ય ચિત્ત ભાવ જે, ધરે મુગતિ નિદાનરે-શાંતિ૰ ૮
માન અપમાન ચિત્ત સમગણે, સમગણે કનક પાષાણરે;
વંદક નિંદક સમગણે, ઇસો હોય તું જાણરે— શાંતિ૰ ૯
સર્વ જગજંતુને સમગણે, સમગણે તૃણ મણિ ભાવરે;
મુગતિ સંસાર બિહુ સમગણે, મુણે ભવજલ નિધિનાવરે—
શાંતિ૰ ૧૦
આપણો આતમ ભાવ જે, એક ચેતના ધારરે;
અવર સવિ સાથ સંયોગથી, એહ નિજ પરિકર સારરે—
શાંતિ૰ ૧૧

પ્રભુ મુખથી ઇમ સાંભળી, કહે આતમરામ રે,
તાહરે દરિસણે નિસ્તર્યો, મુજ સિદ્ધ્યાં સવિ કામ રે—શાંતિ૦ ૧૨
અહો અહો હું મુજને કહું, નમો મુજ નમો મુજ રે.
અમિતફળ દાન દાતારની, જેહને ભેટ થઇ તુજ રે— શાંતિ૦ ૧૩
શાંતિસ્વરૂપ સંક્ષેપથી કહ્યો નિજ-પર-રૂપ રે,
આગમમાંહિ વિસ્તર ઘણો, કહ્યો શાંતિજિન ભૂપ રે—શાંતિ૦ ૧૪
શાંતિસ્વરૂપ ઇમ ભાવશે, ધરિ શુદ્ધ પ્રણિધાન રે,
આનંદઘન પદ પામશે, તે લહિશે બહુ માન રે—શાંતિ૦ ૧૫

૧૧

[ તોટક છન્દ ]

સુર-નર-સમાજ-નતાઙ્ઘ્રિ-યુગ
યુગપજ્જન-જાત-વિબોધ-કરમ્ ।
કરણ દ્વિપ-કુમ્ભ-કઠોર-હરિ
હરિણા-ઙ્કિતમર્જુન તુલ્ય રુચિમ્ ॥૧॥
રુચિરા ઙ્ગના-નર્તન-શમ્ભુ-સમ
સમ-ભાન-વિલોકિત-જન્તુ-ગણમ્ ।
ગણ-નાયક-મુખ્ય મુનીન્દ્ર-નત
નત-વાઞ્છિત પૂરણ-કલ્પ-નગમ્ ॥૨॥
નગ-રાજ વિનિર્મિત-જન્મ-મહ
મહનીય-ચરિત્ર-પવિત્ર-તનુમ્ ।
તનુકીકૃત વૈરિ નરેશ-મદ
મદ-મત્ત-ગજેન્દ્ર-સદૃગ ગમનમ્ ॥૩॥
ગમ ઈપ્સિત-સૌખ્ય-વિધાન-પટુ
પટુ-વાણિ-જનૌઘ-કૃત સ્તવનમ્ ।

વન-જોદર-સોદર-પાણિ-પદં
પદ-પદ્મ-વિલીન-જગત્-કમલમ્ ॥૪॥
ગાઢ-માન્દ્ય-વિમુક્ત-પદ-પ્રભવં
ભવ-દુઃખ-સુ-દારુણ-દાન-ઘનમ્ ।
ઘન-સાર-સુ-ગન્ધિ-મુખ-શ્વસિતં
સિત-સંયમ-શીલ-ધુરૈક-વૃષમ્ ॥૫॥
વૃષ-કાનન-સેવન-નીર-ધરં
ધરણી-ધર-વન્દ્યમનિન્દ્ય-ગુણમ્ ।
ગુણવજ્જનતા-ઽઽશ્રિત-સચ્ચરણં
રણ-રઙ્ગ-વિનિર્જિત-દેવ-નરમ્ ॥૬॥
નરકા-ઽઽદિક-દુઃખ-સમૂહ-હરં
હર-હાર-તુષાર-સુ-કીર્તિ-ભરમ્ ।
ભરત-ક્ષિતિ-પા-ઽમિત-બાહુ-બલં
બલ-શાસન-શંસિત-સાધુ-જનમ્ ॥૭॥
જનકા-ઽઽદ્યનુરાગ-વિધૌ વિમુખં
મુખ-કાન્તિ-વિનિર્જિત-ચન્દ્ર-કલમ્ ।
કલના-ઽતિગ-સિદ્ધિ-સમૃદ્ધિ-પરં
પર-ભક્તિ-જના ! નુત શાન્તિ-જિનમ્ ॥૮॥
જિન-પુઙ્ગવ-નાયક ! શિવ-સુખ-દાયક !
નત-દેવેન્દ્ર-મુનીન્દ્ર-વર ! ।
ત્રિ-ભુવન-જન-બન્ધુર ! ભવ-તરુ-સિન્ધુર !
ભવ ભવિનાં ભવ-ભીતિ-હરઃ ॥૯॥

## ૧૭ શ્રી કુન્થુનાથ સ્વામિના-૨

૧

મનડું કિમહિ ન બાજે? હો કુંથુજિન! મનડુ કિમહિ ન બાજે?
જેમ જેમ જતન કરીને રાખુ, તેમ તેમ અળગુ ભાજે-
હો કુંથુજિન૦ ૧
રજની-વાસર-વસતી ઊજડ, ગયણુ-પાયાલે જાય,
સાપ ખાય ને મુખડુ થોથુ, એહ ઉખાણો ન્યાય—
હો કુંથુજિન૦ ૨
મુગતિતણા અભિલાષી તપીયા, જ્ઞાન ધ્યાન વેરાગે,
વૈરીડુ કાંઈ એહવુ ચિંતે, નાખે અવળે પાસે હો-કુંથુજિન૦૩
આગમ આગમધરને હાથે, નાવે કિણુવિધ આકુ,
કિહાંકણે જો હઠ કરી હટકુ, (તો) વ્યાલતણી પરે વાંકુ—
હો કુંથુજિન૦ ૪
જો ઠગ કહુ તો ઠગ તો ન દેખુ, શાહુકાર પણ નાહિ,
સર્વમાંહે ને સહુથી અળગુ, એ અચરિજ મનમાહિ—
હો કુંથુજિન૦ ૫
જે જે કહુ તે કાન ન ધારે, આપમતે રહે કાલો,
સુર નર પંડિત જન સમજાવે, સમજે ન માહરો સાલો—
હો કુંથુજિન૦ ૬
મે જાણ્યુ એ લિંગ નપુંસક, સકળ મરદને ઠેલે,
બીજી વાતે સમરથ છે નર, એહને કોઈ ન જેલે—
હો કુંથુજિન૦ ૭
મન સાધ્યુ તેણે સઘળુ સાધ્યુ, એહ વાત નહિ ખોટી,
એમ કહે "સાધ્યુ" તે નવિ માનૂં, એક હી વાત છે મોટી—
હો કુંથુજિન૦ ૮

મનડું દુરારાધ્ય તેં વશ આણ્યું, (તે) આગમથી મતિ આણું,
**આનંદઘન**! પ્રભુ! માહરું આણો, તો સાચું કરી જાણું—
હો કુંથુજિન૦ ૯

૨

સાહેલાં હે! **કુંથુજિનેશ્વર** દેવ!
રત્નદીપક અતિ દીપતો હો લાલ;
સા૦ મુજ મનમંદિરમાંહિ, આવે જો અરિબળ જીપતો હો લાલ. ૧
સા૦ મીટે તો મોહઅંધાર, અનુભવતેજે જળહળે હો લાલ,
સા૦ ધૂમકષાય ન રેખ, ચરણ-ચિત્રામણ નવિ ચળે હો લાલ. ૨
સા૦ પાત્ર કરે નહિ હેઠ, સૂરજતેજે નવિ છિપે હો લાલ;
સા૦ સર્વ તેજનું તેજ. પહેલાંથી વાધે પછે હો લાલ. ૩
સા૦ જેહ ન સમીરને ગમ્ય, ચંચળતા જે નવિ લહે હો લાલ;
સા૦ જેહ સદા છે રમ્ય, પૃષ્ઠ ગુણે નવિ કૃશ રહે હો લાલ. ૪
સા૦ પુદ્‌ગલતેલ ન ખેય, જેહ ન શુદ્ધ દશા દહે હો લાલ;
સા૦ **શ્રીનયવિજય** સુશિષ્ય, **વાચકયશ** ઇણી પરે કહો લાલ.૫

## ૧૮. શ્રી અરનાથ પ્રભુના-૩

૧

**શ્રી અરજિન** ભવજળનો તારુ, મુજ મન લાગે વારુરે—
મનમોહન સ્વામિ!
બાંહ્ય ગ્રહી એ ભવિજન તારે, આણે શિવપુર આરેરે-મન૦ ૧
જપતપ મોહ મહાતોફાને, નાવ ન ચાલે માનેરે-મન૦
પણ નવિ ભય મુજ હાથોહાથે, તારે તે છે સાથેરે-મન૦ ૨
ભક્તને સ્વર્ગ સ્વર્ગથી અધિકું, જ્ઞાનીને ફળ દેઇરે-મન૦
કાયાકષ્ટ વિના ફળ લહીએ, મનમાં ધ્યાન ધરેઇરે-મન૦ ૩

જે ઉપાય બહુવિધની રચના, યોગમાયા તે જાણોરે–મન૦
શુદ્ધ દ્રવ્ય ગુણ પરયાય ધ્યાને, શિવ દિએ પ્રભુ સપરાણોરે–
મન૦ ૪
પ્રભુપદ વળગ્યા તે રહ્યા તાજા, અળગા અંગ ન સાજારે–મન૦
**વાચકયશ** કહે અવર ન ધ્યાઉં, એ પ્રભુના ગુણ ગાઉંરે–મન૦૫

૨

અરનાથકુ સદા મેરી વંદના,
જગનાથકુ સદા મેરી વંદના—જ૦
જગ ઉપગારી ઘન જ્યૌ વરસે,
વાણી શીતલચંદના રે— જ૦ ૧
રૂપે રંભા રાણી **શ્રીદેવી**
ભૂપ **સુદર્શન** નંદના રે— જ૦ ૨
ભાવ ભગતિશુ અહનિશિ સેવે,
દુરિત હરે ભવફંદના રે- જ૦ ૩
છ ખંડ સાધી દેધા કીધી,
દુર્જય શત્રુ નિકંદના રે— જ૦ ૪
ન્યાયસાગર પ્રભુ–સેવા મેવા,
માગે પરમાનંદના રે— જ૦ ૫

૩

મ્હે તો આણ વહેસ્યાજી માહરાંગે સાહેબની,
મ્હે તો આણ વહેસ્યાજી
આણ વહેસ્યા, ભક્તિ કરેસ્યા, રહેસ્યા નયણ હજુર,
**અરજિન** આગળ અરજ કરતા, લહેસ્યા સુખ ભરપુર—
મ્હે તો૦ ૧

એકને છંડી, બેને ખંડી, ત્રણ શું જોડી નેહ,
ચાર જણા શિર ચોટ કરેસ્યું પણનો આણી છેહ—
મ્હેં તો૦ ૨

છ-સત-અડ-નવ-દશને ટાળી, અજવાળી અગ્યાર,
બાર જણાનો આદર કરેસ્યું, તેરનો કરી પરિહાર—
મ્હેં તો૦ ૩

પણ-અડ-નવ-દશ-સત્તર પાળી, સત્તાવીશ ધરી સાથ,
પચવીશ જણેસું પ્રીતિ કરેસ્યું, ચાર ચતુર કરી હાથ—
મ્હેં તો૦ ૪

બત્રીશ-તેત્રીશ ને ચોરાશી-ઓગણીશ દૂર નિવારી,
અડતાળીશનો સંગ તજેસ્યું, એકાવન દિલ ધારી—
મ્હેં તો૦ ૫

વીશ આરાધી, બાવીશ બાંધી, ત્રેત્રીશનો કરી ત્યાગ,
ચોવીશ જિનના ચરણ નમીને પામસું ભવજલ તાગ—
મ્હેં તો૦ ૬

ધ્યાતા-ધ્યેય ને ધ્યાન સ્વરૂપી, તન-મન-તાન લગાય,
**ક્ષમાવિજય** કવિ પદકજ મધુકર, સેવક **જિન** ગુણગાય—
મ્હેં તો૦ ૭

## ૧૯. શ્રી મલ્લિનાથ સ્વામિના-૩

૧

સેવક કિમ અવગણીએ? હો **મલ્લિજિન!** એ અબ શોભા સારી;
અવર જેહને આદર અતિ દીએ, તેહને મૂલ નિવારી હો **મલ્લિ**૦ ૧
જ્ઞાનસ્વરૂપ અનાદિ તમારું, તે લીધું તમે તાણી,
જુઓ અજ્ઞાનદશા રીસાવી, જાતાં કાંણ ન આણી હો **મલ્લિ**૦ ૨

નિદ્રા—સુપન—જાગર—ઉજાગરતા, તુરિય અવસ્થા આવી,
નિદ્રા સુપન દશા રીસાણી જાણી, ન નાથ! મનાવી હો મલ્લિ૦ ૩
સમકિત સાથે સગાઇ કીધી, સ્વપરિવારશુ ગાઢી,
મિથ્યામતિ અપરાધણ જાણી, ઘરથી બાહર કાઢી હો મલ્લિ૦ ૪
હાસ્ય અરતિ રતિ શોક દુગછા, ભય પામર કરસાલી,
નોકષાય શ્રેણી ગજ ચઢતા, શ્વાનતણી ગતિ ઝાલી હો મલ્લિ૦ ૫
રાગદ્વેષ અવિરતિની પરિણુતિ, (એ) ચરણમોહના યોદ્ધા,
વીતરાગપરિણુતિ પરિણમતા, ઉઠી નાઠા બોદ્ધા હો મલ્લિ૦ ૬
વેદોદય કામા પરિણામા, કામ્ય કરમ સહુ ત્યાગી,
નિષ્કામી કરુણારસ સાગર, અનંત ચતુષ્કપદપાગી હો મલ્લિ૦ ૭
દાનવિઘન વારી સહુ જનને, અભયદાનપદ દાતા,
લાભવિઘન જગવિઘન નિવારક, પરમલાભરસમાતા હો મલ્લિ૦ ૮
વીર્યવિઘન પંડિતવીર્યે હણુયો, પૂરણ પદવી યોગી,
ભોગોપભોગ દોય વિઘન નિવારી, પૂરણ ભોગસુભોગી—
હો મલ્લિ૦ ૯
એ અઢાર દૂષણ વરજિત તનુ, મુનિજનવૃંદે ગાયા,
અવિરતિરૂપક દોષનિરૂપણ, નિરદૂષણ મન ભાયા હો મલ્લિ૦ ૧૦
ઇણ વિધ પરખી મનવિશરામી, જિનવરગુણ જે ગાવે,
દીનબંધુની મહેરનજરથી, આનંદઘન પદ પાવે હો મલ્લિ૦ ૧૧

૨

તુજ મુજ રીઝની રીઝ, અટપટ એહ ખરીરી,
લટપટ નાવે કામ, ખટપટ ભાજ પરીરી— ૧
મલ્લિનાથ ! તુજ રીઝ, જન રીઝે ન હુએરી,
દોઇ રીઝણનો ઉપાય, સાહુ કાઇ ન જુએરી?— ૨

દુરારાધ્ય છે લોક, સહુને સમ ન શશીરી;
એક દુહવાએ ગાઢ, એક જો બોલે હસીરી— ૩
લોક-લોકોત્તર વાત, રીઝ છે દોય જુઈરી;
તાત **ચક્રધર** પૂજ્ય, ચિંતા એહ હુઈરી— ૪
રીઝવવો એક સાંઇ, લોક તે વાત કરેરી;
**શ્રી નયવિજયસુશિષ્ય**, એહિજ ચિત્ત ધરેરી— ૫

૩

કૌ ન રમે ચિત કૌ ન રમે,
**મલ્લિનાથજી** વિના ચિત્ત કૌ ન રમે,
માતા **પ્રભાવતી** રાણી જાયો,
કુંભ-નૃપતિ-સુત કામ દમે— મ૦ ૧
કામકુંભ જિમ કામિત પૂરે,
કુંભલંછન જિન મુખ ગમે— મ૦ ૨
મિથિલા નયરી જનમ પ્રભુકો,
દર્શન દેખત દુઃખ શમે— મ૦ ૩
ઘેબર ભોજન સરસાં પીરસ્યાં,
કુકસ બાકસ કૌ ન જમે— મ૦ ૪
નીલ વરણ પ્રભુ કાન્તિ કે આગે,
મરકત મણિ છબી દૂર ભમે— મ૦ ૫
**ન્યાયસાગર** પ્રભુ જગનો પામી,
હરિ હર બ્રહ્મા કૌ ન નમે— મ૦ ૬

## ૨૦. શ્રી મુનિસુવ્રત સ્વામિના-૪

૧

**મુનિસુવ્રત** જિન વંદતાં, અતિ ઉલ્લસિત તન મન થાય રે;

વદન અનોપમ નિરખતા, મારા ભવ ભવના દુઃખ જાય રે
મારા ભવ ભવના દુઃખ જાય, જગતગુરુ જાગતો સુખકંદરે,
સુખકંદ અમંદ આનંદ, પરમ ગુરુ દીપતો સુખકંદરે—
પ૦ જ૦ સુ૦ ૧

નિશદિન સૂતા જાગતા, હૈડાથી ન રહે દૂર રે,
જબ ઉપકાર સંભારીએ, તવ ઉપજે આનંદપૂર રે—
ત૦ જ૦ સુ૦ ૨

પ્રભુ ઉપકાર ગુણે ભર્યો, મન અવગુણ એક ન માય રે;
ગુણ ગુણઅનુબંધી હુઆ, તે તો અક્ષયભાવ કહાયરે—
તે૦ જ૦ સુ૦

અક્ષય પદ દીએ પ્રેમ જે, પ્રભુનું તે અનુભવરૂપ રે,
અક્ષરસ્વરગોચર નહિ, એતો અકલ અમાય અરૂપરે—
એ૦ જ૦ સુ૦ ૪

અક્ષર થોડા ગુણ ઘણા, સજ્જનના તે ન લિખાયરે,
**વાચકયશ** કહે પ્રેમથી, પણ મનમાંહે પરખાયરે—
પ૦ જ૦ સુ૦ પ

૨

**મુનિસુવ્રત** જિનરાય ! એક મુજ વિનતિ નિસુણો,
આતમતત્ત્વ કયું જાણ્યું જગતગુરુ! એહ વિચાર મુજ કહિયો,
આતમતત્ત્વ જાણ્યા વિણ નિરમલ, ચિત્તસમાધિ નવિ લહિયે-૧
કોઈ અબંધ આતમતત્ત્વ માને, કિરિયા કરતો દીસે,
"ક્રિયા તણું ફલ કહો કુણ ભોગવે?" ઇમ પૂછયું ચિત રીસે-મુ૦૨
જડ ચેતન એ આતમ એકજ, થાવર જંગમ સરિખો,
દુઃખ સુખ સંકર દૂષણ આવે, ચિત વિચારી જો પરિખો-મુ૦ ૩
એક કહે "નિત્યજ આતમતત્ત", આતમ દરશણ લીનો,

કૃત-વિનાશ અકૃતાગમ દૂષણ, નવિ દેખે મતિ હીનો- સુ૦ ૪
સુગત મતિરાગી કહે વાદી, ક્ષણિક એ આતમ જાણો,
બંધ-મોક્ષ સુખ દુઃખ ન ઘટે, એહ વિચાર મન આણો-સુ૦ ૪
ભૂત ચતુષ્ક વરજિત આતમતત્ત, સત્તા અલગી ન ઘટે;
અંધ શકટ જો નજરે ન દેખે, તો શું કીજે શકટે ?- સુ૦ ૬
એમ અનેકવાદી મતવિભ્રમ, સંકટ પડિયા ન લહે,
ચિત્તસમાધિ તે માટે પૂછું, તુમ વિણ તત્ત કોઇ ન કહે-સુ૦ ૭
વલતું જગગુરુ ! ઈણિ પરે ભાખે, પક્ષપાત સબ છંડી,
રાગ-દ્વેષ-મોહપખ વર્જિત, આતમશું રઢ મંડી- સુ૦ ૮
આતમધ્યાન કરે જો કોઉ, સો ફિર ઇણમેં નાવે;
વાગ્જાલ બીજું સહુ જાણે, એહ તત્ત્વચિત્ત ચાવે- સુ૦ ૯
જેણે વિવેક ધરી એ પખ વહિયે, તે તત્ત્વજ્ઞાની કહિયે;
શ્રી **મુનિસુવ્રત** કૃપા કરો તો, **આનંદઘન** પદ લહિયે-સુ૦ ૧૦

૩

હો પ્રભુ ! મુજ પ્યારા ! ન્યારા થયા કેઈ રીતજો ?
ઓળગુઆને આળાલુંબન તાહરોરે લોલ,
હો પ્રભુ ! મુજ પ્યારા ! ભક્તિવત્સલ ભગવંતજો,
આય વસો મનમંદિર સાહિબ ! માહરે રે લોલ— ૧
હો પ્રભુ ! મુજ પ્યારા ! ખીણ ન વિસારું તુજ જો,
તંબોલીના પત્રતણી પેરે ફેરતો રે લોલ,
હો પ્રભુ ! મુજ પ્યારા ! લાગી મુને માયા જોરજો,
દિલચરવાસી સુસાહિબ ! તુમને હેરતોરે લોલ— ૨
હો પ્રભુ ! મુજ પ્યારા ! તું નિઃસનેહી જિનરાય ! જો,
એકપખી પ્રીતલડી કીણ પરે રાખીયેરે લોલ,

હો પ્રભુ ! મુજ પ્યારા ! અંતરગતની મહારાજ ! જો,
વાતલડી વિણ સાહિબ કેહને દાખીયે ? રે લોલ— ૩
હો પ્રભુ ! મુજ પ્યારા ! અલખરૂપ થઇ આપજો,
જાઇ વસ્યા શિવમંદિરમાંહી તુ જઇ રે લોલ,
હો પ્રભુ ! મુજ પ્યારા ! લાધ્યો તુમારો ભેદજો,
સૂત્ર-સિદ્ધાંત ગતિને સાહિબ ! તુમ લહી રે લોલ— ૪
હો પ્રભુ ! મુજ પ્યારા ! જગજીવન જિનરાય ! જો,
મુનિસુવ્રત ! જિન ! મુજરો માનજો માહરો રે લોલ,
હો પ્રભુ ! મુજ પ્યારા ! પય પ્રણમી જિનરાય ! જો,
ભવ ભવ શરણો સાહિબ ! સ્વામી તાહરો રે લોલ— ૫
હો પ્રભુ ! મુજ પ્યારા ! રાખશુ હૃદય મઝાર જો,
આપો શામળીયા ! દ્યો પદવી તાહરી રે લોલ,
હો પ્રભુ ! મુજ પ્યારા ! રૂપવિજયનો શિષ્યજો,
મોહનને મન લાગી માયા તાહરી રે લોલ— ૬

/

શ્રી મુનિસુવ્રત હરિકુલ ચંદા, દુરનય પંથ નિસાયો,
સ્યાદ્વાદ રસ ગર્ભિત બાની, તત્ત્વ સરૂપ જનાયો
સુગુ નાની ! જિન બાની, રસ પીજે અતિ સન્માની— ૧
ભવ-મોક્ષ એકાંતે માની, મોક્ષ જગત ઉછેદે,
ઉભય નયાતમ ભેદ ગ્રહીને, તત્ત્વ પદારથ વેદે- સુગુ૦ ૨
નિત્ય અનિત્ય એકાંત કહીને, અરથ ક્રિયા સબ નાસે
ઉભય સરૂપે વસ્તુ બિરાજે, સ્યાદ્વાદ ઇમ ભાસે—સુગુ૦ ૩
કરતા ભુગતા બાહિજ દૃષ્ટે, એકાંતે નહી થાવે,
નિશ્ચય શુદ્ધ નયાતમ રૂપે, કુણ કરતા ભુગતાવે— સુગુ૦ ૪

રૂપ વિના ભયો રૂપસ્વરૂપી, એક નયાતમ સંગી;
તન વ્યાપી વિભુ એક અનેકા, **આનંદઘન** દુઃખરંગી-સુણુ૦ ૫
શુદ્ધ અશુદ્ધ નાશ અવિનાશી, નિરંજન નિરાકારો;
સ્યાદ્‌વાદ સગરો નીકો. દુરનય પંથ નિવારો— સુણુ૦ ૬
સપ્તભંગી મતદાયક જિનજી, એક અનુગ્રહ કીજે;
**આતમ** રૂપ જિહો તુમ લીધો, સો સેવકકું દીજે—સુણુ૦ ૭

## ૨૧. શ્રી નમિનાથ સ્વામિના-૩

૧

**શ્રીનમિજિન**ની સેવા કરતાં, અલિય-વિઘન સવિ દૂરે નાસેજી;
અષ્ટ મહાસિદ્ધિ નવ નિધિ લીલા, આવે બહુ મહમૂર પાસેજી-શ્રી ૧
મયમત્તા અંગણ ગજ ગાજે, રાજે તેજી તુખાર તે ચંગાજી;
બેટાબેટી બંધવ જોડી, લહિએ બહુ અધિકાર રંગાજી-શ્રી૦ ૨
વલ્લભસંગમ રંગ લહી જે, અણુવાલહા હોય દુર સહેજેજી;
વાંછાતણો વિલંબ ન હુજો, કારજ સીઝે ભૂરિ લહેજેજી-શ્રી૦ ૩
ચંદ્રકિરણ ઉજ્જવલ જસ ઉલસે, સુરજ તુલ્ય પ્રતાપી દીપેજી;
જે પ્રભુભક્તિ કરે નિત્ય વિનયે, તે અરિયણ બહુ પ્રતાપી જીપેજી-૪
મંગળમાળા લચ્છી વિશાળા, બાળા બહુલે પ્રેમ રંગેજી;
**શ્રી નયવિજય વિબુધ પય સેવક**, કહે લહીએ સુખ પ્રેમ
અંગેજી-શ્રી૦ ૫

૨

**પરમ** રૂપ નિરંજન, જન મન-**રંજણો** લલના;
ભક્ત **વચ્છલ** ભગવંત તુ, ભવ ભવ ભંજણો-લલના—
જગત જંતુ હિતકારક, તારક જગધણી લલના—
તુજ પદ **પંકજ** સેવ, હેવ મુજને ઘણી—લલના૦ ૧

આવ્યો રાજ ! હજુર, પૂરણ ભગતિ ભર્યે-લલના-
આપો સેવના આપ, પાપ જિમ સવિ ટળે લલના-
તુજ સરીખા મહારાજ ! મહેર જો નહિ કરે લલના—
તો અમ સરીખા જીવના, કારજ કીમ સરે ? લલના— ૨
જગતારક જિનરાજ ! બિરુદ છે તુમ તણો લલના—
આપો સમકિતદાન પરાયા મત ગણો લલના—
સમરથ જાણી દેવ, સેવના મે કરી લલના—
તુહિ જ છે સમરત્થ, તરણ તારણ તરી લલના— ૩
મૃગશીર સિત એકાદશી, ધ્યાન શુક્લ ધરી લાલના—
ઘાતી કરમ કરી અંત કે, કેવલ-શ્રી વરી લલના—
જગનિસ્તારણ કારણ, તીરથ થાપીયો લલના—
આતમ સત્તા ધર્મ ભક્તોને આપીયો લલના— ૪
અમ વેળા કિમ આજ, વિલંબ કરી રહ્યા ? લલના—
જાણો છો મહારાજ ! સેવકે ચરણ ગ્રહ્યા લલના—
મન માન્યા વિના સાહેબ, નવિ છોડું કદા લલના—
સાચો સેવક તેહ જે સેવ કરે સદા લલના— ૫
વપ્રા માત સુજાત, કહાવો શું ઘણું ? લલના—
આપો ચિદાનંદ દાન, જનમ સફલો ગણું લલના—
જિન ઉત્તમ પદ પદ્મ, વિજય પદ દીજીયે લલના—
રૂપવિજય કહે સાહિબ ! મુજરો લીજીએ લલના— ૬

૩

ષટ્ દરિશન જિન અંગ ભણીજે, ન્યાસ ષડંગ જો સાધેરે,
નમિ જિનવરના ચરણ ઉપાસક, ષટ્ દરિશન આરાધેરે-ષટ્૦ ૧
જિન સુર પાદપ પાય વખાણું, સાંખ્ય-યોગ દોય ભેદેરે,
આતમસત્તા વિવરણ કરતા, લહો દુગ અંગ અખેદે રે-ષટ્૦ ૨

ભેદ-અભેદ સુગત-મિમાંસક, જિનવર દોયકર ભારીરે;
લોકાલોક અવલંબન ભજિયેં, ગુરુગમથી અવધારીરે- ષ૮૦ ૩
લોકાયતિક કૂખ જિનવરની, અંશ વિચાર જો કીજેરે;
તત્ત્વવિચાર સુધા-રસ-ધારા, ગુરુગમ વિણ કિમ પીજેરે ? ષ૮૦ ૪
જૈન જિનેશ્વર વર ઉત્તમ અંગ, અંતરંગ બહિરંગેરે,
અક્ષર-ન્યાસ ધરા આરાધક, આરાધે ધરી સંગેરે- ષ૮૦ ૫
જિનવરમાં સઘળા દરિશન છે, દર્શન જિનવર ભજનારે;
સાગરમાં સઘળી તટિની સહી, તટિની સાગર છજનારે-ષ૮૦ ૬
જિનસરૂપ થઇ જિન આરાધે, તે સહી જિનવર હોવેરે;
ભૃંગી ઇલિકાને ચટકાવે, તે ભૃંગી જગ જોવેરે- ષ૮૦ ૭
ચૂર્ણિ, ભાષ્ય, સૂત્ર, નિર્યુક્તિ, વૃત્તિ, પરંપર, અનુભવેરે;
સમય પુરુષના અંગ કહ્યાં એ, જે છેદે, તે દુરભવ્યરે-ષ૮૦ ૮
મુદ્રા, બીજ, ધારણા, અક્ષર, ન્યાસ, અરથ વિનિયોગેરે;
જે ધ્યાવે, તે નવિ વંચી જે, ક્રિયાઅવંચક ભોગેરે-ષ૮૦ ૯
શ્રુત અનુસાર વિચારી બોલું, સુગુરુ તથાવિધ ન મિલેરે;
ક્રિયા કરી નવિ સાધી શકિયેં, એ વિખવાદ ચિત સઘળેરે- ૧૦
તે માટે ઉભા કર જોડી, જિનવર આગળ કહિયે રે;
સમય ચરણ સેવા શુચિ દીજે, જિમ આનંદઘન લહિયેરે ૧૧

## ૨૨ શ્રી નેમિનાથ સ્વામિના-૬

૧

પરમાતમ પૂરણકલા, પૂરણગુણ હો પૂરણ જન આશ;
પૂરણ દષ્ટે નિહાળીએ, ચિત્ત ધરીએ હો અમચી અરદાસ-
પરમા૦ ૧
સર્વ-દેશ-ઘાતી સહુ- અઘાતી હો કરી ઘાત દયાળ !

વાસ કિયો શિવમંદિરે, મોહે વિસરી હો ભમતો જગજાળ—
પરમા૦ ૨

જગતારક પદવી લહી, તાર્યા સહિ હો અપરાધી અપાર,
તાત ! કહો મોહે તારતાં કિમ કીની હો ઇણુ અવસર વાર ?
પરમા૦ ૩

મોહ મહામદ છાકથી, હું છકિયો હો નહિ સૂધ લગાર,
ઉચિત સહિ ઇણે અવસરે, સેવકની હો કરવી સંભાળ—
પરમા૦ ૪

મોહ ગયે જો તારશો, તિણુ વેલા હો કહા તુમ ઉપગાર ?
સુખવેળા સજ્જન ઘણા, દુઃખવેળા હો વિરલા સંસાર—
પરમા૦ ૫

પણ તુમ દરિશણ યોગથી, થયો હૃદયે હો અનુભવપરકાશ,
અનુભવઅભ્યાસી કરે, દુઃખદાયી હો સહુ કર્મ વિનાશ—
પરમા૦ ૬

કર્મકલંક નિવારીને, નિજ રૂપે હો રમે રમતા રામ,
લહત અપૂરવ ભાવથી, ઇણુ રીતે હો તુમ પદ વિશરામ—
પરમા૦ ૭

ત્રિકરણ-યોગે વિનવું, સુખદાયી હો શિવાદેવીના નંદ !
ચિદાનંદ મનમેં સદા, તુમે આવો હો પ્રભુ ! નાણુદિણંદ—
પરમા૦ ૮

૭

નેમિજિણેસર નિજ કારજ કર્યું, છાંડ્યો સર્વ વિભાવોજી,
આતમશક્તિ સકલ પ્રગટી કરી આસ્વાદ્યો નિજ ભાવોજી-નેમિ૦૧
રાજુલ નારીરે સારી મતિ ધારી, અવલંબ્યા અરિહંતોજી;
ઉત્તમ સંગેરે ઉત્તમતા વધે, સધે આનંદ અનંતોજી-નેમિ૦ ૨
ધર્મ અધર્મ આકાશ અચેતના, તે વિજાતિ અગ્રાહ્યોજી,

પુદ્ગલ ગ્રહવેરે કર્મકલંકતા, વાધે બાધક બાહ્યોજી-નેમિ૦ ૩
રાગીસંગેરે રાગદશા વધે, થાય તિણે સંસારોજી;
નીરાગીથીરે રાગનું જોડવું, લહીએ ભવનો પારોજી-નેમિ૦ ૪
અપ્રશસ્તતારે ટાળી પ્રશસ્તતા, કરતાં આશ્રવ નાસેજી;
સંવર વાધેરે સાધે નિર્જરા, આતમભાવ પ્રકાશેજી-નેમિ૦ ૫
**નેમિ** પ્રભુ ધ્યાનેરે એકત્વતા, નિજ તત્ત્વે એકતાનોજી;
શુક્લધ્યાનેરે સાધી સુસિદ્ધતા, લહીએ મુક્તિ નિદાનોજી-નેમિ૦ ૬
અગમ અરૂપીરે અલખ અગોચરુ, પરમાતમ પરમીશોજી;
**દેવચંદ્ર** જિનવરની સેવના, કરતાં વાધે જગીશોજી-નેમિ૦ ૭

૩

નિરખ્યો **નેમિજિણંદને**, અરિહંતાજી, **રાજિમતી** કર્યો ત્યાગ, ભગવંતાજી;
બ્રહ્મચારી સંયમ ગ્રહ્યો, અ૦ અનુક્રમે થયા વીતરાગ-ભ૦ ૧
ચામર ચક્ર સિંહાસન, અ૦ પાદપીઠ સંયુત-ભ૦
છત્ર ચાલે આકાશમાં, અ૦ દેવદુંદુભિવરયુત— ભ૦ ૨
સહસ જોયણ ધ્વજ સોહતો, અ૦ પ્રભુ આગળ ચાલંત-ભ૦
કનક-કમળ નવ ઉપરે, અ૦ વિચરે પાય ઠવંત- ભ૦ ૩
ચાર મુખે દીએ દેશના, અ૦ ત્રણ ગઢ ઝાકઝમાલ-ભ૦
કેશ-રોમ-શ્મશ્રુ નખા, અ૦ વાધે નહિ કોઇ કાલ— ભ૦ ૪
કાંટા પણ ઉંધા હોયે, અ૦ પંચ વિષય અનુકૂળ-ભ૦
ષટ્ ઋતુ સમકાળે ફળે, અ૦ વાયુ નહિ પ્રતિકૂળ— ભ૦ ૫
પાણી સુગંધ સુરકુસુમની, અ૦ વૃષ્ટિ હોયે સુર-સાલ-ભ૦
પંખી દીએ સુપ્રદક્ષિણા, અ૦ વૃક્ષ નમે અસરાલ— ભ૦ ૬
**જિન ઉત્તમ પદ પદ્મની**, અ૦ સેવા કરે સુરકોડી-ભ૦
ચાર નિકાયના જઘન્યથી, અ૦ ચૈત્ય વૃક્ષ તેમ જોડી- ભ૦ ૭

ઇતને બીચ હમ છોડ ન જઇગો, હોત બુરાઇ લાજડીયાં-રહો૦ ૨
પ્રીતમ પ્યારે! નેહ કર જાનાં, જે હોત હમ શિર બાંકડીયાં-રહો૦
હાથસેં હાથ મિલાદે સાંઇ! ફૂલ બિછાઉ સેજડીયાં-રહો૦ ૩
પ્રેમકે પ્યાલે બહુત મસાલે, પીવત મધુરે સેલડીયાં-રહો૦
**સમુદ્રવિજય** કુલ તિલક **નેમિકું**, **રાજુલ** ઝરતી આંખડીયાં-
રહો૦ ૪
**રાજુલ** છોર ચલે **ગિરનારે**, **નેમ** યુગલ કેવલ વરીયાં-રહો૦
**રાજિમતી** પણ દીક્ષા લીની, ભાવના રંગ રસે ચડીયાં-રહો૦ ૫
કેવલ લઇ કરી મુગતિ સિધારે, દંપતી મોહન વેલડીયાં-રહો૦
**શ્રી શુભવીર** અચલ ભઇ જોડી, મોહરાય-શિર લાકડીયાં રહો૦ ૬

૬

અષ્ટ ભવાંતર વાલહોરે! તું મુજ આતમરામ, મનરાવાલા!
મુગતિ નારીશું આપણેરે, સગપણ કોઇ ન કામ- મન૦ ૧
ઘર આવો હો વાલમ! ઘર આવો, મારી આશાના વિશરામ!- મ૦
રથ ફેરો હો સાજન! રથ ફેરો, સાજન! માહરા મનોરથ
સાથ-મન૦
"નારી પખે શો નેહલોરે?" વાલા! સાચ કહે જગનાથ! -મન૦
ઇશ્વર અરધાંગે ધરીરે, વાલા! તું મુજ ઝાલે ન હાથ-મન ૨
પશુજનની કરુણા કરીરે, વાલા! આણી હ્રદય મઝાર-મન૦
માણસની કરુણા નહિં રે, વાલા! એ કુણ ઘર આચાર? મન૦ ૩
પ્રેમ કલ્પતરુ છેદીયોરે, વાલા! ધરીયો યોગ ધતુર-મન૦
ચતુરાઇરો કુણ કહોરે, વાલા! ગુરુ મિલિઓ જગસૂર?-મન૦ ૪
માહરુ તો એમાં કશું નહિ રે, વાલા! આપ વિચારો રાજ! મન૦
રાજ સભામાં બેસતાંરે, વાલા! કીસડી વધશે લાજ? મન૦ ૫
પ્રેમ કરે જગ જન સહુરે, વાલા! નિરવાહે તે ઓર- મન૦

પ્રીત કરીને છાંડી દે રે, વાલા! તેહશું ચાલે ન જોર–મન૦ ૬
જો મનમાં એહવું હતું રે, વાલા! નિસપત કરત ન જાણ–મન૦
નિસપતિ કરીને છાંડતાં રે વાલા! માણસ હુવે નુકશાન–મન૦ ૭
દેતા દાન સંવત્સરી રે, વાલા! સહુ લહે વાંછિત પોષ–મન૦
સેવક વાંછિત નવિ લહે રે, વાલા! તે સેવકનો દોષ? મન૦ ૮
સખી કહે ‘એ શામળો” રે, વાલા! હું કહું "લક્ષણ સેત"મન૦
ઇણ લક્ષણ સાચી સખી રે, વાલા! આપ વિચારો હેત–મન૦ ૯
રાગી શું રાગી સહુ રે, વાલા! વૈરાગી શો રાગ? મન૦
રાગ વિના કિમ દાખવો રે, વાલા! મુગતિ સુંદરી માગ? મન૦ ૧૦
એક ગુહ્ય ઘટતું નથી રે, વાલા! સઘળોઇ જાણે લોગ–મન૦
અનેકાંતિક ભોગવો રે, વાલા! બ્રહ્મચારી ગત રોગ–મન૦ ૧૧
જિણ જોગે તુમને જોઉં રે વાલા! તિણ જોગે જુવો રાજ! મન૦
એક વાર મુજને જુવો રે, વાલા! તો સીઝે મુજ કાજ–મન૦ ૧૨
મોહદશા ધરી ભાવના રે, વાલા! ચિત્ત લહે તત્ત્વવિચાર–મન૦
વીતરાગતા આદરી રે, વાલા! પ્રાણનાથ! નિરધાર– મન૦ ૧૩
સેવક પણ તે આદરે રે, વાલા! તો રહે સેવક મામ– મન૦
આશય સાથે ચાલીયે રે, વાલા! એહિજ રૂડું કામ– મન૦ ૧૪
ત્રિવિધ યોગ ધરી આદર્યો, વાલા! નેમિનાથ ભરતાર મન૦
ધારણ પોષણ તારણો રે, વાલા! નવરસ મુગતાહાર–મન૦ ૧૫
કારણરૂપી પ્રભુ ભજ્યો રે, વાલા! ગણ્યો ન કાજ અકાજ–મન૦
કૃપા કરી મુજ દીજીયે રે, વાલા! આનંદઘનપદ રાજ મન૦ ૧૬

## ૨૩. શ્રી પાર્શ્વનાથ પ્રભુના—

૧

પરમાતમ ! પરમેશ્વરુ ! જગદીશ્વર ! જિનરાજ !
જગબંધવ ! જગભાણુ ! બલિહારી તુમતણી;
ભવ-જલધિમાંહી જહાજ— પરમા૦ ૧

તારક, વારક મોહનો, ધારક નિજગુણ ઋદ્ધિ;
અતિશયવંત ભદંત રૂપાળી શિવવધૂ-
પરણી લહી નિજ સિદ્ધિ—પરમા૦ ૨

જ્ઞાન દર્શન અનંત છે, વળી તુજ ચરણ અનંત;
એમ દાનાદિ અનંત, ક્ષાયિક ભાવે થયા,
ગુણ તે અનંતાનંત— પરમા૦ ૩

બત્રીશ વર્ણ સમાય છે, એકજ શ્લોક મોઝાર;
એક વરણ પ્રભુ ! તુજ ન માયે જગતમાં,
કેમ કરી થુણીએ ઉદાર ?— પરમા૦ ૪

તુજ ગુણ કોણ ગણી શકે ? જો પણ કેવલ હોય,
આવિરભાવથી તુજ, સયલ ગુણ માહરે,
પ્રચ્છન્નભાવથી જોય-- પરમા૦ ૫

**શ્રી પંચાસરા પાસજી** ! અરજ કરું એક તુજ;
આવિરભાવથી થાય દયાળ ! કૃપાનિધિ !
કરુણા કીજેજી મુજ— પરમા૦ ૬

**શ્રી જિન! ઉત્તમ!** તાહરી આશા અધિકી મહારાજ !
**પદ્મવિજય** કહે એમ, લહું શિવનગરીનું,
અક્ષય અવિચલ રાજ-- પરમા૦ ૭

૨

[ મલ્લિજિન નાથજી નત વીજે રે—એ દેશી ]

ચિત્ત સમરી **શારદ** માય રે, વલી પ્રણમુ નિજ **ગુરુ-પાય** રે,
ગાઉ ત્રેવીશમા જિનરાય, વ્હાલાજીનુ જન્મ કલ્યાણક ગાઉરે૦
સોના રૂપાને ફૂલડે વધાવુ, વ્હા૦
થાલ ભરી ભરી મોતીડે વધાવુ- વ્હા૦ ૧
**કાશી** દેશ **વણારશી** ગાજે રે, **અશ્વસેન** છત્રપતિ છાજે રે,
રાણી **વામા** ગૃહિણી સુગાજે— વ્હા૦ ૨
ચૈત્ર વદિ ચોથે તે **ચવિયા** રે, માતા **વામા** કુખે અવતરીયા રે,
અજુઆળ્યા એહના પરીયા--વ્હા૦ ૩
પોશ વદિ દશમી જગભાણુ રે, હોવે પ્રભુનુ **જન્મ** કલ્યાણ રે,
વીશસ્થાનક સુકૃત કમાણુ— વ્હા૦ ૪
નારકી નરકે સુખ પાવે રે, અંતરમુહૂર્ત દુખ જાવે રે,
એ તો જન્મકલ્યાણ કહાવે— વ્હા૦ ૫
પ્રભુ ત્રણ ભુવન શિરતાજ રે, તુમે તારણ તરણ જહાજ રે,
કહે **દીપવિજય** કવિરાજ— વ્હા૦ ૬

૩

અબ મોહે ઐસી આય બની,
શ્રી **શંખેશ્વર પાસ** જિનેસર, મેરો તુ એક ધની—અબ૦ ૧
તુમ બિનુ કોઉ ચિત્ત ન સુહાવે, આવે કોડી ગુણી,
મેરો મન તુજ ઉપર રમિયો, અલિ જિમ કમલ ભણી—અબ૦ ૨
તુમ નામે સવિ સંકટ ચૂરે, નાગરાજ ધરણી,
નામ જપુ નિશિ-વાસર તેરો, એ શુભ મુજ કરણી—અબ૦ ૩
કોપાનલ ઉપજાવત દુર્જન, મથન વચન અરની,
નામ જપુ જલધાર તિહાં તુજ, ધારે દુખ હરની- અબ૦ ૪

મિથ્યામતિ બહુ જન હૈ જગમેં, પદ ન ધરત ધરની;
ઉનકો અબ તુજ ભક્તિ પ્રભાવે, ભય નહિ એક કની–અબ૦ ૫
સજ્જન–નયન સુધારસ–અંજન, દુરજન રવિ ભરની;
તુજ મૂરતિ નીરખે સો પાવે, સુખ **જસ** લીલ ઘની–અબ૦ ૬

૪

મેરે સાહિબ! તુમહિ હો, પ્રભુ **પાસ** જિણંદ!
ખિજમતગાર ગરીબ હું, મેં તેરા બંદા– મેરે૦ ૧
મેં ચકોર કરું ચાકરી, જબ તુમહિ ચંદા;
ચક્રવાક મેં હુઇ રહું, જબ તુમહિ દિણંદા– મેરે૦ ૨
મધુકર પરે મેં રનઝનું, જબ તુમ અરવિંદા;
ભક્તિ કરું ખગપતિ પરે, જબ તુમહિ ગોવિંદા– મેરે૦ ૩
તુમ જબ ગર્જિત ઘન ભયે, તબ મેં શિખિનંદા;
તુમ સાયર જબ મેં તદા, સુરસરિતા અમંદા– મેરે૦ ૪
દૂર કરો દાદા **પાસજી**! ભવ–દુઃખકા ફંદા:
**વાચક જશ** કહે દાસકું, દીયો પરમાનંદા– મેરે૦ ૫

૫

જય! જય! જય! જય! **પાસ** જિણંદ! ટેક૦
**અંતરીક** પ્રભુ! ત્રિભુવન તારન!
ભવિક કમલ ઉલ્લાસ દિણંદ– જય૦ ૧
તેરે ચરન શરનમેં કીને, તું બિનું કુન તારે ભવફંદ?
પરમ પુરુષ પરમારથ–દર્શી!
તું દીયે ભવિકકું પરમાનંદ– જય૦ ૨
તું નાયક તું શિવસુખ–દાયક, તું હિતચિંતક તું સુખકંદ;
તું જનરંજન તું ભવભંજન,
તું કેવલ–કમલા–ગોવિંદ– જય૦ ૩

કોઈ દેવ મિલકે કર ન શકે, એક અગુંઠ રૂપ પ્રતિછંદ,
ઐસો અદ્ભુત રૂપ તિહારો,
વરષત માનુ અમૃતકો બુંદ- જય૦ ૪
મેરે મન મધુકરકે મોહન, તુમહો વિમલ સદલ અરવિંદ,
નયન ચકોર વિલાસ કરતુ હે,
દેખત તુમ મુખ પૂરનચંદ- જય૦ ૫
દૂર જાવે પ્રભુ ! તુમ દરિશનતે, દુ:ખ-દોહગ દારિદ્ર-અઘ-દંદ,
વાચક જશ કહે સહસ ફલતે તુમ હો,
જે બોલે તુમ ગુનકે વૃંદ- જય૦ ૬

૬

રાતા જેવા ફૂલડાને, શામળ જેવો રંગ,
આજ તારી આંગીનો કાંઈ, રૂડો બન્યો રંગ
પ્યારા પાસજી ! હો લાલ ! દીન દયાલ! મને નયણે નિહાળ- ૧
જોગીવાડે જાગતો ને, માતો ધિંગડ મલ્લ,
શામળો સોહામણો કાંઈ, જીત્યા આઠે મલ્લ- પ્યારા૦ ૨
તું છે મારો સાહિબો ને, હું છુ તારો દાસ,
આશા પૂરો દાસની કાંઈ, સાંભળો અરદાસ- પ્યારા૦ ૩
દેવ સઘળા દીઠા તેમાં, એક તું અવલ્લ,
લાખેણું છે લટકું ત્હારું, દેખી રીઝે દિલ્લ- પ્યારા૦ ૪
કોઇ નમે પીરને ને, કોઇ નમે રામ,
ઉદયરત્ન કહે પ્રભુજી ! મારે તુમસું કામ- પ્યારા૦ ૫

૭

પાર્શ્વજિન ! તાહરા રૂપનું, મુજ પ્રતિભાસ કેમ હોય રે ?
તુજ મુજ સત્તા એકતા અચલ વિમલ અકલ જોયરે- પાર્શ્વ૦ ૧

મુજ પ્રવચન પક્ષથી, નિશ્ચયે ભેદ નહિ કોય રે;
વિવહારે લખી દેખીએ, ભેદ પ્રતિભેદ બહુ લોયરે- પાર્શ્વ૦ ૨
બંધ નહિ મોક્ષ નહિ નિશ્ચયે, વિવહારે ભજ દોયરે;
અખંડિત અબાધિત સોય કહા, નિત્ય અબાધિત સોયરે-પાર્શ્વ૦ ૩
અન્વય-હેતુ વ્યતિરેકથી, અંતરો તુજ મુજ રૂપરે;
અંતરો મેટવા કારણે, આત્મસ્વરૂપ અનુપરે- પાર્શ્વ૦ ૪
આતમ પરમાત્મતા, શુદ્ધ નય ભેદ નહિ એકરે;
અવર આરોપિત ધર્મ છે, તેહના ભેદ અનેકરે- પાર્શ્વ૦ ૫
ધરમી ધરમથી એકતા, તેહ મુજ રૂપ અભેદ રે;
એક સત્તા લખ એકતા, કહે તે મૂઢમતિ ખેદ રે- પાર્શ્વ૦ ૬
આતમધરમ અનુસરી, રમે જે આતમરામ રે;
આનંદઘન પદવી લહે, પરમઆતમ તસ નામ રે-પાર્શ્વ૦ ૭

૮

ચિદાનંદ પરમનિરંજન, જન મનરંજન દેવ: લલના,
વામા નંદન જિનપતિ થુણીએ, સુરપતિ જસ કરે સેવ,
મનમોહન જિનજી ! ભેટીએ હો.
અહો મેરે લલના મેટીએ પાપકો પૂર- મનમોહન૦ ૧
કેસર ઘોળી ઘસી ઘન ચંદન, આનંદઘન ઘનસાર, લલના,
પ્રભુજીકી પૂજા કરી મનરંગે, પાઇએ પુણ્ય અપાર-મન૦ ૨
જાઇ જૂઇ ચંપક કેતકી, દમણો ને મચકુંદ; લલના,
કુંદ પ્રિયંગુ રૂચિ સુંદર જોડી, પૂજીએ પાસ જિણંદ-મન૦ ૩
અંગી ચંગી અંગ બનાઇ, અલંકાર અતિસાર; લલના,
દ્રવ્ય સ્તવવિધિ પૂરણ અરચી, ભાવીએ ભાવ ઉદાર-મન૦ ૪
પરમાતમ પૂરણ ગુણ પરતક્ષ, પુરુષોત્તમ પરધાન; લલના,
પ્રગટપ્રભાવ પ્રભાવતી વલ્લભ, તું જયો સુગુણ નિધાન-મન૦ ૫

જો તુજ ભક્તિ મયૂરી મુજ મન, વન વિચરે અતિચિત્ત લલના,
દુરિત ભુજગમ બધન ત્રુટે, તુ સઘલો જગમિત્ત– મન૦ ૬
તુજ આણા સુરવેલી મુજમન, નદનવન જિહા રૂઢ, લલના,
કુમતિ કદાગ્રહ કટક શાખી, સભવે તિહા નહીં ગૂઢ–મન૦ ૭
ભક્તિરાગ તુજ આણુ આરાધન, હોય ચક્ર સંસાર, લલના,
મહમ અઠાર શિલાગરથ ચાલે, વિઘનરહિત શિવદુવાર–મન૦ ૮
ગુરુ ઉપદેશે જો મુજ લાગ્યો તુજ શાસનકો રાગ લલના,
મહાનદ પદ એચ લીએગે, જ્યુ અલિકુસુમ પરાગ–મન૦ ૯
બાહિર મન નિકસત નાહિ ચાહત, તુજ શાસનમે લીન, લલના
ઉમગ નિમગ કરી નિજપદ ગ્હેવે, જ્યુ જલ નિધિ માહી મીન–૧૦
મુજ તુજ શાસન અનુભવકો રસ, કયુ કરી જાણે લોગ, લલના,
અપરિણીત કન્યા નવિ જાણે, જ્યુ સુખદયિત સયોગ–મન૦ ૧૧
ઓરનકી ગણના નાહિ પાઉ, જો તુ સાહિબ એક, લલના
ફલે વાસના દૃઢ નિજ મનકી, જો અવિચલ હોય ટેક–મન૦ ૧૨
તું સાહિબ હુ સેવક તેરો, એ વ્યવહાર વિભાગ, લલના
નિશ્ચયનયમત દોનુ બિચે, હોય નાહિ ભેદ કો લાગ–મન૦ ૧૩
મન વચનાદિ પુદ્ગલ ન્યારા, ન્યારો સકલ વિભાવ લલના,
શુદ્ધ દ્રવ્ય ગુણ પર્યાય ઘટના, તુજ સમ શુદ્ધ સ્વભાવ–મન૦૧૪
તુ ઘટ અતર પ્રગટ વિરાજે, જ્યુ નિર્મલ ગુણ કાત, લલના,
બાહિર ઢુઢત મૂઢ ન પાવે જ્યુ મૃગમદ મનભ્રાત--મન૦ ૧૫
ગુણ ઠાણાદિક ભાવે મિશ્રિત, સબમે હૈ તુજ અગ, લલના,
ખીર નીર જ્યુ ભિન્ન કરત હૈ ઉજ્જલ અનુભવ હસ-મન૦ ૧૬
આતમજ્ઞાન દશા જબ જાગી, વૈરાગી તુજ ધ્યાન, લલના,
સો પાવે જ્યુ રતન પરીક્ષા, પરખત રતન પ્રધાન-મન૦ ૧૭

પુણ્ય પ્રગટ દેવનકો લછન, મૂઢ લહે નાંહિ ધર્મ; લલના,
જ્યું પિયરાકું કંચન માને, લહે નાંહી અંતર મર્મ—મન૦ ૧૮
ગંધ-રૂપ-રસ-ફરસ-વિવર્જિત, ન ધરત હૈં સંઠાણ; લલના,
અન-અવતાર અશરીર અવેદી, તું પ્રભુ સિદ્ધ પ્રમાણ—મન૦ ૧૯
કેવલ જ્ઞાનદશા અવલોકી, લોકાલોક પ્રમાણ; લલના,
દર્શન-વીર્ય-ચરણ ગુણધારી, શાશ્વતાં સુખ અહિઠાણ-મન૦ ૨૦
સત્તા શુદ્ધ અરૂપી તેરી, નહિ જગકો વ્યવહાર; લલના,
કો કહીએ? કછુ કહ્યો ન જાએ, તું પ્રભુ અલખ અપાર—મન૦ ૨૧
દીપ ચંદ્ર રવિ ગ્રહણ કેરો, જિહાં પસરત નહિ તેજ; લલના,
તિહાં એક તુજ ધામ વિરાજે, નિર્મલ ચેતના સેજ—મન૦ ૨૨
આદિ રહિત અજરામર નિર્ભય, વ્યાપક એક અનંત; લલના,
શુદ્ધ પ્રકૃતિ અક્ષયિ અમાયિ, તું પ્રભુ બહુ ગુણવંત—મન૦ ૨૩
તું માતા, તું ત્રાતા, ભ્રાતા, તું પિતા, બંધુ, તું મિત્ત; લલના;
શરણ તુંહિ તુજ સેવા કીજે, દૃઢ કરી એકજ ચિત્ત—મન૦ ૨૪
**પાસ** આસ પૂરો અબ મેરી, અરજ એક અવધાર, લલના,
**શ્રી નયવિજય** વિબુધ **પયસેવક, જસ** કહે ભવજલતાર—
મન૦ ૨૫

૯

પૂજાવિધિ માંહે ભાવિયેજી, અંતરંગ જે ભાવ:
તે સવિ તુજ આગલ કહુંજી, સાહેબ! સરલ સ્વભાવ.
સુહંકર! અવધારો પ્રભુ **પાસ**!— ૧
**દાતણ** કરતાં ભાવિયેજી, પ્રભુ ગુણ જલ **મુખ** શુદ્ધ:
**ઉલ** ઉતારી પ્રમત્તતાજી, હો મુજ નિર્મલ બુદ્ધ—સુહં૦ ૨
જતનાએ સ્નાન કરીજીએજી, કાઢો **મેલ** મિથ્યાત;
**અંગુછો** અંગ શોષવીજી, જાણું હું અવદાત— સુહં૦ ૩

ક્ષીરોદકના ધોતીયાજી, ચિંતવો ચિત્ત સંતોષ,
અષ્ટકર્મ સંવર ભલોજી, આઠ પડો મુખકોષ— સુહ૦ ૪
ઓરસીયો એકાગ્રતાજી કેસર ભક્તિ કલ્લોલ,
શ્રદ્ધા ચંદન ચિંતવોજી, ધ્યાન ઘોલરંગરોલ— સુહ૦ ૫
ભાવ વહુ આણા ભલીજી, તિલક તણો તેહ ભાવ,
જે આભરણ ઉતારીયેજી, તે ઉતારો પરભાવ— સુહ૦ ૬
જે નિર્માલ્ય ઉતારીયેજી તે તો ચિત્ત ઉપાધિ,
પખાલ કરતા ચિંતવોજી, નિર્મલ ચિત્ત સમાધિ—સુહ૦ ૭
અંગલુહણ બે ધર્મનાજી, આત્મ સ્વભાવ જે અંગ,
જે આભરણ પહેરાવીયેજી, તે સ્વભાવ નિજ ચંગ-સુહ૦ ૮
જે નવવાડ વિશુદ્ધતાજી, તે પૂજા નવઅંગ,
પંચાચાર વિશુદ્ધતાજી, તેહ ફૂલ પંચરંગ— સુહ૦ ૯
દીવો કરતાં ચિંતવોજી, જ્ઞાન દીપક સુપ્રકાશ,
નય ચિંતા ઘૃત પૂરીયુંજી, તત્ત્વ પાત્ર સુવિલાસ—સુહ૦ ૧૦
ધૂપ રૂપ અતિ કાર્યતાજી, કૃષ્ણાગરુનો જોગ,
શુદ્ધ વાસના મહમહેજી, તે તો અનુભવ યોગ—સુહ૦ ૧૧
મદ સ્થાનક અડ છાંડવાજી, તેહ અષ્ટ મંગલિક,
જે નૈવેદ્ય નિવેદીયેજી, તે મન નિશ્ચલ ટેક— સુહ૦ ૧૨
લવણ ઉતારી ભાવીયેજી, કૃત્રિમ ધર્મનો જે ત્યાગ
મંગલ દીવો અતિ ભલોજી, શુદ્ધ ધર્મ પરભાગ-સુહ૦ ૧૩
ગીત નૃત્ય વાજિંત્રનોજી, નાદ અનાહત સાર
શમ રતિ રમણી જે કરેજી, તે સાચો થેઈકાર—સુહ૦ ૧૪
ભાવપૂજા એમ સાચવીજી, સત્ય બજાવો ઘંટ
ત્રિભુવન માંહે તે ચિંતરજી ટાલે કર્મનો કંટ—સુહ૦ ૧૫

એણીપરે ભાવના ભાવતાંજી, સાહિબ ! જસ સુપ્રસન્ન;
જનમ સફલ જગ તેહનોજી, તેહ પુરુષ ધન ધન્ન-સુહં૦ ૧૬
પરમ પુરુષ ! પ્રભુ ! સામળાજી ! માનો એ મુજ સેવ;
દૂર કરો ભવ આમળાજી, **વાચકજશ** કહે દેવ !-સુહં૦ ૧૭

૧૦

સુખદાઈરે સુખદાઈ, દાદો **પાસજી** સુખદાઈ;
ઐસો સાહિબ નહિ કોઉ જગમેં, સેવા કીજે દીલલાઇ-સુખ૦ ૧
સબ સુખદાઇ એહિજ નાયક, એહિ સાયક સુ-સહાઇ;
કિંકરકું કરે શંકર સરીખો, આપે અપની ઠકુરાઇ- સુખ૦ ૨
મંગલરંગ વધે પ્રભુ ધ્યાને, પાપ વેલી જાએ કરમાઈ,
શીતલતા પ્રગટે ઘટ અંતર, મીટે મોહકી ગરમાઇ-સુખ૦ ૩
કહા કરું ચિંતામણિ સુરતરુ ? જો મેં પ્રભુ સેવા પાઇ;
શ્રી **જશવિજય** કહે દર્શન દેખ્યો, ઘર અંગન નવનિધિ આઇ-
સુખ૦ ૪

૧૧

"ચાલ ચાલરે કુમર ! ચાલ તાહરી. ચાલ ગમેરે;
તુજ દીઠડા વિના મીઠડા માહરા, પ્રાણ ભમેરે"—ચાલ૦ ૧
ખોળા માંહિ પડતું મેહલે, રીસે દમે રે;
માવડી વિના આવડું ખુંધું, કુણ ખમે રે ?— ચાલ૦ ૨
માતા **વામા** કહે મુખડું જોતાં, દુઃખડાં શમેરે;
લળિ લળિ **ઉદયરત્ન** પ્રભુ, તુજને નમે રે— ચાલ૦ ૩

૧૨

અંતરજામી સુણ અલવેસર, મહિમા ત્રિજગ તમારો;
સાંભળીને આવ્યો હું તીરે, જનમ મરણ દુઃખ વારો—
સેવક અરજ કરે છે રાજ ! અમને શિવસુખ આપો— ૧

મહુ કોના મનવછિત પૂરો, ચિતા મહુની ચૂરો,
એહવુ બિરુદ છે ગજ ! તમારુ, કેમ ગખો છો દૂરે ?–સેવક૦ ૨
સેવકને વલવલતો દેખી, મનમા મહેર ન ધરશો,
કરુણાસાગર કેમ કહેવાશો ? જો ઉપકાર ન કરશો–સેવક૦ ૩
લટપટનુ હવે કામ નહિ છે, પ્રત્યક્ષ દરિશન દીજે,
ધુઆડે ધીજુ નહિ સાહેબ ! પેટ પડ્યા પતીજે– સેવક૦ ૪
શ્રી શખેશ્વરમડન સાહેબ ! વિનતડી અવધારો,
કહે જિનહર્ષ મયા કરી મુજને, ભવસાગરથી તારો–સેવક૦ ૫

૧૩

વામાનદન જિનવર મુનિમાહે વડોરે કે મુનિમાહે વડો,
જિમ સુરમાહિ સોહે સુરપતિ પરવડોરે કે સુરપતિ પરવડો,
જિમ ગિરિમાહિ સુરાચલ, મૃગમાહે કેશરીરે કે મૃગમાહે
કેશરી,
જિમ ચદન તરુમાહિ, સુભટમાહિ મુરઅરિરે સુભટમાહિ
મુરઅરિ—૧
નદીયમાહિ જિમ ગંગ, અનગ સુરૂપમારે અનગ સુરૂપમા,
ફૂલમાહિ અરવિદ, ભરતપતિ ભૂપમારે ભરતપતિ ભૂપમા,
ઐરાવત ગજમાહિ, ગરુડ ખગમા યથારે ગરુડ ખગમા યથા,
તેજવતમાહિ ભાણ, વખાણમાહિ જિનકથારે, વખાણમાહિ
જિનકથા—૨
મત્રમાહિ નવકાર, રત્નમાહિ સુરમણિરે, રત્નમાહિ સુરમણિ,
સાગરમાહિ સ્વયભૂરમણ શિરોમણિરે, કે રમણ શિરોમણિ,
શુક્લ ધ્યાન જિમ ધ્યાનના અતિ નિર્મલપણેરે કે અતિ નિર્મલપણે
શ્રી નયવિજય વિબુધ પય સેવક ઇમ ભણેરે કે સેવક
ઇમ ભણે—૩

માહરા પરિણતિદોષની, તીક્ષ્ણ વારણકાર રે;
તાહરા શાસન શુભતણો, રાગ છે એક આધાર રે - ભક્તિ૦ ૯
ક્ષણ ક્ષણ નામ તુમતણું જપું, તુજ ગુણ સ્તવન ઉલ્લાસ રે;
ચિંતવી રૂપ પ્રભુજીતણું, કીજીએ આત્મપ્રકાશ રે - ભક્તિ૦ ૧૦
વળીવળી વિનવું સ્વામીજી ! નિતપ્રતિ તુંહિજ દેવ રે;
શુદ્ધ આશયપણે મુજ હજ્યો, ભવભવ તાહરી સેવ રે—ભક્તિ૦ ૧૧
વીરઆણા અવિરુદ્ધપણે, આદર્યું સાધન જેહ રે;
તાહરી શાખાથી સત્ય તે, સીધશે માહરે તેહ રે - ભક્તિ૦ ૧૨
ભદ્રકભાવ રાગીપણું, વિનતિ એમ કરાય રે;
દેવચંદ્રપદ નીપજે, નાથજી ! ભક્તિ સુપાય રે ભક્તિ૦ ૧૩

૨

તાર હો તાર પ્રભુ ! મુજ સેવક ભણી,
જગતમાં એટલું સુજશ લીજે;
દાસ અવગુણભર્યો જાણી પોતાતણો, દયાનિધિ !
દીન પર દયા કીજે— તાર૦ ૧
રાગદ્વેષે ભર્યો મોહ વૈરી નડ્યો,
લોકની રીતિમાં ઘણુંયે રાતો:
ક્રોધવશ ધમધમ્યો શુદ્ધ ગુણ નવિ રમ્યો,
ભમ્યો ભવમાંહિ હું વિષયમાતો—તાર૦ ૨
આદર્યું આચરણ લોકઉપચારથી,
શાસ્ત્રઅભ્યાસ પણ કાંઇ કીધો;
શુદ્ધ શ્રદ્ધાન વળી આત્મ અવલંબ વિનુ,
તેહવો કાર્ય તિણે કો ન સીધો—તાર૦ ૩
સ્વામિ દરિશણ સમો નિમિત્ત લહી નિર્મલો,
જો ઉપાદાન એ શુચિ ન થાશે,

દોષ કો વસ્તુનો અહવા ઉદ્યમતણો,
સ્વામિસેવા સહિ નિકટ લાશે— તા૦ ૪
સ્વામિગુણ ઓળખી સ્વામિને જે ભજે,
દર્શિણશુદ્ધતા તેહ પામે,
જ્ઞાન ચારિત્ર તપ વીર્ય ઉલ્લાસથી,
કર્મ જીપી વસે મુક્તિધામે— તા૦ ૫
જગત્વત્સલ **મહાવીર** જિનવર સુણી,
ચિત્ત પ્રભુચરણને શરણ વાસ્યો,
તારજો બાપજી ! બિરદ નિજ રાખવા,
દાસની સેવના રખે જોશો— તા૦ ૬
વિનતિ માનજો, શક્તિ એ આપજો,
ભાવસ્યાદ્વાદતા શુદ્ધ ભાસે,
સાધી સાધક દશા સિદ્ધતા અનુભવી,
**દેવચંદ્ર** વિમલ પ્રભુતા પ્રકાશે— તાર૦ ૭

૩

વીર જિણંદ જગત ઉપગારી, મિથ્યાધામ નિવારીજી,
દેશના અમૃતધારા વરસી, પરપરિણતિ સવિ વારીજી–વીર૦ ૧
પંચમે આરે જેહનુ શાસન, હોય હજારને ચારજી–
યુગપ્રધાન સૂરીશ્વર વહશે, સુવિહિત મુનિ આધારજી– વીર૦ ૨
ઉત્તમ આચારજ મુનિ અજ્જા, શ્રાવક શ્રાવિકા અચ્છજી,
લવણ જલધિ માંહે મીઠું જળ, પીવે **સીંગી** મચ્છજી–વીર૦ ૩
દશ અચ્છેરે દૂષિત **ભરતે,** બહુ મતભેદ કરાળજી,
જિન, કેવળી, પૂરવધર વિરહે, ફણીસમ પંચમ કાળજી–વીર૦૪

૧૪

સેવો ભવિયણ ! જિન ત્રેવીશમારે, લંછન નાગ વિખ્યાત;
સુંદર જળહળે પ્રભુજીની દેહડીરે, વામારાણીના જાત-સેવો૦ ૧
ચઉ દિશે ઘોર ઘટા ઘનશું મિલ્યોરે, કમઠે રચ્યો જળધાર;
મુશળધારે જળ વરસે ઘણુંરે, જળથળનો નહુ પાર-સેવો૦ ૨
વહાલા ! મારા વડ હેઠળ કાઉસગ્ગ રહ્યારે, મેરુતણી પેરે ધીર;
ધ્યાનતણી ધારા વાધે તિહાંરે, ચઢિયાં ઉંચેરા નીર—સેવો૦ ૩
અચળ ન ચળિયા પ્રભુજી સાહસીરે. પામ્યા કેવલનાણ;
સમવસરણે સુરકોડી મળ્યા તિહાંરે, વાગ્યા જીતનિશાન-સેવો૦ ૪
નવકર ઉંચપણે પ્રભુ ઓપતારે, અશ્વસેનરાયના નંદ;
પરચાપૂરણ પરગટ પાસજીરે, દીઠે હોવે પરમાનંદ- સેવો૦ ૫
એક શત વરસનું આઉખું ભોગવીરે, પામ્યા અવિચળ ઋદ્ધ;
બુધ શ્રી સુમતિવિજય ગુરુ નામથીરે, રામ લહે વર સિદ્ધ-
સેવો૦ ૬

૧૫

અહો ! અહો ! પાસજી ! મુજ મળિયારે,
મારા મનના મનોરથ ફળિયા— અહો૦
તારી મૂરતિ મોહનગારીરે. સહુ સંઘને લાગે પ્યારીરે;
તમને મોહી રહ્યા સુર નર નારી—અહો૦ ૧
અલબેલી મૂરત પ્રભુ ! તારીરે, તારા મુખડા ઉપર જાઉં વારીરે;
નાગનાગણી જોડ ઉગારી— અહો૦ ૨
ધન્ય ધન્ય દેવાધિ દેવારે, સુરલોક કરે તારી સેવારે;
અમને આપો શિવપુર મેવા— અહો૦ ૩
તમે શિવરમણીના રસીયારે જઇ મુક્તિપુરીમાં વસીયારે:
મારા હૃદયકમળમાંહે વસિયા— અહો૦ ૪

જે કોઇ પાર્શ્વતણા ગુણ ગાશે, ભવભવના પાતક જાશે,
તેના સમકિત નિર્મળ થાશે— અહો૦ ૫
પ્રભુ ત્રેવિસમા જિનરાયા, માતા વામા દેવીના જાયા,
અમને દર્શન દ્યોને દયાળા— અહો૦ ૬
તો લળીલળી લાગુ પાયે, મારા હર્ખમા તે હર્ખ ન માયે,
એમ માણેકવિજય ગુણ ગાય— અહો૦ ૭

## ૨૪ શ્રી મહાવીર સ્વામિના—૭

૧

ભક્તિ એમ ચિત્ત સાચી ધરી, ધારીએ શાસનતીર રે,
વારીએ દુષ્ટ દુર્વાસના, ધ્વંસીએ ભવતણી ભીતિ રે-ભક્તિ૦ ૧
વીરજિનરાજ સમ પ્રભુ લહી, ગહગહી બુદ્ધિ ગુણગ્રામરે,
કાણ પર દેવને આદરે ? કલ્પતરુ સમ પ્રભુ પામી રે-ભક્તિ૦ ૨
એક આધાર છે તાહરો, માહરે દીનદયાળ ! રે,
તાર કીજે હવે દાસની, નાવ ! જગજીવ પ્રતિપાળ ! રે ભક્તિ૦ ૩
વિનતિ દાસની ધારીએ, ધારીએ કરી ઉપકાર રે,
દોષ અનાદિ નિવારીએ, આપીએ અનુભવ સાર રે- ભક્તિ૦ ૪
મોહ જંજાળ વશ જીવડા, રડવડે પુદ્ગલરાગ રે,
તેહને શુદ્ધ રત્નત્રયી, દાખવી તે મહાભાગ ! રે- ભક્તિ૦ ૫
એક આલંબન સ્વામીનો, દાસના ચિત્તને નાહ ! રે
અનંત ગંભીર ભવઅટવીનો, તું હિજ પરમ સથવાહ રે-ભ૦ ૬
તુજ શુભ રાગ ભર હૃદયમેં કિમ વસે દુષ્ટ કષાય ? રે
નિર્મળ તત્ત્વના ધ્યાનથી, ધ્યાયક નિર્મળ થાય રે ભક્તિ૦ ૭
ધ્યેયની શુદ્ધતા સ્મરણથી સિદ્ધ થય ધ્યાન થાય રે,
તેમ એ મોહરે ચેતના પૂર્ણઆનંદ ઉપાય રે ભક્તિ૦ ૮

તેહનું ઝેર નિવારણ મણિસમ, તુંજ **આગમ** તુંજ બિંબજી;
નિશિદીપક, પ્રવહણ જેમ દરિયે, મરુમાં સુરતરુલુંબજી—વીર૦ ૫
જૈનાગમ વક્તા ને શ્રોતા, સ્યાદ્વાદ શુચિ બોધજી;
કલિકાળે પણ પ્રભુ! તુજ શાસન, વરતે છે અવિરોધજી—વીર૦ ૬
માહરે તો **સુષમાથી દુષમો**, અવસર પુણ્યનિધાનજી;
**ખિમાવિજય** જિન **વીર** સદાગમ, પામ્યો સિદ્ધિનિદાનજી—
વીર૦ ૭

૪

ગિરુઆ રે ગુણ તુમતણા, શ્રી **વર્દ્ધમાન** જિનરાયા! રે;
સુણતાં શ્રવણે અમી ઝરે, મ્હારી નિર્મળ થાયે કાયા રે—ગિરુ૦૧
તુમ ગુણ ગણ **ગંગાજળે**, હું ઝીલી નિર્મળ થાઉં રે;
અવર ન ધંધો આદરું, નિશિ-દિન તોરા ગુણ ગાઉં રે—ગિરુ૦ ૨
ઝીલ્યા જે **ગંગાજળે**, તે છીલ્લરજળ નવિ પેસે રે;
જે માલતી ફૂલે મોહિયા, તે બાવળ જઈ નવિ બેસે રે—ગિરુ૦ ૩
એમ અમે તુમ ગુણ ગોઠશું, રંગે રાચ્યા ને વળી માચ્યા રે;
તે કેમ પર સુર આદરે? જે પરનારી વશ રાચ્યા રે— ગિરુ૦
તું ગતિ, તું મતિ, આશરો, તું આલંબન મુજ પ્યારો રે;
**વાચકયશ** કહે માહરે, તું જીવજીવન આધારો રે—ગિરુ૦ ૫

૫

આજ જિનરાજ! મુજ કાજ સિદ્ધ્યાં સર્વે,
તું **કૃપાકુંભ** જો મુજ તૂઠો;
**કલ્પતરુ, કામઘટ, કામધેનુ** મિલ્યો,
આંગણે અમિયરસ મેહ વૂઠો— આજ૦ ૧

વીર તું કુંડપુરનયર ભૂષણ હુઓ,
ગય સિદ્ધાર્થ-ત્રિશલા તનુજો,
સિંહ લછન, કનક વર્ણ, કર સાત તનુ,
તુજ સમો જગતમા કોન દૂજો?—આજ૦ ૨
સિંહ પરે એકલો ધીર સયમ ગ્રહી,
આયુ બોહોતેર વરષ પૂર્ણ પાળી,
પુરી અપાપાયે નિષ્પાપ-શિવ-વહૂ વર્યો,
તિહા થકી પર્વ પ્રગટી દીવાળી આજ૦ ૩
સહસ તુજ ચઉદ મુનિવર મહા સયમી,
સાહુણી સહસ છત્રીશ ગજે,
યક્ષ માતગ, સિદ્ધાયિકા સુરી,
સકળ તુજ ભવિકની ભીતિ ભાજે—આજ૦ ૪
તુજ વચન રાગ સુખ સાગરે ઝીલતો,
પીલતો મોહ મિથ્યાત્વ વેલી,
આવીઓ ભાવીઓ ધર્મ પથ હુ હવે,
દીજીએ પરમ પદ હોઈ બેલી—આજ૦ ૫
સિંહ નિશિદીહ જો હૃદય ગિરિ મુજ રમે,
તુ સગુણલીહ અવિચલ નિરીહો,
તો કુમત રગ માતગના જૂથથી
મુજ નહિ કોઇ લવલેશ બીહો—આજ૦ ૬
ચરણ તુજ શરણ મે ચરણ-ગુણનિધિ ગ્રહ્યા,
ભવતરણ ! કરણ-દમ ! શર્મ દાખો,
હાથ જોડી કહે જશવિજય બુધ ઇશ્યુ,
દેવ ! નિજ ભુવનમા દાસ રાખો—આજ૦ ૭

૬

**સિદ્ધારથ**ના રે નંદન ! વિનવું, વિનતડી અવધાર;
ભવમંડપમાંરે નાટક નાચીઓ, હવે મુજ દાન દેવરાવ-સિદ્ધા૦ ૧
ત્રણ રતન મુજ આપો તાતજી ! જિમ નાવેરે સંતાપ;
દાન દીયંતારે પ્રભુ ! કોસર કીસી ? આપો પદવીરે આપ-સિદ્ધા૦ ૨
ચરણઅંગુઠેરે **મેરુ** કંપાવીઓ, મોડ્યાં સુરનાંરે માન;
અષ્ટ કરમના રે ઝગડા જીતીયા, દીધાં વરસીરે દાન-સિદ્ધા૦ ૩
શાસનનાયક શિવસુખદાયક, **ત્રિશલા** કુખે રતન;
**સિદ્ધારથ**નોરે વંશ દીપાવિયો, પ્રભુજી ! તમે ધન ધન-સિદ્ધા૦ ૪
વાચકશેખર **કીર્ત્તિવિજય** ગુરુ, પામી તાસ પસાય;
ધરમતણે રસ જિન ચોવીશમા, **વિનયવિજય** ગુણગાય-સિ૦ ૫

## વિહરમાન-શ્રી સીમંધર સ્વામિના—૮

૧

**પુક્ખલવઇ વિજયે** જયોરે, નયરી **પુંડરીગિણી** સાર;
**શ્રી સીમંધર** સાહિબા ! રે, રાય **શ્રેયાંસ** કુમાર !
જિણંદરાય ! ધરજો ધર્મ સનેહ. ૧
મોટા નાના અંતરો રે, ગિરુઆ નવિ દાખંત;
શશિદરિશણ સાયર વધે રે, કૈરવ-વન વિકસંત- જિણંદ૦ ૨
ઠામ કુઠામ નવિ લેખવે રે, જગ વરસંત જલધાર;
કર દોય કુસુમે વાસિયેરે, છાયા સવિ આધાર-જિણંદ૦ ૩
રાય ને રંક સરીખા ગણે રે, ઉદ્યોતે શશી સૂર;
**ગંગાજળ** તે બિહું તણાં રે, તાપ કરે સવિ દૂર-જિણંદ૦ ૪

સરીખા સહુને તારવા રે, તિમ તુમે છો મહારાજ !
મુજશું આંતરો કિમ કરો રે ? બાહ્ય ગ્રહ્યાની લાજ જિણ૦ ૫
મુખ દેખી ટીલુ કરે રે, તે નવિ હોય પ્રમાણ,
મુજરો માને સવિ તણો રે, સાહિબ તેહ સુજાણ જિણ૦ ૬
**વૃષભ** લંછન, માતા **સત્યકી**રે-નંદન, **રુક્મિણી** કંત;
**વાચકયશ** એમ વિનવે રે, ભય ભંજન ભગવંત જિણ૦ ૭

૨

તારી મૂરતિએ મન મોહ્યુંરે, મનના મોહનીયા !
તારી મુરતિએ જગ મોહ્યુર, જગના જીવનીયા !
તુમ જોતા સવિ દુરમતિ વિસરી, દિન ગતડી નવી જાણી,
પ્રભુ ગુણ ગણ સાંકળશું બાંધ્યુ, ચંચલ ચિત્તડુ તાણીરે-મ૦ ૧
પહેલા તો એક કેવલ હરખે, હેજાળુ થઈ હળિયો,
ગુણ જાણીને રૂપે મિલિઓ, અભ્યંતર જઈ ભળિઓરે-મ૦ ૨
વીતરાગ ઈમ જસ નિસુણીને, રાગી રાગ કરેહ,
આપ અરૂપી રાગ નિમિત્તે, દાસ અરૂપ ધરેહ રે- મ૦ ૩
શ્રી **સીમંધર** ! તુ જગબંધુ, સુંદર તાહરી વાણી,
મંદર ભૂધર અધિક ધીરજ ધર, વંદે તે ધન્ય પ્રાણી રે મ૦ ૪
શ્રી શ્રેયાંસ નરેસર નંદન, ચંદન શીતલ વાણી,
**સત્યકી માતા વૃષભ લંછન પ્રભુ, જ્ઞાનવિમલ** ગુણખાણીરે-
મ૦ ૫

૩

સુણો ચંદાજી ! **સીમંધર** પરમાતમ પાસે જાજો,
મુજ વિનતડી પ્રેમ ધરીને, એણી પેરે તુમે સંભળાવજો

જે ત્રણ ભુવનનો નાયક છે, જસ ચોસઠ ઇંદ્રિ પાયક છે;
નાણ દરિસણ જેહને ખાયક છે— સુણો૦ ૧
જેની કંચનવરણી કાયા છે, જસ ધોરી લંછન પાયા છે;
**પુંડરીકગિરી** નગરીના રાયા છે— સુણો૦ ૨
બાર પર્ષદામાંહી બિરાજે છે, જસ ચોત્રીશ અતિશય છાજે છે;
ગુણ પાંત્રીશ વાણીયે ગાજે છે— સુણો૦ ૩
ભવિજનને જે પડિબોહે છે, તુમ અધિક શીતલ ગુણ સોહે છે;
રૂપ દેખી ભવિજન મોહે છે— સુણો૦ ૪
"તુમ સેવા કરવા રસિયો છું, પણ **ભરત**માં દૂરે વસિયો છું;
મહા મોહરાયકર ફસિયો છું— સુણો૦ ૫
પણ સાહિબ ચિત્તમાં ધરિયો છે, તુમ આણા ખડ્ગ કર ગ્રહિયો છે;
તો કાંઈક મુજથી ડરિયો છે— સુણો૦ ૬
**જિન ઉત્તમ** પૂંઠ હવે પૂરો, કહે **પદ્મવિજય** થાઉં શૂરો;
તો વાધે મુજ મન અતિ નૂરો"— સુણો૦ ૭

૪

સ્વામિ **સીમંધરા** ! વિનતિ, સાંભલો માહરી દેવ ! રે;
તાહરી આણ હું શિર ધરું, આદરું તાહરી સેવ રે.
**સ્વામિ સીમંધરા ! વિનતિ**— એ ટેક ૧
કુગુરુની વાસના પાસમાં, હરિણ પરે જે પડ્યા લોક રે;
તેહને શરણ તુજ વિણ નહીં, ટળવળે બાપડા ફોક રે—સ્વામિ૦ ૨
જ્ઞાન-દર્શન-ચરણ-ગુણ વિના, જે કરાવે કુલાચાર રે;
લુંટિયા તેણે જગિ દેખતાં, કિહાં લોક પોકાર રે?—સ્વામિ૦ ૩
જેહ નવિ ભવ તર્યા નિરગુણી, તારશે કેણી પરે તેહ રે ?
ઇમ અજાણ્યા પડે ફંદમાં, પાપ બંધે રહ્યા જેહ રે—સ્વામિ૦ ૪

કામકુભાદિક અધિકનુ, ધર્મનુ કો નવિ મૂલ રે,
દોકડે કુગુરુ તે દાખવે, શુ થયુ એહ જગ શૂલ રે ?–સ્વામિ૦ ૫
અર્થની દેશના જે દીએ, ઓળવે ધર્મના ગ્રંથ રે,
પરમ પદનો પ્રગટ ચોર તે, તેહથી કિમ વહે પંથ રે ?–સ્વામિ૦ ૬
વિષય રસમા ગૃહી માચિયા, નાચિયા કુગુરુ મદપૂરરે,
ધુમધામે ધમાધમ ચલી, જ્ઞાન માર્ગ રહ્યો દૂરરે– સ્વામિ૦ ૭
કલહકારી કદાગ્રહ ભર્યા, થાપતા આપણો બોલ રે,
જિનવચન અન્યથા દાખવે, આજતો વાજ તે ઢોલરે–સ્વામિ૦ ૮
કેઇ નિજ દોષને ગોપવા, રોપવા કેઇ મત કદ રે,
ધર્મની દેશના પાલટે, સત્ય ભાષે નહી મદ રે– સ્વામિ૦ ૯
બહુ મુખે બોલ એમ સાભળી, નવિ ધરે લોક વિશ્વાસરે,
ઢુઢતા ધર્મને તે થયા, ભ્રમર જિમ કમલની વાસરે–સ્વા૦ ૧૦

૫

## શ્રી આત્મ–ધર્મનાસ્વરૂપની ઓળખાણ

### ઢાળ બીજી

[ રાગ ગોડી– ભોલીડા હ સારે ! વિષય ન ગંચીએરે-એ દેશી ]

એમ ઢુઢતારે ધર્મ સોહામણો, મિલિઓ સદ્ગુરુ એક,
તેણે સાચોરે મારગ દાખવ્યો, આણી હૃદય વિવેક
**શ્રી સીમધર** સાહિબ ! સાભલો, એ આકણી– ૧૧
પરઘર જોતારે ધર્મ તુમે ફિરો, નિજ ઘર ન લહો રે ધર્મ,
જિમ નવિ જાણેરે મૃગ કસ્તુરીઓ, મૃગમદ પરિમલ મર્મ–
શ્રી સીમધ૦ ૧૨

જિમ તે ભૂલ્યો રે દશ દિશિ ફરે, લેવા મૃગમદ ગંધ;
તિમ જગ ઢુંઢેરે બાહિર ધર્મને, મિથ્યાદૃષ્ટિરે અંધ—
શ્રી સીમંધર૦ ૧૩

જાતિ અંધનોરે દોષ ન આકરો, જે નવિ દેખેરે અર્થ;
મિથ્યાદૃષ્ટિરે તેહથી આકરો, માને અર્થ અનર્થ—
શ્રી સીમંધર૦ ૧૪

આપ પ્રશંસેરે પરગુણ ઓળવે, ન ધરે ગુણનોરે લેશ;
તે જિન વાણીરે નવિ શ્રવણે સુણે, દિએ મિથ્યા ઉપદેશ—
શ્રી સીમંધર૦ ૧૫

જ્ઞાન પ્રકાશેરે મોહ તિમિર હરે, જેણે સદ્‌ગુરુ સૂર;
તે નિજ દેખેરે સત્તા ધર્મની, ચિદાનંદ ભરપૂર—
શ્રી સીમંધર૦ ૧૬

જિમ નિરમલતારે રતન સ્ફટિકતણી, તિમ એ જીવ સ્વભાવ;
તે જિન **વીરે** રે ધર્મ પ્રકાશીઓ, પ્રબલ કષાય અભાવ—
શ્રી સીમંધર૦ ૧૭

જીમ રાતે રે ફૂલે રાતડું, શ્યામ ફૂલથીરે શ્યામ;
પાપ પુણ્યથીરે તિમ જગ જીવને, રાગદ્વેષ પરિણામ—
શ્રી સીમંધર૦ ૧૮

ધર્મ ન કહિયેરે નિશ્ચે તેહને, જેહ વિભાવ વડ વ્યાધિ;
પહેલે અંગેરે એણીપેરે ભાષિયું, કર્મે હોયે ઉપાધિ—
શ્રી સીમંધર૦ ૧૯

જે જે અંશેરે નિરુપાધિકપણું, તે તે જાણોરે ધર્મ;
સમ્યગ્‌દૃષ્ટિરે ગુણઠાણ થકી, જાવ લહે શિવશર્મ—
શ્રી સીમંધર૦ ૨૦

એમ જાણીનેરે જ્ઞાન દશા ભજી, ગ્રહીએ આપસ્વરૂપ,
પર પરિણતિથીરે ધર્મ ન છાંડિએ નવિ પડિએ ભવકૂપ—
શ્રી સીમંધર૦ ૨૧

૬

## કડખાની દેશી

આજ જિનરાજ ! મુજ કાજ સિધ્યા સવે,
વિનતિ માહરી ચિત્ત ધારી,
માર્ગ જે મેં લહ્યો તુઝ કૃપારસ થકી,
તો હુઇ સમ્પદા પ્રગટ સારી—આજ૦ ૧
વેગલો મત હુજો દેવ ! મુઝ મન થકી,
કમલના વન થકી જિમ પરાગો,
ચમક પાષાણુ જિમ લોહને ખેંચશે,
મુક્તિને સહેજ તુજ ભક્તિ રાગો—આજ૦ ૨
તું વસે જો પ્રભો ! હર્ષભર હિયડલે,
તો સકલ પાપના બંધ તૂટે,
ઉગને ગગન સૂર્યતણે મણ્ડલે,
દહ દિસિ જિમ તિમિર પડલ ફૂટે—આજ૦ ૩
સીંચજે તું સદા વિપુલ કરુણારસે,
મુઝ મને શુદ્ધ મતિ કલ્પવેલી,
નાણુ દંસણુ કુસુમ ચરણુવર મંજરી,
મુક્તિ ફલ આપશે તે એકલી—આજ૦ ૪
લોક સન્નાથકી લોક બહુ વાઉલા,
રાઉલા દાસ તે સવિ ઉવેખે,

એક તુઝ આણસું જેહ રાતા રહે,
તેહને એહ નિજ મિત્ર દેખે— આજ૦ ૫
આણ જિન ભાણ ! તુઝ એક હું શિર ધરું,
અવરની વાણી નવિ કાને સુણીએ;
સર્વ દર્શન તણું મૂલ તુઝ શાસન,
તેણે તે એક સુવિવેક થુણિએ—આજ૦ ૬
તુઝ વચન રાગ સુખસાગર હું ગણું,
સકલ સુર મનુજ સુખ એક બિંદુ;
સાર કરજો સદા દેવ ! સેવક તણી,
તું સુમતિ કમલિની વન દિણંદુ—આજ૦ ૭
જ્ઞાન યોગે ધરી તૃપ્તિ નવિ લીજિયે,
ગાજીયેં એક તુઝ વચન રાગેં;
શક્તિ ઉલ્લાસ અધિકો હોશે તુઝ થકી,
તું સદા સકલ સુખહેત જાગે— આજ૦ ૮
**વડ તપાગચ્છ નંદન વને સુરતરુ.**
**હીર વિજયો જયો સૂરિરાયા;**
તાસ પાટે **વિજયસેનસૂરિસરુ,**
નિત નમે નરપતિ જાસ પાયા—આજ૦ ૯
તાસ પાટે **વિજયદેવસૂરિસરુ,**
પાટ તસ ગુરુ **વિજયસિંહ** ધોરી;
જાસ હિત સીખથી માર્ગ એ અનુસર્યો,
જેહથી સવિ ટલી કુમતિ ચોરી—આજ૦ ૧૦
**હીરગુરુ** શીષ અવતંસ મોટો હુઆ,
વાચક રાજ **કલ્યાણવિજયો;**

હેમગુરુ મમ વડો **શબ્દ અનુશાસને,**
શીષ તસ વિબુધવર **લાભવિજયો**—આજ૦ ૧૧
શીષ તસ **જીતવિજયો** જયો વિબુધવર,
**નયવિજય** વિબુધ તસ સુગુરુ ભાયા,
રહિઅ **કાશી મઠે** જેહથી મે ભલે,
**ન્યાયદર્શન** વિપુલ ભાવ પાયા—આજ૦ ૧૨
જેહથી શુદ્ધ લહિયે સકલ **નય** નિપુણ,
**સિદ્ધસેનાદિ** કૃત શાસ્ત્રભાવા,
તેહ એ **સુગુરુ**-કરણા પ્રભો ! તુઝ સુગુણ-
વયણરયણાયરિ મુઝ નાવા— આજ૦ ૧૩

## કળશ

ઇમ સકલ સુખકર દુરિત ભય હર સ્વામી **સીમંધર** તણી,
એ વિનતિ જે સુણે ભાવે, તે લહે લીલા ઘણી,
શ્રી **નયવિજય વિબુધ ચરણ સેવક જસવિજય** બુધ આપણી
રુચિ શક્તિ સારૂ પ્રગટ કીધી શાસ્ત્ર મર્યાદા ભણી ૧

૭

## સાચી-ભક્તિ-પ્રભુ પ્રેમ.

કુમતિ ઇમ સકલ દૂરે કરી ધારીએ ધર્મની રીતરે,
હારીએ નવિ પ્રભુબલ થકી, પામીએ જગતમા જીતરે,
**સ્વામિ સીમધરા** ! તુ જયો ! એ આકણી— ૧
ભાવ જાણો સકલ જતુના, ભવ થકી દાસને રાખરે,
બોલિયા બોલ જે તે ગણુ, સકલ જો છે તુજ સાખરે-સ્વામિ૦ ૨

એક છે રાગ તુજ ઉપરિ, તેહ મુજ શિવ તરુ-કંદરે;
નવિ ગણું તુજ પરે અવરને, જો મિલે સુરનરવૃંદરે-સ્વામિ૦ ૩
તુજ વિના મેં બહુ દુઃખ લહ્યા, તુજ મિલ્યે તે કેમ હોયરે?
મેહ વિણ મોર માચે નહિ, મેહ દેખી માચે સોયરે-સ્વામિ૦ ૪
મનથકી મિલન મેં તુજ કીયો, ચરણ તુજ ભેટવા સાંઈ રે!
કીજીએ જતન જિન! એ વિના અવર ન વાંછીએ કાંઇરે-સ્વા૦ ૫
તુજ-વચન-રાગ-સુખ-આગલે, નવિ ગણું સુરનર શર્મરે;
કોડી જો કપટ કોઈ દાખવે, નવિ તજું તો એ તુજ ધર્મરે-સ્વા૦ ૬
તું મુજ હૃદયગિરિમાં વસે, સિંહ જો પરમ નિરીહ રે;
કુમત માતંગના જુથથી, તો કિશી પ્રભુ! મુજ બીહરે? સ્વા૦૭
કોડી છે દાસ પ્રભુ! તાહરે, માહરે દેવ તું એક રે;
કીજીએ સાર સેવક તણી, એ તુજ ઉચિત વિવેક રે-સ્વામી૦ ૮
ભક્તિભાવે ઈસ્યું ભાખીએ રાખીએ એહ મન માંહીરે;
દાસના ભવ દુઃખ વારીએ. તારીએ સોગ્રહી બાહીરે-સ્વામી૦ ૯
બાલ જિમ માતની આગળ કહે, વિનવું હું તિમ તુજરે,
ઉચિત જાણો તિમ આચરો, નવિ રહ્યું તુજ કિસ્યું ગુજઝરે- ૧૦
મુજ હોજો ચિત્ત-શુભભાવથી, ભવભવ તાહરી સેવરે;
યાચિએ કોડી યતને કરી, એહ તુજ આગળે દેવ! રે-સ્વા૦ ૧૦

**કળશ**

ઈમ સયલ સુખકર-દુરિત-ભયહર, વિમલ લક્ષણ ગુણ ધરો;
પ્રભુ અજર અમર નરિંદ વંદિત, વીનવ્યો **સીમંધરો**,
નિજ નાદ તર્જિત મેઘ ગર્જિત, ધૈર્ય નિર્જિત મંદરો;
**શ્રી નયવિજય** બુધ ચરણ સેવક **જશવિજય** બુધ જય કરો.

૮

ધન્ય ધન્ય ક્ષેત્ર **મહાવિદેહજી**, ધન્ય **પુંડગિરીણી** ગામ;

ધન્ય તિહાના માનવીજી, નિત્ય ઉઠી કરે રે પ્રણામ—
**સીમંધર** સ્વામી ! કહી એરે હુ **મહાવિદેહ** આવીશ ?
જયવતા જિનવર ! કહી એરે હુ તમને વાદીશ ?— સી૦ ૧
ચાંદલિયા ! મ દેશડોજી, કહેજો **સીમંધરસ્વામ;**
**ભરતક્ષેત્રનાં** માનવીજી, નિત્ય ઉઠી કરેરે પ્રણામ— સી૦ ૨
સમવસરણ દેવે રચ્યુ તિહા, ચોસઠ ઇંદ્ર નરેશ,
સોનાતણે સિહાસન બેઠા, ચામર છત્ર ધરેશ— સી૦ ૩
ઇંદ્રાણી કાઢે ગહુ અળીજી, મોતીના ચોક પૂરેશ,
લળી લળી લિયે લૂછણાજી, જિનવર દિયે ઉપદેશ-સી૦ ૪
એહવે સમે મે સાભળ્યુજી, હવે કરવા પચ્ચક્ખાણ,
પોથી ઠવણી તિહાકણેજી, અમૃતવાણી વખાણ— સી૦ ૫
રાયને વહાલા ઘોડલાજી, વેપારીને વહાલા છે દામ,
અમને વહાલા **સીમંધર** સ્વામી, જેમ **સીતાને શ્રીરામ**- ૬
નહિ માગુ પ્રભુ રાજઋદ્ધિજી, નહિ માગુ ગરથ ભડાર,
હુ માગુ પ્રભુ એટલુ જી, "તુમ પાસે અવતાર"—સી૦ ૭
દેવે ન દીધી પાખડીજી, કેમ કરી આવુ હજુર ?
મુજરો મારો માનનોજી, પ્રહ ઉગમતે સૂર— સી૦ ૮
**સમયસુંદરની** વિનતિજી, માનજો વારવાર,
બે કર જોડી વિનવુ જી, વિનતડી અવધાર— સી૦ ૯

## વિહરમાન-શ્રી બાહુ જિનનું—૨

હો સાહિબ **બાહુજિણેસર** ! વિનવું, વિનતડી અવધાર,
હો સાહિબા ભવ ભાવથી હુ ઉભગ્યો, હવે ભવપાર ઉતાર-હો સા૦ ૧
તુમ સરિખા મુજ શિર છતે, કર્મ કરે કેમ જોર ?
હો સાહિબા! ભુજ ગતણો ભય તિહા નહિ, જિહા વન વિચરે મોર-૨

જિહાં રવિ તેજે જળહળે, તિહાં કેમ રહે અંધકાર ?
હો સા૦! કેશરી જિહાં ક્રીડા કરે, તિહાં નહિ ગજનો પ્રચાર-હો૦
તેમ જો તુમે મુજ મન રમો, તો નાસે દુરિતસંભાર;
હો સા૦ ! **વચ્છવિજય સુસીમાપુરી**, રાય **સુગ્રીવ** મલ્હાર-
હો સા૦
**હરિણલંછન** ઇમ મેં સ્તવ્યો, **મોહના** રાણીનો કંત;
હો સા૦ **વિજયાનંદન** મુજ દિયો, **યશ** કહે સુખ અનંત હો૦

## વિહરમાન-શ્રી દેવજશા જિનનું-૧

**દેવજશા** દરિશન કરો, વિઘટે મોહવિભાવ લાલરે:
પ્રગટે શુદ્ધ સ્વભાવતા, આનંદ લહરી દાવ લાલરે— દેવ૦
સ્વામી વસો **પુક્ખરવરે, જંબુભરતે** દાસ લાલ રે—
ક્ષેત્રવિભેદ ઘણો પડ્યો, કિમ પહોંચે ઉલ્લાસ ? લાલરે— દેવ૦
હોવત જો તનુ પાંખડી, (તો) આવત નાથ હજુર લાલ રે;
જો હોવત ચિત્ત આંખડી, (તો) દેખત નિત્ય પ્રભુનૂર લાલરે-દેવ૦
શાસનભક્ત જે સુરવરા, વિનવું શીષ નમાય લાલ રે;
કૃપા કરો મુજ ઉપરે, તો જિનવંદન થાય લાલ રે— દેવ૦
પૂછું પૂર્વ વિરાધના, શી કીધી એણે જીવ ? લાલ રે;
અવિરતિ મોહ ટળી નહિ, દીઠે આગમદીવ લાલ રે— દેવ૦
આતમ તત્ત્વ સ્વભાવને, શોધન કાજ લાલ રે;
રત્નત્રયીપ્રાપ્તિ તણો, હેતુ કહો મહારાજ ! લાલ રે—દેવ૦
તુમ સરિખા સાહિબ મળે, ભાંજે ભવ ભ્રમ ટેવ લાલ રે;
પુષ્ટાલંબન પ્રભુ લહી, કોણ કરે પરસેવ ? લાલ રે— દેવ૦
દીનદયાલ ! કૃપાળ ! તું, નાથ ! ભવિક આધાર લાલ રે;
**દેવચંદ્ર** જિનસેવના, પરમામૃત સુખકાર લાલ રે— દેવ૦

## વિહરમાન-શ્રી અનંતવીર્યજિનનું—૧

અનંતવિરજ અરિહંત ! સુણો મુજ વિનતિ,
અવસર પામી આજ હું આવ્યો દિલ છતી,
આતમસત્તા હારી સંસારે હું ભમ્યો,
મિથ્યા અવિરતિ રંગ કષાયે બહુ દમ્યો— ૧

ક્રોધદાવાનળદગ્ધ માનવિષધર ડસ્યો,
માયાજાલે બદ્ધ લોભઅજગર ગ્રસ્યો,
મન વચ કાયાના યોગ ચપળ થયા પરવશા,
પુદ્ગલપરિચય પાપતણી અહર્નિશ દશા— ૨

કામરાગે અણનાથ્યા સાંઢ પરે ધમ્યો,
સ્નેહરાગની રાચે ભવપિંજર વસ્યો,
દૃષ્ટિરાગરુચિ કાચપાચ સમકિત ગણું,
આગમરીતિ નાથ ! ન નિરખું નિજપણું— ૩

ધર્મ ઢેખ ઢો માડ, ભાડ પરે અતિ લહું,
'અચિરે અચિર રામ' રાડ પરે કહું,
કપટપટુ નટુવા પરે મુનિમુદ્રા ધરું,
પંચવિષય સુખપોષ સદોષવૃત્તિ ભરું— ૪

એક દિનમાં નવ વાર 'કરેમિ ભંતે' હું કરું,
વિવિધ ત્રિવિધ પચ્ચક્ખાણ ક્ષણ એક નવિ ઠરું,
મા—સાહસ ખગરીતિ નીતિ ઘણી કહું,
ઉત્તમ કુલવટવાટ એ પણ નિર્વહું— ૫

દીનદયાળ ! કૃપાળ ! પ્રભુ ! મહારાજ ! છો,
જાણું આગળ શું કહેવું ? ગરીબનિવાજ છો,

પૂરવ ધાતકીખંડ નલિની વિજયાવતી,
નયરી અયોધ્યા નાયક, લાયક યતિ પતિ— ૬
મેઘમહીપ મંગલાવતી સુત વિજયાવતી,
આનંદન ગજલંછન જગ જનતા રતિ;
ક્ષમાવિજય જિનરાજ ! અપાય નિવરજો,
વિહરમાન ભગવાન્ ! સુ-નજરે તારજો— ૭

## વીશ વિહારમાન તીર્થંકરોનું-૧

સીમંધર, યુગંધર, બાહુ, ચોથા સ્વામિ સુબાહુ,
જંબૂ દ્વીપ વિદેહે વિચરે, કેવળ કમળા નાહો;
રે ભવિકા ! વિહરમાન જિન વંદો,
આતમ પાપ નિકંદો રે ભવિકા !— ૧
સુજાત, સ્વયંપ્રભ, ઋષભાનન, અનંતવીરય ચિત્ત ધરિયે,
સુરપ્રભ, સુવિશાળ, વજ્રંધર, ચંદ્રાનન ધાતકીયેરે ભવિકા૦ ૨
ચંદ્રબાહુ, ભુજંગ, ઈશ્વર, નેમિનાથ, વીરસેન,
દેવજશા, ચંદ્રજશા, અજિતવર્ય, પુષ્કરદ્વીપ પ્રસન્નરે-
ભવિકા૦ ૩
આઠમી, નવમી, ચોવીશ, પચવીશમી વિદેહવિજયે જયવંતા;
દશલાખ કેવળી, સોકોડ સાધુ-પરિવારે ગહગહંતારે-ભવિકા૦ ૪
ચોરાશી લાખ પૂરવ જિન જીવિત, ચોત્રીશ અતિશય ધારી;
સમવસરણ બેઠા પરમેશ્વર, પડિબોહે નરનારી- ભવિકા૦ ૫
ક્ષમાવિજય જિન કરુણાસાગર આપ તર્યા પર તારે;
ધર્મનાયક શિવમારગદાયક, જન્મજરા દુઃખ વારેરે- ભવિકા૦ ૬

*ધનુપ પાચશે ઉચી સોહે સોવન વરણી કાયા,
દોષ રહિત સુર મહી મહીતળ વિચરે પાવન પાયારે-ભવિકા૦ ૫

## ૨૬ સિદ્ધાચળજીના સ્તવનો-૧૩

૧

**સિદ્ધાચલ ગિરિ ભેટયા રે ધન્ય ભાગ્ય હમારાં**
એ ગિરિવરનો મહિમા મોટો, કહેતા ન આવે પારા.
રાયણ રુખ સમોસર્યા સ્વામી, પૂર્વ નવાણુ વાર રે ધન્ય૦ ૧
મૂળનાયક શ્રી આદિ જિનેશ્વર, ચઉમુખ પ્રતિમા ચાર
અષ્ટ દ્રવ્યશુ પૂજે ભાવે, સમકિત મૂલ આધાર રે ધન્ય૦ ૨
ભાવ ભક્તિશુ પ્રભુગુણ ગાતા, અપના જન્મ સુધાર,
યાત્રા કરી ભવિજન શુભ ભાવે, નરક તિર્યંચ ગતિ વારા ધન્ય૦ ૩
દૂર દેશાતરથી હુ આવ્યો, શ્રવણે સુણી ગુણ તારા,
પતિત ઉદ્ધારણ બિરુદ તુમારુ, એ તીરથ જગ સાર રે ધન્ય૦ ૪
સંવત્ અઢાર ત્યાસી માસ અષાઢો, વદી આઠમ ભોમવાર,
પ્રભુજીકે ચરણ પ્રતાપકે સંઘમે, ખિમારતન પ્રભુ પ્યારા રે
ધન્ય૦ ૫

## શ્રી પ્રતિમા સ્થાપન સ્તવન

૨

ભરતાદિકે ઉદ્ધાર જ કીધા શત્રુંજય મોઝાર,
સોનાતણા જેણે દહેરા બધાવ્યા, રત્નતણા બિંબ સ્થાપ્યા,
હો ! કુમતિ કાં પ્રતિમા ઉત્થાપી ? એ જિન વચને સ્થાપી-હો ! કુ૦૧
વીર પછી બસે નેવુ વર્ષે સંપ્રતિરાય સુજાણ,
સવાલાખ જિન દેરા કરાવ્યા બિંબ કોડી સ્થાપ્યા, હો ! કુમતિ૦૨

*પાચશો ધનુષ્ય અર્થાત્ બે હજાર હાથની

તીરથ મહિમા વાધશે રે લાલ !
અધિક અધિક મંડાણ નિરધારી રે."—**એ૦** ૨
એમ નિસુણીને ઇહાં આવીઆ રે લાલ !
ઘાતી કરમ કર્યાં દૂર તમ વારી રે;
પંચ કોડી મુનિ પરિવર્યાં રે લાલ !
હુઆ સિદ્ધિ હજુર ભવ-વારી રે— **એ૦** ૩
**ચૈત્રી પૂનમ** દિન કીજીએ રે લાલ !
પૂજા વિવિધ પ્રકાર દિલધારી રે;
ફળ પ્રદક્ષિણા કાઉસ્સગ્ગા રે લાલ !
લોગસ્સ થુઇ નમુક્કાર નરનારી રે— **એ૦** ૪
દસ વીસ ત્રીસ ચાલીસ ભલા રે લાલ !
પચ્ચાસ પુષ્પની માળ અતિ સારી રે;
નરભવ લાહો લીજીએ રે લાલ !
જેમ હોય **જ્ઞાન** વિશાલ મનોહારી રે—**એ૦** ૫

૫

શ્રી રે **સિદ્ધાચલ** ભેટવા, મુજ મન અધિક ઉમાહ્યો;
**ઋષભ જિણંદ** પૂજા કરી, લીજે ભવ તણો લાહો—શ્રી રે૦ ૧
મણિમય મૂરતિ શ્રી **ઋષભ**ની, નિપાઈ અભિરામ;
ભવન કરાવ્યા કનકનાં, રાખ્યાં **ભરતે** નામ— શ્રી રે૦ ૨
**નેમિ** વિના ત્રેવીશ પ્રભુ, આવ્યા સિદ્ધ ક્ષેત્ર જાણી
**શેત્રુંજા** સમું તીરથ નહિ, બોલ્યા **સીમંધર** વાણી— શ્રી રે૦ ૩
પૂરવ નવાણું સમોસર્યા, સ્વામી શ્રી **ઋષભ જિણંદ**;
**રામ પાંડવ** મુગતે ગયા, પામ્યા પરમાનંદ— શ્રી રે૦ ૪
પૂરવ પુણ્ય પસાઉલે, **પુંડરિકગિરિ** પાયો;
**કાન્તિવિજય** હરખે કરી શ્રી **સિદ્ધાચલ** ગાયો—શ્રી રે૦ ૫

૬

**વિમલાચલ નિતુ વંદીએ,** કીજે એહની સેવા
માનું હાથ એ ધર્મનો, શિવતરુ ફળ લેવા— વિ૦ ૧
ઉજ્જ્વલ જિન ગૃહ મંડલી, તિહાં દીપે ઉત્તુંગા,
માનું હિમગિરિ-વિભ્રમે, આઈ અંબર ગંગા— વિ૦ ૨
"કોઇ અનેરુ જગ નહિ, એ તીર્થ તોલે,"
એમ શ્રીમુખ હરિ આગલે શ્રી **સીમંધર** બોલે— વિ૦ ૩
જે સઘળા તીરથ કર્યા, યાત્રા ફળ કહીએ,
તેહથી એ ગિરિ ભેટતા શતગણું ફળ લહીએ— વિ૦ ૪
જનમ સફલ હોય તેહનો, જે એ ગિરિ વંદે,
**સુજસવિજય** સંપદ લહે, તે નર ચિર નંદે— વિ૦ ૫

૭

મારુ મન મોહ્યુ રે શ્રી **સિદ્ધાચલે**રે, દેખીને હરખિત થાય,
વિધિશું કીજે રે જાત્રા એહની રે, ભવભવના દુઃખ જાય-મા૦ ૧
પાંચમે આરેરે પાવન કારણે રે, એ સમું તીરથ ન કોય,
મોટો મહિમારે જગમાં એહનોરે આ **ભરતે** ઇહાં જોય-મા૦ ૨
ઇણગિરિ આવ્યા રે જિનવર ગણધર રે, સિદ્ધયા સાધુ અનંત,
કઠિન કરમ પણ ઇણ ગિરિ ફરસતારે, હોયે કરમ નિશાંત-મા૦ ૩
જૈન ધરમ તે સાચો જાણીએ રે, માનવ તીરથ એ સ્તંભ,
સુરનર કિન્નર નૃપ વિદ્યાધર રે કરતા નાટારંભ— મા૦ ૪
ધનધન દહાડોરે ધન વેળા ઘડીરે, ધરીએ હૃદય મોઝાર,
**જ્ઞાનવિમલ સૂરિ** ગુણ એહના ઘણારે,
કહેતા ના આવે પાર— મા૦ ૫

**દ્રૌપદીએ** જિન પ્રતિમા પૂજી, સૂત્રમેં શાખ ઠરાણી !
**છઠ્ઠાઅંગે** એ વીરે ભાખ્યું, ગણધર પૂરે છે સાખી હો ! કુ૦ ૩
સંવત્ નવસેં ત્રાણું વરસે, **વિમલમંત્રીશ્વર** જેહ !
**આબુ** તણાં દેહેરાં કરાવ્યા, પાંચહજાર બિંબ સ્થાપ્યા હો ! કુમતિ ૪
સંવત્ અગીઆર નવાણું વર્ષે, રાજા **કુમારપાલ,**
પાંચહજાર પ્રાસાદ કરાવ્યા, સાતહજાર બિંબ સ્થાપ્યા હો ! કુ૦ ૫
સંવત્ બાર પંચાણું વર્ષે **વસ્તુપાલ તેજપાલ,**
પાંચ હજાર પ્રાસાદ કરાવ્યા, અગીઆર હજાર બિંબ સ્થાપ્યા-
હો ! કુમતિ૦ ૬
સંવત્ બાર બહોંતેર વર્ષે, **ધનો** સંઘવી જેહ !
**રાણકપુરે** જિન દેહેરાં કરાવ્યાં ક્રોડ નવ્વાણું દ્રવ્ય ખરચ્યા હો !
કુમતિ૦ ૭
સંવત્ તેર એકોતેર વરષે, **સમરો શા. રંગ** શેઠ;
ઉદ્ધાર પંદરમો **શત્રુંજય** કીધો, અગીયાર લાખ દ્રવ્ય ખરચ્યો-
હો ! કુમતિ૦ ૮
સંવત્ પંદર સત્યાશી વરષેં, બાદશાહને વારે;
ઉદ્ધાર સોળમો **શત્રુંજય** કીધો, **કર્માશાએ** જશ લીધો-
હો ! કુમતિ૦ ૯
જિન પ્રતિમા જિન સરખી જાણી, પૂજો ત્રિવિધેં તુમે પ્રાણી !
જિન પ્રતિમામાં સંદેહ ન રાખો, **વાચકજશની** એ વાણી-
હો ! કુમતિ૦ ૧૦

૩

**વિમલાચલ** વિમલા પ્રાણી, શીતલ તરુ છાયા ઠરાણી;
રસવેધક કંચન ખાણી, કહે **ઈન્દ્ર** સુણો **ઇન્દ્રાણી** !

સ્નેહિ મત ! એ ગિરિ એવો,
ચાદ ક્ષેત્રમા તિરથ નહિ એવો" **સનેહી૦ ૧**

પટરી પાળી ઉલ્લસીએ, છટ્ઠ અટ્ઠમ કાયા કસીએ,
મોહમલ્લની સામા ધસીએ, **વિમલાચલ** વેગે વસીએ—
**સનેહી૦ ૨**

અન્ય સ્થાનક કર્મ જે કરીએ, તે **હિમગિરિ** હેઠા હરીએ,
પાછળ પ્રદક્ષિણા કરીએ, ભવજળનિધિ હેલા તરીએ-**સનેહી૦ ૩**

શિવમંદિર ચઢવા કાજે, સોપાનની પંક્તિ બિરાજે,
ચઢતા સમકિતિ છાજે, દુરભવ્ય-અભવ્ય તે લાજે- **સનેહી૦ ૪**

**પાંડવ** પમુહા કેઈ સંતા, **આદીશ્વર** ધ્યાન ધરંતા,
પરમાતમ ભાવ ભજંતા, **સિદ્ધાચલ** સિદ્ધયા અનંતા-
**સનેહી૦ ૫**

ષટ્ માસી ધ્યાન ધરાવે, **શુક** રાજા તે રાજ્યને પાવે,
બહિરંતર શત્રુ હરાવે, **શત્રુંજય** નામ ધરાવે— **સનેહી૦ ૬**

પ્રણિધાને ભજો ગિરિ સાચો, તીર્થંકર નામ નિકાચો,
મોહરાયને લાગે તમાચો, **શુભવીર વિમલગિરિ** સાચો—
**સનેહી૦ ૭**

૪

## શ્રી પુંડરીક સ્વામિનું

એક દિન **પુંડરીક** ગણધરુ રે લાલ !
પૂછે શ્રી **આદિજિણંદ** સુખકારી રે,
"કહીયે તે ભવજલ ઉતરીયે લાલ !
પામીશ પરમાનંદ ભવવારી રે?"—**એ૦ ૧**

કહે જિન-"ઈણગિરિ પામશો રે લાલ !
નાન અને નિરવાણ જયકારી રે,

૮

**સિદ્ધાચલનો વાસી પ્યારો લાગે, મોરા રાજીંદા.**

ઇણુરે ડુંગરીઆમાં ઝીણીઝીણી કોરણી,
ઉપર શિખર બિરાજે— **મો૦ સિ૦** ૧
કાને કુંડલ માથે મુગટ બિરાજે,
બાંહે બાજુબંધ છાજે— **મો૦ સિ૦** ૨
ચોમુખ બિંબ અનોપમ છાજે,
અદ્‌ભુત દીઠે દુખ ભાંજે— **મો૦ સિ૦** ૩
ચુવા ચુવા ચંદન ઓર અરગજા,
કેસર તિલક વિરાજે— **મો૦ સિ૦** ૪
ઇણે ગિરિ સાધુ અનંતા સિદ્ધયા,
કહેતાં પાર ન આવે— **મો૦ સિ૦** ૫
**જ્ઞાનવિમલ** પ્રભુ એણી પેરે બોલે,
"આ ભવ પાર ઉતારો"— **મો૦ સિ૦** ૬

૯

વિવેકી ! **વિમલાચલ** વસીએ, તપ જપ કરી કાયા કસીએ;
ખોટી માયાથી ખસીએ, વિવેકી ! **વિમલાચલ** વસીએ;
વસી ઉન્મારગથી ખસીએ— **વિવેકી** ! ૧
માયા મોહિનીએ મોહ્યું, કોણ રાખે રણમાં રોયો ?
આ નરભવ એળે ખોયો— **વિવેકી** ! ૨
બાળ લીલાએ હુલરાવ્યોં, યૌવન યુવતિએ ગાયો;
તોએ તૃપ્તિ નવી પાયો— **વિવેકી** ! ૩
રમણી ગીત વિષય રાચ્યો, મોહની મદીરાએ માચ્યો;
નવ નવ વેશ કરી નાચ્યો— **વિવેકી** ! ૪

આગમ વાણી સમી આસી, ભવજળધિમાહી વાસી,
રોહિત મત્સ્ય સમો થાશી— **વિવેકી** ! ૫
મોહની જાલને સંહારે, આપ કુટુંબ સકલ તારે,
વર્ણવીએ તે સંસારે— **વિવેકી**૦ ૬
સંસારે કુડી માયા, પંથ શિરે પંથી આયા,
મૃગ તૃષ્ણા જલને ધાયા— **વિવેકી** ! ૭
ભવદવ તાપ લહી આયા, **પાંડવ** પરિકર મુનિરાયા,
શીતલ **સિદ્ધાચલ** ધ્યાયા— **વિવેકી** ! ૮
ગુરુ ઉપદેશ સુણી ભાવે, સંઘ દેશોદેશ આવે,
ગિરિવર દેખી ગુણ ગાવે— **વિવેકી** ! ૯
સંવત્ અઢાર ચોગમીએ **માઘ** ઉજ્જવલ એકાદશીએ,
વાંદ્યો પ્રભુજી વિમલમહીએ— **વિવેકી** ! ૧૦
જાત્રા નવાણુ અબ કરીએ, ભવભવ પાતિકડા હરીએ,
તીર્થ વિના કહો કિમ તરીએ ?— **વિવેકી** ! ૧૧
હંસ, મયુર, ઇણે ઠામે, ચકવા, શુક, પિક, પરીણામે,
દર્શને દેવગતિ પામે— **વિવેકી** ! ૧૨

૧૦

નીલુડી **રાયણ** તરુતળે ! સુણ સુંદરી !
પીલુડા પ્રભુના પાય, રે ! ગુણ મંજરી !
ઉજ્જવલ ધ્યાને ધ્યાઇએ, સુણ સુંદરી !
એહિજ મુક્તિ ઉપાય રે, ગુણ મંજરી ! ૧
શીતળ છાયાએ બેસીએ, સુણ સુંદરી !
રાતડો કરી મન રંગ, રે ગુણ મંજરી !
પૂજીએ સોવન ફુલડે, સુણ સુંદરી !

જેમ હોય પાવન અંગ, રે ગુણ મંજરી ! ૨
ખીર ઝરે જેહ ઉપરે, સુણ સુંદરી !
નેહ ધરીને એહ, રે ગુણ મંજરી !
ત્રીજે ભવે તે શિવ લહે, સુણ સુંદરી !
થાયે નિર્મળ દેહ, રે ગુણ મંજરી ! ૩
પ્રીત ધરી પ્રદક્ષિણા, સુણ સુંદરી !
દીએ એહને જે સાર, રે ગુણ મંજરી !
અભંગ પ્રીતિ હોય જેહને, સુણ સુંદરી !
ભવભવ તુમ આધાર, રે ગુણ મંજરી ! ૪
કુસુમ, પત્ર, ફળ, મંજરી, સુણ સુંદરી !
શાખા, થડ ને મૂળ; રે ગુણ મંજરી !
દેવતણા વાસાય છે, સુણ સુંદરી !
તીરથ ને અનુકુળ, રે ગુણ મંજરી ! ૫
તીરથ ધ્યાન ધરો સુદા, સુણ સુંદરી !
સેવો એહની છાંય, રે ગુણ મંજરી !
**જ્ઞાનવિમલ** ગુણ ભાખીઓ, સુણ સુંદરી !
**શત્રુંજયમાહાત્મ્ય**માંહી, રે ગુણ મંજરી ! ૬

૧૧

પ્રણમો પ્રેમે **પુંડરીક**ગિરિરાજિયો, ગાજિયો જગમાં રે જેહ, સોભાગી!
યાત્રાએ જાતાં પગે પગે નિરજરે, બહુભવસંચિત ખેહ, સો૦–પ્ર૦ ૧
પાપ હોય વજ્રલેપ સમોવડે, તે પણ જાયરે દૂર, સોભાગી૦
જો એ ગિરિનું દરિશન કીજીએ, ભાવભગતિ–ભરપૂર–સો૦ પ્ર૦ ૨
ગોહત્યાદિક હત્યા પંચ છે, કારક તેહના જે હોય, સોભાગી.
તે પણ એ ગિરિનું દરિશન જો કરે, પામે શિવગતિ સોય–સો. પ્ર. ૩

**શ્રી શુકરાજ** નૃપતિ પણ ઇણ ગિરિ, ધરતો જિનવર ધ્યાન, સો૦
પર ભાગે રિપુ વિલય ગયા સવે, વાધ્યો અધિક તસ વાન, સો પ્ર ૪
**ચન્દ્રશેખર** નિજ ભગિની ભોગવી, કીધું પાપ મહંત, સોભાગી,
તે પણ એ તિરથ આરાધતા, પામ્યો શુભ ગતિ સંત, સો૦ પ્ર૦ ૫
મોર સર્પ વાઘણ પ્રમુખ બહુ, જીવ છે જે વિકરાળ, સોભાગી,
તે પણ એ ગિરિ દરિશન પુન્યથી, પામે સુગતિ વિશાળ,સો૦ પ્ર૦ ૬
એવો મહિમા એ તિરથ તણો, **ચૈત્રી પૂનમે** વિશેષ, સોભાગી,
શ્રી **વિજયરાજ** સુરીશ્વર શિષ્યને, **દાન** ગયા દુ ખ લેશ,સો૦પ્ર૦ ૭

૧૨

યાત્રા નવાણુ કરીએ **વિમલગિરિ** યાત્રા નવાણુ કરીએ
પુરવનવાણુ વાર **શેત્રુ જાગિરિ ઋષભજિણ** દસમોસરીએ-વિ૦૧
કોડી સહસ ભવ પાતક ત્રૂટે, **શેત્રુ જા** સામા ડગ ભરીએ-વિ૦ ૨
સાત છટ્ઠ દોય અટ્ઠમ તપસ્યા-કરી ચઢીએ ગિરિવરિએ-વિ૦ ૩
**પુંડરીકપદ** જપીએ હરખે, અધ્યવસાય શુભ ધરીએ-વિ૦ ૪
પાપી અભવ્ય ન નજરે દેખે, હિંસક પણ ઉદ્ધરીએ-વિ૦ ૫
ભૂઇસથારો ને નારીતણો સગ, દૂરથકી પરિહરીએ- વિ૦ ૬
સચિત્તપરિહારી ને એકલઆહારી, ગુરુસાથે પદ ચરીએ-વિ૦ ૭
પડિક્કમણા દોય વિધિશુ કરીએ, પાપપડલ વિખરીએ-વિ૦ ૮
કલિકાલે એ તિરથ મોટુ, પ્રવહણ જેમ ભવદરીએ- વિ૦ ૯
ઉત્તમ એ ગિરિવર સેવતા, **પદ્મ** કહે ભર તરીએ-વિ૦ ૧૦

૧૩

આખડીએ રે મે આજ, **શત્રુ જય** દીઠોરે,
સવા લાખ ટકાનો દહાડો રે, લાગે મને મીઠો રે
સફળ થયો મારા મનનો ઉમાહો, વાલા મારા, ભવનો સશય
ભાગ્યોરે,

નરક તિર્યંચગતિ દૂર નિવારી, ચરણે પ્રભુજીને લાગ્યોરે-શત્રું૦ ૧
માનવભવનો લાહો લીજે, વાલા૦ દેહડી પાવન કીજેરે;
સોનારૂપાને ફુલડે વધાવી, પ્રેમે પ્રદક્ષિણા દીજેરે-શત્રું૦ ૨
દુધડે પખાળી ને કેસર ઘોળી, વાલા૦ શ્રી **આદીશ્વર** પૂજ્યારે;
શ્રી **સિદ્ધાચલ** નયણે જોતાં, પાપમેવાસી ધ્રૂજ્યારે-શત્રું૦ ૩
શ્રીમુખ **સૌધર્મા સુરપતિ**આગે, વાલા૦**વીરજિણંદ**એમબોલેરે;
"ત્રણ ભુવનમાં તિરથ મોટું, નહિ કોઈ **શત્રુંજય** તોલેરે-શત્રું૦૪
ઈંદ્ર સરિખા એ તિરથની, વાલા૦ ચાકરી ચિત્તમાં ચાહેરે;
કાયાની તો કાયર કાઢી **સુરજકુંડમાં** નાહે રે— શત્રું૦ ૫
કાંકરે કાંકરે શ્રી સિદ્ધક્ષેત્રે, વાલા૦ સાધુ અનંતા સિદ્ધયારે;
તે માટે એ તિરથ મોટું, ઉદ્ધાર અનંતા કીધારે"—શત્રું૦ ૬
**નાભિરાયા**સુત નયણે જોતાં, વાલા૦ મેહ અમીરસ વૂઠ્યારે;
**ઉદયરત્ન** કહે આજ મારે પોતે, શ્રી **આદીશ્વર** તુઠ્યારે-શત્રું૦૭

૧૪

ચાલો ચાલોને રાજ! શ્રી **સિદ્ધાચલ** ગિરિએ,
શ્રી **વિમલાચલ** તીરથ ફરસી, આતમ પાવન કરીએ-ચાલો૦ ૧
ઇણ ગિરિ ઉપર મુનિવર કોડી, આત્મતત્ત્વ નિપાયો,
પૂર્ણાનંદ સહજ અનુભવ રસ, મહાનંદ પદ પાયો- ચાલો૦ ૨
**પુંડરીક** પમુહા મુનિવર કોડી, સકલ વિભાવ ગમાયો,
ભેદાભેદ તત્ત્વ પરિણતિથી, ધ્યાન અભેદ ઉપાયો- ચાલો૦ ૩
જિનવર, ગણધર, મુનિવર કોડી, એ તીરથ રંગરાતા,
શુદ્ધ શક્તિ વ્યકતે ગુણ સિદ્ધિ, ત્રિભુવન જનના ત્રાતા-ચાલો૦ ૪
એ ગિરિ ફરસ્યે ભવ્ય પરીક્ષા દુર્ગતિનો હોય છેદ;
સમ્યગદરિસણ નિર્મળકારણ, નિજ આનંદ અભેદ—ચાલો૦ ૫

સંવત અઢાર ચુમોત્તરા વર્ષે, શુદિ માગશિર તેરશીએ,
શ્રી **સુરતથી** ભક્તિ હરખથી, સંઘસહિત ઉલ્લસીએ-ચાલો૦ ૬
**કેચરા કીકા** જિનવર ભક્તિ, **રૂપચંદજી** એંઠ,
શ્રી શ્રી સંઘને પ્રભુ ભેટાવ્યા, જગપતિ પ્રથમ જિનેંદ્ર-ચાલો૦ ૭
જ્ઞાનાનંદી ત્રિભુવન વંદિત, પરમેશ્વર ગુણ ભીના,
**દેવચંદ્ર** પદ પામે અદ્‌ભુત, પરમ મંગલ લય લીના-ચાલો૦ ૮

## સામાન્ય જિનસ્તવન-૬

૧

આજ મારા પ્રભુજી ! સામું જુઓ "સેવક" કહીને બોલાવોરે,
એટલે હું મનગમતું પામ્યો રૂઠડા બાળ મનાવો,મારા સાંઈરે- ૧
પતિતપાવન શરણાગતવત્સલ, એ જશ જગમાં ચાવોરે,
મનરે મનાવ્યા વિણ નહિ મૂકું, એહિજ મારો દાવો, મા૦આ૦૨
કબજે આવ્યા તે નહિ મૂકું, જિહાંલગે તુમ સમ થાવોરે,
જો તુમ ધ્યાન વિના શિવ લહીએ, તો તે દાવ બતાવો, મા૦આ૦૩
મહાગોપ ને મહાનિર્યામક, ઇણિ પરે બિરુદ ધરાવોરે,
તો શું આશ્રિતને ઉદ્ધરતા, બહુ બહુ શું કહાવો ? મા૦ આ૦ ૪
**જ્ઞાનવિમલ** ગુરુનો નિધિ મહિમા, મંગળ એહિ વધાવોરે,
અચળઅભેદપણે અવલંબી,અહોનિશએહિદિલ ધ્યાવું, મા૦આ૦૫

૨

પ્રગટ્યા પૂરન રાગ મેરે પ્રભુશું, પ્રગટ્યો પૂરન રાગ
જિનગુણ ચંદકિરણશું ઉમગ્યો, સહજ સમુદ્ર અથાગ— મેરે૦
ધ્યાતા ધ્યેય ભયે દોઉ એકહુ, મિટ્યો ભેદકો ભાગ,
તીર વિનાશી ઇલે જબ સરિતા, તબ નહિ રહત તડાગ-મેરે૦ ૧
પૂરન મન પૂરન સબ દીસે, નહિ દુવિધાકો લાગ,

પાંઉ ચલત પનહી જો પહેરે, તસ નવિ કંટક લાગ—મેરે૦ ૨
ભયો પ્રેમ લોકોત્તર જૂઠો, લોકબંધકો ત્યાગ;
કહો કોઉ કછુ હમ તો ન રુચે, છુટી એક વીતરાગ—મેરે૦ ૩
વાસત હૈ જિનગુન મુજ દિલકો, જૈસે સુરતરુ બાગ;
ઓર વાસના લગે ન તાકો, **જસ** કહે તું વડભાગ— મેરે૦ ૪

૩

મનમાં આવજોરે નાથ ! હું થયો આજ સનાથ- મન૦
જયજિનેશ નિરંજણો, ભંજણો ભવદુ:ખરાશ;
રંજણો સવિ ભવિચિત્તનો, મંજણો પાપનો પાશ- મનમાં૦ ૧
આદિ **બ્રહ્મ** અનુપમ તું, **અબ્રહ્મ** કીધાં દૂર;
ભવભ્રમ સવિ ભાંજી ગયા, તુંહિ **ચિદાનંદ** સનૂર મનમાં૦ ૨
**વીતરાગ** ભાવ ન આવહી, જિહાં લગી મુજને દેવ;
તિહાં લગે તુમ **પદકમલની**, સેવના રહેજો એ ટેવ-મનમાં૦ ૩
યદ્યપિ તુમે અતુલબલી, યશવાદ એમ કહેવાય;
પણ કબજે આવ્યા મુજ મને, તે સહજથી ન જવાય-મનમાં૦ ૪
મન મનાવ્યા વિણું માહરું, કેમ બંધનથી છુટાય ?
મનવાંછિત દેતાં થકાં કાંઇ, પાલવડો ન ઝલાય—મનમાં૦ ૫
હઠ બાલનો હોય આકરો, તે લહો છો જિનરાજ !
ઝાઝું કહાવે શું હોવે, ગિરુઆ ગરીબનિવાજ— મનમાં૦ ૬
**જ્ઞાનવિમલ** ગુણથી લહો, સવિ ભવિક મનના ભાવ;
તો **અક્ષય** સુખ લીલા દીયો, જિમ હોવે **સુજસ** જમાવ-મ૦ ૭

૪

[ રાગ-ધન્યાશ્રી તથા દેવગંધાર ]

પ્રભુ ! તેરો સોહન હે મુખ મટકો,

નીરખી નીરખી અતિ હરખિત હોવે,
અનુભવ મેરે ઘટકો— પ્રભુ૦ ૧
સહજ સુભગતા સમતા કેરી, એહિજ ચરણકો ચટકો,
દરિસન જ્ઞાન અક્ષય ગુણનિધિ તુમ,
દીઓ પ્રેમે તસ કટકો— પ્રભુ૦ ૨
શુદ્ધ સુવાસન સુરભિ સમીરે, મિથ્યામત-રજ ઝટકો,
દશ પ્રપંચ જોર જિમ ન હોય, પટકટકે મોહ નટકો–પ્રભુ૦ ૩
ધર્મ સન્યાસ યોગ શિર પાગે, બંધન પય જય પટકો,
દર્શન ચક્રે કર્મ નૃપતિશું, કરત સદા રણ રટકો— પ્રભુ૦ ૪
વીતરાગતા દિલમે ઉલ્લસત, નહીં અવર ખલ ખટકો,
પૈરવસચિત પાતક જાતક, અમથી હૂરે સટકો— પ્રભુ૦ ૫
**જ્ઞાનવિમલ** પ્રભુ-ધ્યાન પસાયે, ભવે ભવે ભવિ ! નવિ ભટકો,
આઈ મીલે જ્યુ એકી ભાવે, **શિવસુંદરી**કો લટકો—પ્રભુ૦ ૬

૫

સકળ સમતા સુરલતાનો તુંહિ અનોપમ કંદરે
તુંહિ કૃપારસ કનકકુંભો, તુંહિ જિણિંદ મુણિંદરે— ૧
પ્રભુ ! તુંહિ તુંહિ તુંહિ, તુંહિ તુંહિ ધરતા ધ્યાનરે,
તુજ સ્વરૂપી જે થયા, તેણે લહ્યું તાહરું તાનરે—પ્રભુ૦ ૨
તુંહિ અળ જીવે ભવથકી, પણ ભવિક તાહરે નામરે,
પાર ભવનો તેહ પામે, એહ અચરિજ ઠામરે— પ્રભુ૦ ૩
જન્મ પાવન આજ માહરો, નિરખીઓ તુજ નૂરરે,
ભવો ભવ અનુમોદનાજી, હુઓ આપ હજુરરે— પ્રભુ૦ ૪
એહ માહરે અખય આતમ, અસખ્યાત પ્રદેશરે,
તાહરા ગુણ છે અનંતા કિમ કરું તાસનિવેશરે ?— પ્રભુ૦ ૫

એક એક પ્રદેશ તાહરે, ગુણુ અનંતા વાસરે,
એમ કરી તુજ સહુજ મિલત, હુએ જ્યાન પ્રકાશરે—પ્રભુ૦ ૬
ધ્યાન ધ્યાતા ધ્યેય એકે, ભાવ હોએ એમરે;
એમ કરતાં સેવ્ય સેવક, ભાવ હોય ક્ષેમરે— પ્રભુ૦ ૭
શુદ્ધ સેવા તાહરી જે, હોય અચળ સ્વભાવરે;
**જ્ઞાનવિમલ** સૂરીંદ પ્રભુતા, હોય સુજસ જમાવરે—પ્રભુ૦ ૮

૬

[ રાગ માલકોષ ]

ક્યુંકર ભક્તિ કરું પ્રભુ ! તેરી ?— ક્યું૦
ક્રોધ લોભ મદ માન વિષય રસ, છાંડત ગેલ ન મેરી-ક્યું૦ ૧
કર્મ નચાવે તિમહી નાચત, માયા વશ નટ ચેરી— ક્યું૦ ૨
દૃષ્ટિ રાગ દૃઢ બંધન બાંધ્યો, નિકસન ન લહી સેરી-ક્યું૦ ૩
કરત પ્રશંસા સબ મિલ અપની, પરનિંદા અધિકેરી-ક્યું૦ ૪
કહત **માન** જિન ભાવ ભક્તિ બિન, શિવગતિ હોત ન નેરી-૫

## બીજ તિથિનું મોટું સ્તવન.

**ઢાળ ૧ લી** (દેશી-સુરતી મહીમાની)

સરસ વચનરસ વરસતી, **સરસતી** કળા ભંડાર
**બીજ** તણો મહિમા કહું, જેમ કહ્યો શાસ્ત્ર મોઝાર ૧
**જંબૂદ્વીપના ભરતમાં રાજગૃહી** નગરી ઉદ્યાન
**વીરજિણંદ** સમોસર્યા, વાંદવા આવ્યા રાજન ૨
**શ્રેણિક** નામે ભૂપતિ, બેસણઠાય
પૂછે શ્રી **જિનરાયને** "દ્યો ઉપદેશ મહારાય !" ૩
ત્રિગડે બેઠા **ત્રિભુવનપતિ**, દેશના દીયે જિનરાય
કમળ સુકોમળ પાંખડી, એમ જિન હૃદય સોહાય ૪

"શશી પ્રગટે જેમ તે દીને, ધન્ય તે દીન સુવિહાણુ
એક મને આરાધતા, પામે પદ નીર્વાણુ ૫

ઢાળ ૨ જી (અષ્ટાપદ અરિહંતાજી—એ રાગ)

કલ્યાણક જિનના કહું, સુણ પ્રાણીજીરે !
અભિનંદન અરિહંત, એ ભગવંત, ભવિ પ્રાણીજીરે !
માઘ સુદી બીજને દીને, સુણ પ્રાણી !
પામ્યા શિવસુખસાર હરખ અપાર, ભવિ પ્રાણી ! ૧
વાસુ પૂજ્ય જિન બારમા, સુણ પ્રાણી !
એહિજ તિથે થયું નાણ, મંગળ વિહાણુ ભવિ પ્રાણી !
અષ્ટકર્મ ચુરણ કરી, સુણ પ્રાણી !
અવગાહન એકવાર ત્રે જેમોઝાર, ભવિ પ્રાણી ! ૨
અરનાથ જિનજી નમુ, સુણ પ્રાણીજીરે !
અષ્ટાદશમા અરિહંત એ ભગવંત, ભવિ પ્રાણી !
ઉજ્જવળ તિથિ ફાગણની ભલી, સુણ પ્રાણીજીરે !
વરિયા શિવ વધુ સાર સુંદરનાર, ભવિ પ્રાણીજીરે ! ૩
દશમા શીતળજિનેશ્વરુ, સુણ પ્રાણીજીરે !
પરમ પદની એ વેલ ગુણની વેલ ભવિ પ્રાણીજીરે !
વૈશાખ વદી બીજને દીને, સુણ પ્રાણી !
મુકયો સરવે એ સાથ, સુરનર નાથ, ભવિ પ્રાણીજીરે ! ૪
શ્રાવણ સુદની બીજ ભલી, સુણ પ્રાણીજીરે !
સુમતિનાથ જિન દેવ સારે સેવ, ભવિ પ્રાણીજીરે !
એણી તિથિએ જિનજીતણા સુણ પ્રાણીજીરે !
કલ્યાણક પંચ સાર ભવનો પાર, ભવિ પ્રાણીજીરે !" ૫

## ઢાળ ૩ જી

જગપતિ જિન ચોવીશમોરે લાલ
એ ભાખ્યો અધિકારરે ભવિક જન!
**શ્રેણિક** આદે સહુ મળ્યારે લાલ!
શક્તિ તણે અનુસારરે ભવિજન!
ભાવ ધરીને સાંભળોરે લાલ ૧
દોય વરસ દોય માસનીરે લાલ, આરાધો ધરી ખંતરે; ભવિક!
ઉજમણું વિધિશ્યું કરોરે લાલ, બીજને મુક્તિ મહંતરે; ભવિક!
ભાવ ધરીને૦ ૨
માર્ગ મિથ્યા દૂરે તજોરે લાલ, આરાધો ગુણના થોકરે; ભવિક૦
**વીરની** વાણી સાંભળીરે લાલ, ઉચ્છરંગ થયા બહુ લોકરે. ભવિક
ભાવ ધરીને૦ ૩
એણીબીજે કેઈ કેઇ તર્યારે લાલ, વળી તરશે કરશે સંગરે ભવિક૦
શશિ સિદ્ધિ અનુમાનથીરે લાલ, શૈલ નાગધાર અંકરે. ભવિક,
ભાવધરીને૦ ૪
**અષાડ સુદી દશમી** દીનેરે લાલ,
એ ગાયો સ્તવન રસાળરે ભવિક૦
**નવલવિજય** સુપસાયથીરે લાલ, **ચતુરને** મંગળ માળરે ભવિક૦
ભાવધરીને૦ ૫

## કળશ

એમ **વીર** જિનવર સયલ સુખકર ગાયો અતિ ઉલટ ભરે
**અષાડ** ઉજ્જવળ **દશમી** દીવસે, **સંવત્ અઢાર અઠ્ઠોત્તરે**
બીજ મહિમા એમ વર્ણવ્યો, રહી **સિદ્ધપુર** ચોમાસ એ
જેહ **ભવિક** ભાવે સુણે ગાવે, તસઘર લીલ વિલાસ એ. ૧

## શ્રી પાંચમના સ્તવન-૨

[ ૭ ઢાળનું ]

૧

સુત **સિદ્ધારથ** ભૂપનોરે, **સિદ્ધારથ** ભગવાન્
બારહ પરખદા આગળેરે, ભાખે **શ્રી વર્દ્ધમાનો** રે,
ભવિયણ ! ચિત્ત ધરો
મન વચન કાય ઉમાહ્યોરે, જ્ઞાન-ભગતિ કરો— ૧
ગુણ અનંત આતમતણારે, મુખ્યપણે તિહાં હોય
તેમાં પણ **જ્ઞાનજ** વડું રે, જિણથી **દંસણ** હોયરે-ભવિ૦ ૨
જ્ઞાને ચારિત્રગુણ વધેરે, **જ્ઞાને** ઉદ્યોત સહાય,
જ્ઞાને થિવિરપણું લહેરે, આચારજ ઉવજ્ઝાયોરે—ભવિ૦ ૩
**જ્ઞાની** શ્વાસોચ્છ્વાસમાંરે, કઠિન કરમ કરે નાશ,
વન્હિ જેમ ઈંધણ દહેરે, ક્ષણમાં જ્યોતિ પ્રકાશોરે-ભવિ૦ ૪
"પ્રથમ **જ્ઞાન** પછે દયા" રે, સંવર મોહ-વિનાશ
ગુણ-ઠાણક પગથાલિઓરે, જેમ ચઢે મોક્ષઆવાસોરે-ભવિ૦ ૫
**મઇ સુઅ ઓહિ મણપજ્જવારે**, પંચમ **કેવલજ્ઞાન**
ચઉ મૂંગા, સુત એક છે રે, સ્વપર પ્રકાશ નિદાનોરે-ભવિ૦ ૬
તેહના સાધન જે કહ્યારે, પાટી પુસ્તક આદિ
લખે લખાવે સાચવેરે, (જેમ) ધર્મી અપ્રમાદીરે- ભવિ૦ ૭
ત્રિવિધ આશાતના જે કરે રે, ભણતાં કરે અંતરાય
અંધા બહેરા બોબડારે, મૂંગા પાંગુળા થાયરે- ભવિ૦ ૮
ભણતાં ગુણતાં ન આવડેરે, ન મળે વલ્લભ ચીજ
**ગુણમંજરી વરદત્ત પરે**રે **જ્ઞાન**વિરાધન બીજરે-ભવિ૦ ૯
પ્રેમે પૂછે પરખદારે, પ્રણમી જગગુરુપાય
"**ગુણમંજરી વરદત્તનો**રે, કહો અધિકાર પસાયોરે-"
ભવિ૦ ૧૦

૨

"જંબૂદ્વીપના ભરતમાંરે, નયર **પદમપુર** ખાસ
**અજિતસેન** રાજા તિહાંરે, રાણી **યશોમતી** તાસરે-
પ્રાણી આરાધો વર જ્ઞાન, એહિજ મુક્તિનિદાનરે-પ્રા૦ આ૦ ૧
**વરદત્ત** કુંવર તેહનોરે, વિનયાદિ ગુણવંત
પિતરે ભણવા મૂકિયોરે, આઠ વરસ જબ હુંતરે-પ્રા૦ આ૦ ૨
પંડિત યત્ન કરે ઘણોરે, છાત્ર ભણાવણ હેત
અક્ષર એક ન આવડેરે, ગ્રંથતણી શી ચેતરે-પ્રા૦ આ૦ ૩
કોઢે વ્યાપી દેહડીરે, રાજા રાણી સચિંત
શ્રેષ્ઠી તેહીજ નયરમાંરે, **સિંહદાસ** ધનવંતરે-પ્રા૦ આ૦ ૪
**કપૂરતિલકા** ગેહિનીરે, શીલે શોભિત અંગ
**ગુણમંજરી** તસ બેટડીરે, મુંગી રોગે વ્યંગરે પ્રા૦ આ૦ ૫
સોલ વરસની સા થઇરે, પામી યૌવન વેશ
દુર્લંગ પણ પરણે નહીંરે, માતપિતા ધરે ખેદરે પ્રા૦ આ૦ ૬
તેણે અવસરે ઉદ્યાનમાંરે. **વિજયસેન** ગણધાર
જ્ઞાન રયણ રયણાયરુરે, ચરણ કરણ વ્રતધારરે-પ્રા૦ આ૦ ૭
વનપાલક ભૂપાલનેરે, દીધી વધાઇ જામ
ચતુરંગી સેના સજીરે, વંદન જાવે તામરે- પ્રા૦ આ૦ ૮
ધર્મદેશના સાંભળેરે, પુરજન સહિત નરેશ
વિકસિત નયણ વદન મુદારે, નહિ પ્રમાદ પ્રવેશરે-પ્રા૦આ૦ ૯
"જ્ઞાન-વિરાધન પરભવેરે, મુરખ પર આધીન
રોગે પીડ્યા ટળવળેરે. દીસે દુઃખિયા દીનરે- પ્રા૦ આ૦ ૧૦
જ્ઞાન સાર સંસારમાંરે, જ્ઞાન પરમ સુખ હેત
જ્ઞાનવિના જગજીવડારે, ન લહે તત્ત્વસંકેતરે"-પ્રા૦આ૦ ૧૧
શ્રેષ્ઠી પૂછે **મુણિંદને**રે. "ભાખો કરુણાવંત !

**ગુણમંજરી** મુજ અંગજાએ, કવણ કર્મ વિગત તરે ?"
પ્રા૦ આ૦ ૧૨

૩

"ધાતકી ખંડના **ભરતમાં, ખેટક** નયર મુઠામ
વ્યવહારી **જિનદેવ** છે, ઘરણી **સુંદરી** નામ ૧
અંગજ પાંચ સોહામણા, પુત્રી ચતુર ચાર
પંડિત પાસે શીખવા, તાતે મૂક્યા કુમાર ૨
બાળ સ્વભાવે રમત-કરતા દહાડા જાય
પંડિત મારે ત્યારે, મા-આગળ કહે આય ૩
સુંદરી રાખિણી શીખવે, "ભણવાનું નહિ કામ,
પંડ્યો આવે તેડવા, તો તસ હણજો તામ"
પાટી ખડિયો લેખણ, બાળી કીધાં રાખ
નાઠને વિદ્યા નવિ રુચે, જેમ કરહાને દ્રાખ ૪
પાઠા પરે મોટા થયા, કન્યા ન દીએ કોય
શેઠ કહે "સુણ **સુંદરી,** એ તુજ કરણી જોય" ૫
તડકી ભાખે ભામિની "બેટા બાપના હોય,
પુત્રી હોયે માતની, જાણે છે સૌ કોય" ૬
"રે રે પાપિણી ! સાપિણી ! સામા બોલ મ બોલ !"
શિલાળી કહે, "તાહરો, પાપી બાપ નિટોલ" ૭
શેઠે મારી **સુંદરી,** કાળ કરી તતખેવ
એ તુજ બેટી ઉપની, જ્ઞાન વિરાધન હેત ૮
મૂર્છાગત **ગુણમંજરી,** જાતિસ્મરણ પામી
'જ્ઞાનવિરાધક સાચો" ગુરુને કહે શિર નામી ૧૦
શેઠ કહે "સુણો સ્વામી ! કેમ જાએ એ રોગ ?'

ગુરુ કહે "જ્ઞાન આરાધો, સાધો વંછિત યોગ ૧૧
ઉજ્જવલ પંચમી સેવો, પંચ વરસ પંચ માસ
**નમો નાણસ્સ** ગણણું ગણો, ચોવિહાર ઉપવાસ ૧૨
પૂરવ ઉત્તર સન્મુખ, જપીએ દોય હજાર
પુસ્તક-આગળ ઢોઈએ, ધાન્ય-ફલાદિ ઉદાર ૧૩
દીવો પંચ દીવટ તણો, સાથિયો મંગળ-ગેહ
પોસહમાં ન કરી શકે, તેણે વિધિ પારણે એહ ૧૪
અથવા સૌભાગ્ય-પંચમી, ઉજ્જવલ **કાર્તિક માસ**
જાવજીવ લગે સેવીએ, ઉજમણાં-વિધિ ખાસ ૧૫

૪

પાંચ પોથીરે, ઠવણી, પાઠાં, વિટાગણાં,
ચાબખી, દોરારે, પાટી, પાટલા, વતરણાં.
મસી, કાગળરે. કાંબી, ખડિયા, લેખિણી.
કવલી, ડાબલીરે, ચંદુઆ, ઝરમર, પુંજણી, ૧
પ્રાસાદ, પ્રતિમા, તાસ ભૂષણ કેસર, ચંદન, ડાબલી,
વાસકુંપી, વાળાકુચ્ચી, અંગલુંહણા. છાબડી.
કળશ, થાળી, મંગળદીવો, આરતિ ને ધૂપણાં,
ચરવલા, મુહપત્તિ, સામીવચ્છલ, નોકારવાલી, થાપના, ૨
જ્ઞાન, દરિસણ રે ચરણનાં સાધન જે કહ્યાં"
તપસંયુત રે **ગુણમંજરીએ** સહ્યા
નૃપ પૂછે રે "**વરદત્ત** કુંવરને અંગ રે
રોગ ઉપન્યો રે કવણ કરમના ભંગ રે ?" ૩
મુનિરાજ ભાખે "**જંબુદ્વીપે ભરત સિંહપુર** ગામ એ
વ્યવહારી **વસુ**. તાસ નંદન **વસુસાર વસુદેવ** નામ એ

વનમાંહે રમતા હોય બાંધવ પુણ્યયોગે ગુરુ મળ્યા
વૈરાગ્ય પામી ભોગ વામી ધર્મધામી સંચર્યા ૪
લઘુ બાંધવ રે ગુણવંત ગુરુપદવી લહે
પણ સવ મુનિને રે સારણ-વારણ નિતુ દીએ
કર્મયોગે રે અશુભ ઉદય થયો અન્યદા
સંથારે રે પોરિસી ભણી પોઢ્યા યદા ૫
સર્વઘાતી નિંદ વ્યાપી સાધુ માગે વાયણા
ઉંઘના અંતરાય થાતા સૂરિ હુઆ દુમણા
જ્ઞાન-ઉપર દ્વેષ જાગ્યો, લાગ્યો મિથ્યા-ભૂતડો
પુણ્ય-અમૃત ઢોળી નાખ્યું ભર્યો પાપતણો ઘડો ૬
મન ચિંતવે રે "ક્યા મુજ લાગ્યું પાપ રે ?
શ્રુત અભ્યાસ્યો રે તો એવડો સંતાપ રે
મુજ બાંધવ રે ભોયણ-સયણ સુખે કરે
મુરખનાં રે આઠ ગુણ મુખ ઉચ્ચરે" ૭
બાર વાસર કોઈ મુનિને વાયણા દીધી નહિ
અશુભ ધ્યાને આયુ પૂરી ભૂપ ! તુજ નંદન સહિ
જ્ઞાનવિરાધન મૂઢ, જડપણું, કોઢની વેદન લહિ
વૃદ્ધ બાંધવ માન-સરવર હંસગતિ પામ્યો નહિ" ૮
વરદત્તને રે જાતિસમરણ ઉપન્યું
ભવ દીઠો રે ગુરુ પ્રણમી કહે શુભ મનો
"ધન્ય ગુરુજી રે ! જ્ઞાન જગત્રયદીવડો
ગુણ-અવગુણ રે ભાસન જે જગ પરવડો ૯
જ્ઞાન સાધન સિદ્ધિસાધન જ્ઞાન કહો કેમ આવશે ?"
ગુરુ કહે "તપથી પાપ નાસે, દાહ જેમ ઘન તાવડે"

ભૂપ પભણે “પુત્રને પ્રભુ ! તપની શક્તિ ન એવડી”
ગુરુ કહે “પંચમી તપ આરાધો સંપદા લ્યો એવડી” ૧૦

૫

સદ્‌ગુરુ વયણ સુધારસેરે, ભેદી સાતે સાત–તપશું રંગ લાગ્યો
**ગુણમંજરી વરદત્તનોરે**, નાઠો રોગ મિથ્યાત્વ–તપશું. ૧
પંચમી તપ મહિમા ઘણોરે, પ્રસર્યો મહિયલ–માંહી–ત૦
કન્યા સહસ સયંવરારે, **વરદત્ત** પરણ્યો ત્યાંહી– તપશું. ૨
ભૂપે કીધો પાટવીરે, આપ થયો મુનિ ભૂપ–ત૦
**ભીમ–કાંત** ગુણે કરીરે, **વરદત્ત** રવિ શશી રૂપ–તપશું. ૩
રાજ રમા રમણી તણારે, ભોગવે ભોગ અસંખ–ત૦
વરસે વરસે ઉજવેરે, પંચમી તેજ પ્રચંડ– તપશું. ૪
ભુક્તભોગી થયો, **મંજરીરે**, પાળે વ્રત ખટકાય–ત૦
**ગુણમંજરી જિનચંદ્રને**રે, પરણાવે નિજ તાય–તપશું. ૫
સુખ વિલસી થઈ સાધવીરે, **વૈજયંતે** હોય દેવ–ત૦
**વરદત્ત** પણ ઉપન્યોરે, જિહાં **સિમંધર** દેવ— તપશું. ૬
**અમરસેન** રાજા ઘરેરે, **ગુણવંતી** નારી પેટ–ત૦
લક્ષણ–લક્ષિત રાયનેરે, પુણ્યે કીધો ભેટ— તપશું. ૭
**સુરસેન** રાજા થયોરે, સો કન્યા ભરતાર–ત૦
**સીમંધર** સ્વામી કનેરે, સુણી પંચમી–અધિકાર—તપશું. ૮
તિહાં પણ તે તપ આદર્યું રે, લોક સહિત ભૂપાળ–ત૦
દશ હજાર વરસાં લગેરે, પાળે રાજ્ય ઉદાર— તપશું. ૯
ચાર મહાવ્રત ચોંપશુંરે, શ્રી **જિનવરની** પાસ–ત૦
**કેવળધર** મુક્તિ ગયોરે, સાદિ અનંત નિવાસ— તપશું. ૧૦
**રમણી** વિજય **શુભા** પુરીરે, **જંબુવિદેહ** મઝાર–ત૦

## કળશ

ઇય **વીર** લાયક વિશ્વનાયક સિદ્ધિદાયક સંસ્તવ્યો
**પંચમી** તપ સ્તવન **ટોડર** ગુંથી જિનકંઠે ઠવ્યો
પુણ્ય **પાટણ** ક્ષેત્ર માંહે **સત્તર ત્રાણું** સંવત્સરે
શ્રી **પાર્શ્વ** જન્મ કલ્યાણ દિવસે સકળ ભવિ મંગળ કરે ૧

૨

**પંચમી તપ** તમે કરોરે પ્રાણી, જેમ હોય નિર્મળ જ્ઞાન રે
પહેલું **જ્ઞાન** ને પછી **કિરિયા,** નહિ કોઈ **જ્ઞાન**-સમાનરે-પં. ૧
**નંદીસૂત્રમાં** જ્ઞાન વખાણ્યું, જ્ઞાનના પાંચ પ્રકાર રે
**મતિશ્રુત અવધિ ને મનઃપર્યવ, કેવળ** એક ઉદારરે પં. ૨
**મતિ** અઠ્ઠાવીશ **શ્રુત** ચઉદહ વીશ, **અવધિ** છ અસંખ્ય પ્રકારરે
દોય ભેદે **મનઃપર્યવ** દાખ્યું **કેવળ** એક ઉદારરે- પં. ૩
ચંદ્ર સૂર્ય ગ્રહ નક્ષત્ર તારા એકથી એક અપારરે
**કેવળજ્ઞાન** સમું નહિ કોઇ, લોકાલોક-પ્રકાશરે— પં. ૪
**પાર્શ્વનાથ** પસાય કરીને, માહરી પૂરો ઉમેદરે
**સમયસુંદર** કહે હું પણ પામું, જ્ઞાનનો **પાંચમો** ભેદરે-પં. ૫

## આઠમનાં સ્તવન-૨

૧

### ઢાળ પહેલી

હાંરે મારે ઠામ ધરમના સાડા પચવીશ દેશજો
દીપે રે તિહાં દેશ **મગધ** સૌમાં શિરે રે લોલ
હાંરે મારે નગરી તેહમાં **રાજગૃહી** સુવિશેષ જો
રાજે રે તિહાં **શ્રેણિક** ગાજે ગજ પરે રે લોલ ૧

હારે મારે ગામ નગર પુર પાવન કરતા નાથ જો
વિચરતા તિહા આવી **વીર** સમોસર્યા રે લોલ
હારે મારે ચૌદ સહસ **મુનિવરના** સાથે સાથ જો
સૂધા રે તપ સયમ શીયલે અલકર્યા રે લોલ ૨
હારે મારે ફૂલ્યા રસભર ઝુલ્યા વણ કહણ જો
જાણુ રે **ગુણશીલવન** હસી રોમચિયો રે લોલ
હારે મારે વાયા વાય સુવાય તિહા અવિલબ જો
નામ રે પરમલ ચિહુ પાસે સચિયો રે લોલ ૩
હારે મારે દેવ ચતુર્વિધ આવે કોડા કોડ જો
ત્રિગડુ રે **મણિ હેમ રજતનુ** તે રચે રે લોલ
હારે મારે ચોસઠ સુરપતિ સેવે હોડા હોડ જો
આગે રે રસ લાગે ઇંદ્રાણી નચે રે લોલ ૪
હારે મારે મણિમય હેમ સિહાસન બેઠા આપ જો
ઢાળે સુર ચામર મણિરત્ને જડચા રે લોલ
હારે મારે સુણતા દુદભિનાદ ટળે સવિ તાપ જો
વરસે રે સુરફૂલ સરસ જાનુ અડયા રે લોલ ૫
હારે મારે તાજે તરે ગાજે ઘન જેમ લુબજો
ગાજે રે જિનરાજ સમાજે ધર્મને રે લોલ
હારે મારે નિરખી હરખી આવે જન મન લુબજો
પોપટ રે રમ ન પડે ટાપે ભર્મમા રે લોલ ૬
હારે મારે **આગમ (ન) જાણી જિનનુ શ્રેણિકરાય** જો
આવ્યો રે પરવર્યો હય ગય રથ પાયગે રે લોલ
હારે મારે દઇ પ્રદક્ષિણા વદી બેઠો ઠાય જો
સુણવા રે જિનવાણી મોટે ભાયગે રે લોલ ૭

**પાર્શ્વજિન** એહ તિથે સિદ્ધલા, **સાતમા** જિન ચ્યવન માણરે-૧૦
એહ તિથિ સાધતો રાજીયો, **દંડવીરજ** લહ્યો મુક્તિરે
કર્મ હણવાભણી અષ્ટમી, કહે સૂત્ર નિર્યુક્તિરે— વિ૦ ૧૧
અતિત અનાગત કાળના, જિનતણા કોઇ કલ્યાણ રે
એહ તિથે વળી ઘણા સંયમી પામશે પદ નિરવાણરે– વીર૦ ૧૨
ધર્મવાસિત પશુ પખીયા, એહ તિથે કરે ઉપવાસ રે
વ્રતધારી જીવ પોસહ કરે, જેહને ધર્મ અભ્યાસરે"–વીર૦ ૧૩
ભાખીયો **વીરે આઠમતણો**, ભવિકહિત એ અધિકારરે
જિનમુખે ઉચ્ચરી પ્રાણીયા, પામશે ભવતણો પારરે–વીર૦ ૧૪
એહથી સંપદા સવિ લહે, ટળે કષ્ટની કોડી રે
સેવજો શિષ્ય **બુધપ્રેમનો**, કહે કાંતિ કર જોડીરે–વીર૦ ૧૫

કળશ

ઈમ ત્રિજગભાનન અચલશાસન **વર્દ્ધમાન** જિનેશ્વરુ
બુધ પ્રેમ ગુરુ સુપસાય પામી સંથુણ્યો અલવેસરુ
જિનગુણપ્રસંગે ભણ્યો રંગે સ્તવન એ **આઠમતણો**
જે ભવિક ભાવે સુણે, ગાવે, કાંતિ સુખ પાવે ઘણો ૧

ઢાળ પહેલી

શ્રી રાજગૃહી શુભ ઠામ અધિક દીવાજે ગાજે રે
વિચરંતા વીરજિણંદ અતિશય છાજે રે
ચોત્રીશ અને પાત્રીશ વાણી ગુણ લાવે રે
પાઉધર્યા, વધામણી જાય, શ્રેણિક આવે રે
નિદ્રા ચોસઠ સુરપતિ આવીને ત્રિગડું બનાવે
તેમાં બેસીને ઉપદેશ પ્રભુજી સુણાવે

સુરનર ને તિર્યંચ નિજ નિજ ભાષારે
તિહાં સમજીને ભવતીર પામે ગુણ ખાસારે
તિહાં ઇંદ્રભૂતિ ગણધાર શ્રીગુરુ **વીરને** રે
પૂછે **અષ્ટમીનો** મહિમાય "કહો પ્રભુ અમને રે"
તવ ભાખે **વીરજિણંદ** "સુણો સહુ પ્રાણી ! રે
**આઠમદિન** જિનનાં કલ્યાણ ધરો ચિત્ત આણી રે 3

### ઢાળ **બીજી**

શ્રી **ઋષભનું** જન્મ કલ્યાણ રે, વળી ચારિત્ર લહ્યું ભલે વાનરે
ત્રીજા **સંભવનું** ચ્યવન કલ્યાણ ભવિજન ! અષ્ટમીતિથિ સેવોરે
એ છે શિવવધૂ વરવાનો મેવો— ભવિજન૦ ૧
શ્રીઅજિતસુમતિનમિ જનમ્યારે, અભિનંદનશિવપદપામ્યારે
જિન **સાતમા** ચ્યવન દીપાવ્યા— ભવિજન૦ ૨
વીશમા જિન **સુવ્રત સ્વામીરે**, તેનો જન્મ હોય ગુણધામીરે
બાવીશમાં **શિવવિશરામી**— ભવિજન૦ ૩
**પારસજિન** મોક્ષ મહંતારે, ઇત્યાદિક જિન ગુણવંતારે
કલ્યાણક મોક્ષ મહંતા— ભવિજન૦ ૪
શ્રી **વીરજિણંદની** વાણીરે, નિસુણી સમજ્યા ભવિપ્રાણીરે
આઠમદિન અતિ ગુણખાણી— ભવિજન૦ ૫
આઠ કર્મ તે દૂર પલાયરે, એથી અડસિદ્ધિ અડબુદ્ધિ થાયરે
તે કારણ સીંચો ગુણ-લાય— ભવિજન૦ ૬
શ્રી **ઉદયસાગર** સૂરિ રાયારે, ગુરુશિષ્ય વિવેકી ધ્યાયારે
તસ **ન્યાયસાગર** જય થાય— ભવિજન૦ ૭

## એકાદશીના સ્તવન-૧

જગપતિ ! નાયક **નેમિ** જિણંદ, **દ્વારિકા** નગરી સમોસર્યા

જગપતિ ! વદવા કૃષ્ણ નરિંદ, જાદવ કોડશુ પરિવર્યો ૧
જગપતિ ! ધી ગુણ ફૂલ અમૂલ, ભક્તિગુણે માલા રચી
જગપતિ ! પૂજી, પૂછે કૃષ્ણ, ક્ષાયિક સમકિત શિવરુચિ ૨
"જગપતિ ! ચારિત્ર ધર્મ અશક્ત, રક્ત આરંભ પરિગ્રહે
જગપતિ ! મુજ આતમ ઉદ્ધાર, કારણ તુમ વિણ કોણ કહે ? ૩
જગપતિ ! તુમ સરિખો મુજ નાથ, માથે ગાજે ગુણનીલો
જગપતિ ! કોઈ ઉપાય બતાવ, જેમ કરું શિવબધૂ કતલો" ૪
"નરપતિ ! ઉજ્જવલ માગશિર માસ, આરાધો એકાદશી
નરપતિ ! એકસો ને પચાસ, કલ્યાણક તિથિ ઉલ્લસી ૫
નરપતિ ! દશ ક્ષેત્રે ત્રણ કાલ, ચોવિશી ત્રીશે મલી
નરપતિ ! નેવુ જિનના કલ્યાણ, વિવરી કહુ આગળ વળી ૬
નરપતિ ! અર-દીક્ષા નમિ-નાણ, મલ્લી-જન્મ-વ્રત-કેવલી
નરપતિ ! વર્તમાન ચોવીશી-માંહે કલ્યાણ કહ્યા વલી ૭
નરપતિ ! મૌનપણે ઉપવાસ, દોઢસો જપમાલા ગણો
નરપતિ ! મન વચ કાય પવિત્ર, ચરિત્ર સુણો સુવ્રત તણો ૮
નરપતિ ! દાહિણ ધાતકીખંડ પશ્ચિમ દિશિ ઇક્ષુકારથી
નરપતિ ! વિજયપાટણ અભિધાન, સાચો નૃપ પ્રજાપાલથી ૯
નરપતિ નારી ચંદ્રાવતી તાસ, ચંદ્રમુખી ગજગામિની
નરપતિ ! શ્રેષ્ઠી શૂર વિખ્યાત, શિયલે સલીલા કામિની ૧૦
નરપતિ ! પુત્રાદિક પરિવાર, સાર બધણ્ય ચીવર ધરી
નરપતિ ! જાયે નિત્ય જિનગેહ, નમન સ્તવન પૂજા કરે ૧૧
નરપતિ ! પાપે પાત્ર સુપાત્ર, સામાયિક પોષધ કરે
નરપતિ ! દેવવંદન આવશ્યક, કાલવેલાએ અનુસરે" ૧૨

## શ્રી વીશસ્થાનકનું સ્તવન-૧

હાંરે મારે પ્રણમું સરસ્વતી માગું વચન વિલાસ જો
વીશેરે તપ સ્થાનિક મહિમા ગાઇશુંરે લોલ
હાંરે મારે પ્રથમ અરિહંત પદ, લોગસ્સ ચોવીશ જો
બીજેરે સિદ્ધસ્થાનક પન્નર ભાવશુંરે લોલ ૧
હાં૦ ત્રીજે પવયણશું ગણુશો લોગસ્સ સાત જો
ચઉથેરે આયરિયાણું છત્રીશનો સહીરે લોલ
હાં૦ મારે થેરાણું પદ પાંચમે દશ ઉદાર જો
છઠ્ઠેરે ઉવજ્ઝાયાણું પચવીશનો સહીરે લોલ ૨
હાં૦ સાતમે નમો લોએ સવ્વસાહુ સત્તાવીશ જો
આઠમે નમો નાણસ્સ પંચે ભાવશુરે લોલ
હાં૦ નવમે દરિસણ અડસઠ મનને ઉદાર જો
દશમે નમો વિણયસ્સ દશ વખાણીએરે લોલ ૩
હાં૦ અગીઆરમે નમો ચારિત્તસ્સ લોગસ્સ સત્તર જો
બારમે નમો બંભસ્સ નવ ગુણે સહીરે લોલ
હાં૦ કિરિયાણું પદ તેરમે વળી પચવીશ જો
ચઉદમે નમો તવસ્સ બાર ગુણે સહીરે લોલ ૪
હાં૦ પંદરમે નમો ગોયમસ્સ અઠ્ઠાવીશ જો
નમો જિણાણું ચઉવ્વીશ ગણશું સોળમેરે લોલ
હાં૦ સત્તરમે નમો ચારિત્ત લોગસ્સ સિત્તેર જો
નાણસ્સનો પદ ગણશું એકાવન અઢારમેરે લોલ ૫
હાં૦ ઓગણીશમે નમો સુઅસ્સ વીશ પિસ્તાલીશ જો
વીશમે નમો તિત્થસ્સ વીશ ભાવશુંરે લોલ
હાં૦ તપનો મહિમા ચારશેં ઉપર વીશ જો

**પદ માસે** એક ઓળી પૂરી કીજીએ રે લોલ ૬
હાં૦ તપ કરતા વળી ગણીએ **હોય હજાર જો**
**નવકારવાળી વીશે સ્થાનક** ભાવશુ રે લોલ
હાં૦ **પ્રભાવના સઘ સાહમિવચ્છલ** સાર જો
જમણા-વિધિ કીજીએ વિનય લીજીએ રે લોલ ૭
હાં૦ તપનો મહિમા કહે શ્રી **વીર જિનરાય** જો
વિસ્તારે ઇમ સબધ **ગોયમ સ્વામીને રે** લોલ
હાં૦ તપ કરતા વળી **તીર્થંકર પદ** હોય જો
દેવ ગુરુ ઇમ **કાતિ** સ્તવન સોહામણો રે લોલ ૮

## શ્રી સિદ્ધચક્રનાં સ્તવન-૨

૧

ઓ ભવિ પ્રાણીરે ! સેવો, **સિદ્ધચક્ર**ધ્યાનસમો નહિ મેવો
જે **સિદ્ધચક્ર** આરાધે, તેની કીરતી જગમા વાધે-ઓ ! ભવિ૦ ૧
પહેલે પદેરે **અરિહંત, બીજે સિદ્ધ** બુદ્ધ ધ્યાન મહંત
ત્રીજે પદે રે **સૂરીશ્વર, ચોથે** ઉવજ્ઝાય, ને **પાચમે મુનીશ્વર**
ઓ ! ભવિ૦ ૨
**છઠ્ઠે દરશન** કીજે, **સાતમે જ્ઞાનથી** શિવસુખ લીજે
**આઠમે ચારિત્ર** પાળો, **નવમે તપથી** મુક્તે જાવો-ઓ ! ભવિ૦ ૩
**ઓળી આંબેલ**ની કીજે, **નવકારવાળી વીશ** ગણીજે
ત્રણે ટંકના રે **દેવ, પડિલેહણ, પડિક્કમણા, આંબેલ**-ઓ ! ભ૦ ૪
ગુરુમુખ કિરિયા રે કીજે, દેવગુરુ ભક્તિ ચિત્તમા ધરીજે
એમ કહે **રામનો** શિષ્ય, **ઓળી** ઉજવજો જગદીશ-ઓ ! ભ૦ ૫

૨

સિદ્ધચક્ર વર સેવા કીજે, નરભવ લાહો લીજેજી,
વિધિપૂર્વક આરાધન કરતા, ભવ ભવ પાતક છીજે

ભવિજન, ભજીએજી, અવર અનાદિની આશ નિતનિત તજીએજી ૧
દેવના દેવ દયા કર ઠાકર, ચાકર સુર નર ઇંદાજી;
ત્રિગડે ત્રિભુવન નાયક બેઠા, પ્રણમો શ્રી **જિનચંદા**—ભવિ૦ ૨
અજ, અવિનાશી, અકળ, અજરામર, કેવળ દંસણ નાણીજી:
અવ્યાબાધ, અનંતુ વીરજ, **સિદ્ધ** પ્રણમો ગુણખાણી- ભવિ૦ ૩
વિદ્યા, સૌભાગ્ય લક્ષ્મી. પીઠ, મંત્રરાજ યોગ પીઠજી;
સુમેરુ પીઠ એ પંચ પ્રસ્થાને, નમો **આચારજ** ઇટ્ઠ- ભવિ૦ ૪
**અંગ, ઉપાંગ, નંદી, અનુયોગા, છ છેદ, ને મૂળ ચારજી;**
**દશ પાયન્ના**, એમ પણયાલીસ, **પાઠક** તેહના ધરે— ભવિ૦ ૫
વેદ ત્રણ, ને હાસ્યાદિક ષટ, મિથ્યાત્વ, ચાર કષાયજી;
ચૌદ અભ્યંતર, નવવિધ બાહ્યની, ગ્રંથિ તજે **મુનિરાય**-ભવિ૦ ૬
ઉપશમ, ક્ષય-ઉપશમ, ને ક્ષાયિક, **દર્શન** ત્રણ પ્રકારજી;
શ્રદ્ધાપરિણતિ આતમકેરી, નમીએ વારંવાર— ભવિ૦ ૭
અઠ્ઠાવીશ, ચૌદ, ને ષટ, દુગ, એક, **મત્યાદિકના** જાણજી;
એમ એકાવન ભેદે પ્રણમો, સાતમે પદ **વર નાણ**—ભવિ૦ ૮
નિવૃત્તિ ને પ્રવૃત્તિ ભેદે, ચારિત્ર છે વ્યવહારજી;
નિજગુણસ્થિરતા **ચરણ** તે પ્રણમો, નિશ્ચય શુદ્ધપ્રકાર-ભવિ૦ ૯
બાહ્ય, અભ્યંતર, તપ, સંવર, સમતા નિર્જરાહેતુજી;
તે **તપ** નમીએ ભાવ ધરીને, ભવસાગરમાં સેતુ— ભવિ૦ ૧૦
એ **નવ** પદમાં પણ છે ધર્મી, ધર્મ તે વરતે ચારજી;
દેવગુરુ ને ધર્મ તે એહમાં, દો, તીન, ચાર પ્રકાર—ભવિ૦ ૧૧
મારગદેશક અવિનાશીપણું, આચાર વિનય સંકેતજી;
સહાયપણું ધરતા સાધુજી, પ્રણમો એહિજ રીતે—ભવિ૦ ૧૨
**વિમલેશ્વર** સાન્નિધ્ય કરે તેહની, **ઉત્તમ** જે આરાધેજી;
**પદ્મવિજય** કહે તે ભવિ પ્રાણી, નિજઆતમહિત સાધે-ભ૦ ૧૩

# દીવાળીનાં સ્તવન-૨

૧

માર્ગદેશક મોક્ષનો રે કેવળજ્ઞાન નિધાન
ભાવદયાસાગર પ્રભુ રે, પરઉપગારી પ્રધાનો રે—
**વીરપ્રભુ** સિદ્ધ થયા, સંઘ સકળ આધારો રે
હવે ઇણ **ભરતમાં**, કોણ કરશે ઉપગારો રે ?—વી૦ ૧
નાથવિહૂણું સૈન્ય જ્યું રે, અગહો પરહો અથડાય
**વીરવિહૂણા** જીવડા રે, આકુળ વ્યાકુળ થાય રે— વીર૦ ૩
સંશયછેદક **વીરનો** રે, વિરહ તે કેમ ખમાય ?
જે દીઠે સુખ ઉપજે રે, તે વિણ કેમ રહેવાય રે ?—વીર૦ ૪
નિર્યામક ભવસમુદ્રનો રે, ભવઅટવી સત્થવાહ
તે પરમેશ્વર વિણ મળે રે, કેમ વાધે ઉત્સાહ રે ?—વીર૦ ૫
વીરથકા પણ શ્રુતતણો રે, હતો પરમ આધાર
હવે ઇહાં શ્રુત આધાર છે રે, અહો **જિનમુદ્રા** સાર રે !—વીર૦ ૬
ત્રણકાળે સવિ જીવને રે, **આગમથી** આણંદ
સેવો ધ્યાવો ભવિજના રે, **જિનપડિમા** સુખકંદો રે- વીર૦ ૭
**ગણધર આચારજ મુનિ** રે, સહુને ઇણીપરે સિદ્ધ
ભવભવ આગમસંગથી રે, **દેવચંદ્ર** પદ લીધ રે— વીર૦ ૮

૨

મારે **દીવાળી** રે થઈ આજ, પ્રભુમુખ જોવાને
સર્યાં સર્યાં રે સેવકના કાજ, ભવદુઃખ ખોવાને
**મહાવીરસ્વામી** મુગતે પહોંચ્યા, ગૌતમ કેવળજ્ઞાન રે
**ધન્ય અમાવસ્યા ધન્ય દીવાળી મહાવીર** પ્રભુ નિર્વાણ—જિન૦૧
ચારિત્ર પાળી નિરમળું રે, ટાળ્યા વિષય કષાય રે
એવા મુનિને વંદીએ જે ઉતારે ભવપાર— જિન૦ ૨

બાકુળ વહોર્યા **વીરજિને**, તારી **ચંદનબાળ** રે
કેવળ લઇ પ્રભુ મુગતે પહોંચ્યા, પામ્યા ભવનો પાર–જિન૦ ૩
એવા મુનિને વંદીએ જે, પંચજ્ઞાનને ધરતા રે
સમવસરણે દઇ દેશના પ્રભુ, તાર્યા નર ને નાર— જિન૦ ૪
ચોવીશમા જિનેશ્વરુ ને મુક્તિતણા દાતાર રે
કર જોડી કવિ એમ ભણે પ્રભુ ! દુનિયાફેરો ટાળ-જિન૦ ૫

## શ્રી સિદ્ધ ભગવાનનું સ્તવન-૧

**સિદ્ધ** જગતશિરે શોભતાં, રમતાં આતમરામ
લક્ષ્મીલીલાની લહેરમાં, સુખિયા છે શિવઠામ—
**સિદ્ધની** શોભા રે શી કહું ? ૧
મહાનંદ: અમૃતપદ: નમો **સિદ્ધ:** કૈવલ્ય: નામ
અપુનર્ભવ: બ્રહ્મપદ: વળી, અક્ષય-સુખ: શિવરામ:-સિદ્ધની૦ ૨
સંશ્રય: નિ:શ્રેય: અક્ષરા:, દુ:ખ-સમસ્તની હાણ:
નિવૃત્તિ: અપવર્ગતા: મોક્ષ: મુક્તિ: નિર્વાણ:— સિદ્ધની૦ ૩
અચળ: મહોદયપદ: લહ્યું, જોતાં જગતના ઠાઠ
નિજ નિજ રૂપે રે જુજુઆ, વીત્યાં કર્મ તે આઠ-સિદ્ધની૦ ૪
અ-ગુરુ-લઘુ અવગાહના, નામે વિકસે વદન
**શ્રી શુભ વીરને** વંદતાં, રહીએ સુખમાં મગન- સિદ્ધની૦ ૫

## શ્રી પર્યુષણ પર્વનું સ્તવન-૧

સુણજો સાજન સંત ! **પજુસણ** આવ્યા રે
તમે પુણ્ય કરો પુણ્યવંત ! ભવિક ! મન ભાવ્યાં રે
**વીર જિણેસર** અતિ અલવેસર
વહાલા ! મારા પરમેશ્વર એમ બોલે રે

"પર્વમાહે પજુસણ મહોટા,
અવર ન આવે તમ તોલે રે—પજુ૦ ૧
ચૌપદમા જેમ કેસરી મોટો
વા૦ ખગમા ગરુડ કહીએ રે
નદીમાહે જેમ ગંગા મોટી
નગમા મેરુ લહીએરે— પજુ૦ ૨
ભૂપતિમા ભરતેસર ભાખ્યો
વા૦ દેવમાહે સુરઇદ્ર રે
તીર્થમા શેત્રુંજો દાખ્યો
ગ્રહગણમા જેમ ચંદ્ર રે"— પજુ૦ ૩.
દશરા દીવાળી ને વળી હોળી
વા૦ અખાત્રીજ દીવાસો રે
બળેવ પ્રમુખ બહુલા છે બીજા
પણ નહિ મુક્તિનો વાસો રે— પજુ૦ ૪
તે માટે તમે અમર પળાવો
વા૦ અઠ્ઠાઇમહોત્સવ કીજે રે
અઠ્ઠમ તપ અધિકાઇએ કરીને
નરભવ લાહો લીજે રે— પજુ૦ ૫
ઢોલ દદામા ભેરી નફેરી
વા૦ કલ્પસૂત્રને જગાવો રે
ઝાંઝના ઝમકાર કરીને
ગોરીની ટોળી મળી આવો રે—પજુ૦
સોના રૂપાના ફૂલડે વધાવો
વા૦ કલ્પસૂત્રને પૂજો રે
નવવખાણ વિધિએ સાંભળતાં

પ્રગટ મેવાસી [illegible] — પ્રભુ૦ ૭
એમ અઠ્ઠાઇનો મહોત્સવ કરતાં;
[illegible] — ૮
વિશુદ્ધવિમળાવર [illegible]
નવનિધિ ઋદ્ધિ સિદ્ધિ વરીયા રે — પ્રભુ૦ ૯

## શ્રી મહાવીર સ્વામિનું હાલરડું.

માતા ત્રિશલા ઝુલાવે પુત્ર પારણે;
ગાવે "હાલો, હાલો" હાલરવાનાં ગીત
સોના-રૂપા ને વળી રતને જડીયું પારણું;
રેશમ દોરી ઘુઘરી વાગે છમ છુમ રીત,
"હાલો, હાલો, હાલોરે મારા નંદને" — ૧
"જિનજી પાસ પ્રભુથી વરસ અઢીસેં અંતરે;
હોશે ચોવીશમો તીર્થંકર જિન પરિણામ"
કેશી સ્વામી મુખથી એહવી વાણી સાંભળી,
સાચી સાચી હુઈ તે મ્હારે અમૃતવાણ — હાલો૦ ૨
ચૌદે સ્વપ્ને હોવે ચક્રી — જિનરાજ;
વીત્યા બારે ચક્રી, નહિ હવે ચક્રી રાજ,
જિનજી પાસ પ્રભુના શ્રી કેશી ગણધાર.
તેહને વચને માન્યા "ચોવીશમા જિનરાજ" — હાલો૦ ૩
મ્હારી કુખે આવ્યા ત્રણભુવન શિરતાજ;
મ્હારી કુખે આવ્યા તારણ તરણ ઝહાજ.
હું તો પુણ્ય પનોતી ઈંદ્રાણી થઇ આજ,
મુજ ડોહલા ઉપન્યા "બેસું ગજ અંબાડીયે,

સિંહાસન પર બેસુ, ચામર છત્ર ધરાય"
એ મહુ લક્ષણ મુજને નંદન ! તારા તેજના,
તે દિન મભારુ ને આનંદ અંગ ન માય— હાલો૦ ૪
કરતલ પગતલ લક્ષણ એકહજાર ને આઠ છે,
તેહથી નિશ્ચય જાણ્યા "જિનવર શ્રી જગદીશ,"
નંદન ! જમણી જંઘે લંછન સિંહ બિરાજતો,
મેં તો પહેલે સુપને દીઠો વીશવા વીશ— હાલો૦ ૫
નંદન ! નવલા બંધવ **નંદિવર્દ્ધનના** તમે છો,
નંદન ! ભોજાઈઓના દેવર છો સુકુમાલ,
હસશે, ભોજાઈઓ કહી 'દીયર માના લાડકા,'
હસશે, રમશે ને વળી ચુટી ખણશે ગાલરે,
હસશે રમશે ને વળી ઠુંસા દેશે ગાલ— હાલો૦ ૬
નંદન ! નવલા **ચેડારાજાના** ભાણેજ છો,
નંદન ! નવલી પાચશે મામીના ભાણેજ છો,
નંદન ! મામલીયાના ભાણેજ સુકુમાલ,
હસશે હાથ ઉછાળી કહીને 'નાના ભાણેજા,'
આવ્યો આજીને વળી ટપકુ કરશે ગાલરે— હાલો૦ ૭
નંદન ! મામા-મામી લાવશે ટોપી, આંગલાં,
રતને જડીયા ઝાલર મોતી, કસબી કોર,
નીલા, પીલા ને વળી રાતા સરવે જાતિના,
પહેરાવશે મામી મારા નંદકિશોર રે— હાલો૦ ૮
નંદન ! મામા-મામી સુખડલી બહુ લાવશે,
નંદન ! ગજુએ ભરવા લાડુ મોતીચૂર,
નંદન ! મુખડાં જોઈને લેશે મામી ભામણાં,
નંદન ! મામી કહેશે 'જીવો સુખ ભરપૂર'— હાલો૦ ૯

નંદન ! નવલા **ચેડા** મામાની સાતે સતી,
મારી ભત્રીજી ને બ્હેન તમારી નંદ !
તે પણ ગજાુએ ભરવા લાખણસાઇ લાવશે,
તુમને જોઇ જોઈ હોશે અધિકો પરમાનંદ !— હાલો૦ ૧૦
રમવા કાજે લાવશે લાખ ટકાનો ઘુઘરો,
વળી સુડા, મેના, પોપટ, ને ગજરાજ,
સારસ, કોયલ, હંસ, તીતર, ને વળી મોરજી,
મામી લાવશે રમવા નંદ ! તમારે કાજ— હાલો૦ ૧૧
**છપ્પન કુમરી** અમરી જલ કલશે નવરાવીઆ,
નંદન ! તમને અમને કેલિ ઘરની માંહ્ય,
ફૂલની વૃષ્ટિ કીધી યોજન એકને મંડલે,
"બહુ ચીરંજીવો" આશીષ દીધી તુમને ત્યાંહ— હાલો૦ ૧૨
તમને **મેરુગિરિ** પર **સુરપતિએ** નવરાવીઆ,
નિરખી નિરખી હરખી સુકૃત લાભ કમાય;
મુખડા ઉપર વારિ કોટિ કોટિ ચંદ્રમા,
વળી તન પર વારિ ગ્રહગણનો સમુદાય— હાલો૦ ૧૩
નંદન ! નવલા ભણવા નિશાળે પણ મૂકશું,
ગજ પર અંબાડી બેસાડી મોટે સાજ;
પસલી ભરશું શ્રીફળ, ફોફળ નાગરવેલશું,
સુખડલી લેશું નિશાળીઆંને કાજ— હાલો૦ ૧૪
નંદન ! નવલા મ્હોટા થાશો ને પરણાવીશું,
વહુ-વર સરખી જોડી લાવશું રાજકુમાર !
સરખા-સરખી વેવાઇ વેવણો પધરાવશું,
વહુ-વર પોંખી લેશું જોઇ જોઇને દેદાર— હાલો૦ ૧૫
પીયર-સાસર મારા બેઉ પખ નંદન !

ઉજળા માગી કુખે આવ્યા તાત ! પનોતાનંદ
મ્હારે આગણ આવ્યા તાત ! પનોતા નંદ !
મ્હારે આગણ વુઠ્યા અમૃત દુધે મેહુલા,
મ્હારા આગણ ફળીયા સુર તરુ સુખના કંદ"— હાલો૦ ૧૬
"એણી પેરે ગાયુ માતા ત્રિશલા સુતનુ હાલરુ,
જે કોઇ ગાશે, લેશે પુત્રતણા સામ્રાજ્ય"
બીલીમોરા નગરે વર્ણવ્યુ વીરનું હાલરુ,
જયજય મગલ હોજો દીપવિજય કવિરાય— હાલો૦ ૧૭

## શ્રી મહાવીર સ્વામિના સત્તાવીશ ભવનું સ્તવન-૧

### દોહા

વિમલ કમલ દલ લોયણા, દીસે વદન પ્રસન્ન,
આદર આણી વીરજિન, વાદી કરુ સ્તવન ૧
શ્રી ગુરુતણે પસાઉલે, સ્તવશુ વીરજિણંદ,
ભવસત્તાવીશ વર્ણવુ, સુણજો સહુ આણંદ ૨
સાભળતા સુખ ઉપજે, સમકિત નિર્મળ હોય,
કરતા જિનની સંકથા સફળ દહાડો સોય ૩

### ઢાળ પહેલી

મહાવિદેહ પશ્ચિમ જાણુ, નયસાર નામે વખાણુ,
નવગનો છે એ ગણો, અટવીગયો સપગણો— ૧
જમવા વેલાએ જાણી, ભક્તિ રમવની આણી
દાનની વાસના ભાવી, તપસ્વી જુવે છે ભાવી— ૨
માગ ભુલ્યા તે દેવ, મુનિ આવ્યા તતખેવ,
આહાર દીધો પાયલાગી, ઋષિની ભખ તૃષા નવિ ભાગી- ૩
પર્ન સુણ્યો મનરંગે સમકિત પામ્યો ચગે

ઋષિને ચાલતા જાણી, હૃયડે ઉલટ આણી— ૪
મારગ દેખાડ્યો વહેતો, પાછો વલીઓ એમ કહેતો.
**પહેલે** ભવે ધર્મજ પાવે, અંતે દેવગુરુને ધ્યાવે— ૫
**પંચપરમેષ્ઠિનું** ધ્યાન, **સૌધર્મ** પામ્યો વૈમાન.
આઉખું એક પલ્યોપમ, સુખ ભોગવી અનોપમ— ૬
ભવ **બીજે, ત્રીજે** આયો **ભરત** કુલે સુત જાયો,
ઓચ્છવ માંગલિક કીધું, નામ તે **મરિઅંચ** દીધું— ૭
વાધે સુરતરુ સરીખો, **આદિજિન** દેખીને હરખ્યો,
"અહો ! એ દેશના દીધી", ભાવે દીક્ષા ય લીધી,— ૮
જ્ઞાન ભણ્યો સુવિશેષ, વિહાર કરે દેશ-વિદેશ,
દીક્ષા દેહી એ ન જરે (?) અલગો સ્વામિથી વિચરે— ૯
"મહાવ્રત ભાર એ મોટો, હું પણ પુણ્યાઇએ છોટો,
ભગવું કાપડ કરશું, માથે છત્તર ધરશું— ૧૦
પાયે (ઉ) પાનહી પહેરશું, સ્નાન શુચિ જલે કરશું.
પ્રાણી થુલ નહિ મારું, ખુર મુંડ, ગેરીયું ધારું— ૧૧
જનોઈ સોવન કેરી, શોભા ચંદન ભલેરી,
હાથે ત્રિદંડીયું લેવું," મનમાંહે ચિંતવ્યું એહવું— ૧૨
**લિંગ કુલિંગનું** રચીઉ, સુખ કારણ એમચીઉ,
ગુણ સાધુના વખાણે, દીક્ષા પ્રયોગ તે જાણે— ૧૩
આણિ જતિઓને આપે, શુદ્ધી મારગ સ્થાપે,
સમવસરણ રચ્યું જાણી, વાંદે **ભરત** વિન્નાણી— ૧૪
બારે પર્ષદા રાજે, પૂછે **ભરત** એ "આજે-
કોઈ છે ? તુમ સરીખો," દાખ્યું "**મરીઅંચ** નીકો, ૧૫
પહેલો વાસુદેવ થાશે, ચક્રવર્તી **મુકાએ** વાસે,
ચોવીસમો એ તીર્થંકર, **વર્ધમાન** નામે જયંકર"— ૧૬

ઉલસ્યું **ભરતનું** હૈયું, જઇ **મરિઅચને** કહ્યું,
"તાતે પદવીઓ દાખી, **હરિ ચક્રી જિનપદ** ભાખી" ૧૭
ત્રણ પ્રદક્ષિણા દેઇ, વંદન વિધિશું કરેઇ,
સ્તવના કરે એમ દાહો, "પુત્ર ! ત્રિદંડી ન શહો- ૧૮
વાંદુ છું, એહ મરમ, થાશો જિનપતિ ચરમ,"
એમ કહી પાછો વલીઓ, ગર્વે **મરિઅ** ચિ ચડીઓ- ૧૯

ઢાળ બીજી

"**ઈક્ખાગ** કુલે હું ઉપનો, મારો ચક્રવર્તી તાતજી,
દાદો મારો જિન હુઓ, હું પણ ત્રિજગ વિખ્યાતજી,
અહો! અહો! ઉત્તમકુલ માહરું અહો! અહો! મુજ અવતારજી!"
નીચ ગોત્ર તિહાં બાંધીઉ, "જુઓ જુઓ કર્મ પ્રચારજી"- ૨
"**આ ભરતે પોતનપુરે ત્રિપૃષ્ઠ હરિ** અભિરામજી,
**મહાવિદેહક્ષેત્ર મૂકાપુરી ચક્રિ પ્રિયમિત્ર** નામજી-અહો૦ ૩
ચરમ તીર્થંકર થાયશું, હોશે ત્રિગડું સારજી,
સુરનર સેવા સારશે, ધન્ય ધન્ય મુજ અવતારજી"-અહો૦ ૪
ગહે મદ માતો એણી પરે, એક દિન રોગ અતીવજી,
મુનિજન સાર કો નવિ કરે, સુખ વાંછે નિજજીવજી-અહો૦ ૫
**કપિલ** નામે કોઇ આવીયો, પ્રતિબોધ્યો નિજ વાણીજી,
"સાધુ સમીપે દીક્ષા વરો, ધર્મ છે તેણે ઠામજી"- અહો૦ ૬
સાધુ સમીપે મોકલે, નવિ જાએ તે અજોગજી,
ચિંતે **મરિઅચ** નિજ મને, "દીસે છે મુજ જોગજી"-અહો૦ ૭
તવ તે વળતું બોલીયો, 'તુમ વાટે શું હોયજી ?"
"ભો! ભો! ધરમ ઇહાં અછે" ઉત્સૂત્ર ભાખ્યું સોયજી-અહો૦ ૮
તેણે સંસાર વધારીઓ, સાગર કોડા-કોડીજી,
લાખ ચોરાસી પૂરવ તણું, આયુ ત્રીજે ભવ જોડીજી-અહો૦ ૯

ભવ **ચોથે** સ્વર્ગ **પાંચમે**, સાગર સ્થિતિ દશ જાણજી;
કૌશિક દ્વિજ ભવ **પાંચમે**, લાખ એંશી પૂરવ માનજી-અ૦ ૧૦
**થુણા નયરીએ** દ્વિજ થયો, પૂરવ લાખ બહોંતેર સારજી;
હુઓ ત્રિદંડી **છઠ્ઠે** ભવે, **સાતમે** સોહમ અવતારજી-અ૦ ૧૧
અગ્નિદ્યોત **આઠમે** ભવે, સાઠ લાખ પૂરવ આયજી;
ત્રિદંડી થઇ વિચરે વલી, **નવમે** ઇશાને જાયજી—અહો૦ ૧૨
**અગ્નિભૂતિ દશમે** ભવે, **મંદિરપૂરિ** દ્વિજ હોયજી,
લાખ છપન્ન પૂરવ આઉખું, ત્રિદંડી થઇ મરે સોયજી-અ૦ ૧૩
**ઇગ્યારમે** ભવે તે થયો, સનત કુમારે દેવજી;
નયરી **શ્વેતંબીયે** અવતર્યો, **બારમે** ભવે દ્વિજ હેવજી-અ૦ ૧૪
ચુમાલીશ લાખ પૂરવ આઉખું, **ભારદ્વાજ** જસુ નામજી;
ત્રિદંડી થઇ વિચરે વલી, મહા ઇંદ્ર **તેરમે** ભવે ઠામજી-અ૦ ૧૫
**રાજગૃહી નયરી** ભવ **ચઉદમે**, થાવર **બ્રાહ્મણ** દાખજી;
ચોત્રીશ લાખ પૂરવ આંઉખો, ત્રિદંડી લિંગ તે ભાખજી અ૦ ૧૬
અમર થયો ભવ **પન્નરમે**, પાંચમે દેવલોકે દેવજી;
સંસાર ભમ્યો ભવ **સોલમે**, **વિશ્વભૂતિ** ક્ષત્રી હેવજી-અ૦ ૧૭

ઢાળ ત્રીજી

**વિશ્વભૂતિ ધારણી**નો બેટો, ભુજબલકુઠ સમૂલ સમેટો;
**સંભૂતિ** ગુરુને તેણે ભેટ્યો— ૧
સહસ વરસ તિહાં ચારિત્ર પાળી, લહી દીક્ષા આતમ અજુઆળી;
તપ કરી કાયા ગાળી— ૨
એક દિન ગાય ધસી સીંગાળી, પડ્યો ભૂમિ તસ ભાઇએ ભાળી;
તેહ શું બળ સંભાળી— ૩
ગરવે રીસ ચઢી વિકરાળી, શીંગ ધરી આકાશે ઉછાળી,
તસ બળ શંકા ટાળી— ૪

તિહા અણુઅણુ નિયાણુ કીધુ, તપ વેચી બળ માગી લીધુ,
અધો પ્રયાણુ કીધુ— ૫
**સત્તરમે** ભવે શુક્રે સુરવર, ચવી અવતરીયો જિહા **પોતનપુર**,
**પ્રજાપતિ–મૃગાવતી કુંવર**— ૬
ચોરાશી લાખ વરસનુ આયુ, સાત સુપન સૂચિત સુત જાયો,
**ત્રિપૃષ્ઠ વાસુદેવ** ગાયો— ૭
**ઓગણીશમે** ભવે **સાતમી** નરકે, તેત્રીશ સાગર આયુ અભગે,
ભોગવીઉં તનુ સગે— ૮
**વીશમે** ભવે સિંહ હિંસા કરતો, **એકવીશમે** ચોથી નરકે ફરતો,
વચ્ચે વચ્ચે ઘણા ભવ ભમતો— ૯
**બાવીશમે** ભવે નરળ સ્વભાવી, સુખ ભોગવતા જસ ગવરાવી,
પુણ્યે શુભ મતિ આવી— ૧૦
**ત્રેવીશમે** ભવે **મૂકાપુરી** સુખે, **ધન જય ધારણી**ની કુખે,
નર અવતરીયો સુખે— ૧૧
ચક્રવર્તિની પદવી લીધી, **પોટિલાચાર્ય** શુ મતિ બાધી,
શુભગતિ ક્રિરિયા સાધી— ૧૨
કોડી વરસ દીક્ષાનો જાણ, લાખ ચોરાશી પૂરવ પ્રમાણ,
આઉખુ પૂરુ જાણ— ૧૩
**ચોવીશમે** ભવે શુક્રે સુરવર, સુખ ભોગવીયા સાગર સત્તર,
તિહાથી ચવિયો અમર— ૧૪

ઢાળ ચોથી

આ **ભરતે છત્રિકાપૂરી**, **જિતશત્રુ-વિજયા** નારી મેરે લાલ,
**પચ્ચીશમે** ભવે ઉપનો, **નદન** નામ ઉદાર મેરેલાલ,
તીર્થંકર પદ બાધીયો— ૧

લેઈ દીક્ષા સુવિચાર મેરે લાલ, **વીશસ્થાનક** તપ આદર્યું;
હુઓ તિહાં જયજયકાર મેરે લાલ— તીર્થંકર૦ ૨
રાજ તજી દીક્ષા લીયે, **પોટીલાચાર્ય** પાસ મેરે લાલ.
માસ ખમણ પારણું કરે, અભિગ્રહવંત ઉલ્લાસ મેરે લાલ-તીર્થં૦ ૩
લાખ વરસ ઇમ તપ કર્યો, આળસ નહિય લગાર મેરે લાલ;
પરિગલ પુણ્ય પોતે કર્યું, વિકારયુ જિનપદ સાર મેરે લાલ-તી૦ ૪
માસ ખમણ સંખ્યા કહું, "લાખ અગ્યાર એંશી સહસ મેરેલાલ,
છસેંપીસ્તાલીશ ઉપરે, પંચદિન વૃદ્ધિ કરેશ મેરે લાલ—તી૦ ૫
પચવીશ લાખ વરસ આઉખું, માસ સંલેપણા કીધ મેરે લાલ,
ખમી-ખમાવી તે ચવ્યો, **દશમે** સ્વર્ગ ફલ લીધ મેરે લાલ-તી૦ ૬
**પુષ્ફોત્તરાવતંસકે**, વિમાન સાગર વીશ મેરે લાલ,
સુર ચવિયો સુખ ભોગવી, હુઆ એ ભવ **છવ્વીશ** મેરેલાલ-તી૦ ૭

## ઢાળ પાંચમી

**સત્તાવીશમો** ભવ સાંભળો તો,
ભમરહુલી રૂઅડું **માહણકુંડ** ગ્રામ તો,
**ઋષભદત્ત** બ્રાહ્મણ વસે તો, ભ૦ **દેવાનંદા** નામ તો— ૧
કર્મ રહ્યાં લવલેશ વલી તો, ભ૦ **મરિચંચિ** ભવનો જેહ તો,
**પ્રાણતકલ્પ** થકી ચવી તો, ભ૦ **દ્વિજકુલે** અવતર્યો તેહ તો- ૨
ચઉદ સુપન માતા લહે તો, ભ૦ આણંદ હુઓ બહુત તો,
ઇંદ્રે અવધિ જોઇયું તો, ભ૦ એહ અછેરા ભૂત તો— ૩
બ્યાશી દિન તિહાં કણે રહ્યા તો, ભ૦ ઈંદ્ર આદેશે દેવ તો,
**સિદ્ધાર્થ ત્રિશલા** કુખે તો, ભ૦ ગર્ભપાલટે તત ખેવ તો—૪
ચઉદ સુપન **ત્રિશલા** લહે તો, ભ૦ શુભ મુહૂર્તે જણ્યા જામતો,
જનમ મહોત્સવ તિહાં કરે તો, ભ૦ ઇંદ્ર ઇંદ્રાણી નામતો—૫

**વર્ધમાન** તસુ નામ દીએ તો, ભ૦ દેવે દીએ **મહાવીર** તો
દર્પ શુ પગણાવીયા તો, સુખ વીલસે ઘર **વીર** તો— ૬
માય તાય સુરલોક ગયા તો, જિન સાધે નિજકાજ તો,
**લોકાંતિક** સુર એમ કહે તો, ભ૦ "હવો દીક્ષા મહારાજ તો"-૭
વરસીદાન દેઈ કરી તો, ભ૦ લીધો સયમ ભાર તો,
એકાકી જિન વિહાર કરે તો, ભ૦ ઉપસર્ગનો નહિ પાર તો-૮
તપ ચઉવિહાર કર્યા ઘણા તો, ભ૦ **છ માસી** ચઉવિહાર તો,
બીજો **છ માસી** કર્યો તો, ભ૦ પચદિન ઉણા ઉદાર તો— ૯
**નવ તે ચોમાસી** કર્યા તો, ભ૦ **બે ત્રણ માસી** જાણ તો,
અઢીમાસી બે વાર કર્યા તો, ભ૦ બેમાસી છ વાર વખાણતો-૧૦
દેઢમાસી બે વાર કર્યા તો, ભ૦ માસ ખમણ કર્યા બાર તો
બહોતેર પાસખમણ કર્યાતો, ભ૦ છઠ્ઠ બસે ઓગણત્રીશ સારતો-૧૧
બાર વરસમા પારણા તો, ભ૦ ત્રણસેને ઓગણપચાશ તો,
નિદ્રા બે ઘડીની કરી તો, ભ૦ બેઠા નહીં બાર વરસતો-૧૨
કર્મ ખપાવી કેવલ લહ્યુ તો, ભ૦ ત્રિગડે પરખદા બારતો,
ગણધર પદની થાપના તો, જગ હુઓ જયજયકાર તો— ૧૩
ગણધરવર ઈગ્યાર હુઆ તો, ભ૦ ચઉદ સહસ સાધુ સુખકારતો,
છત્રીસ સહસ સાધવી હુઈ તો, ભ૦ શિયળ રયણ ભડાર તો-૧૪
એકલાખ ઓગણસાઠ હજાર કહ્યા તો, ભ૦ શ્રાવક સમકિત ધારતો
ત્રણલાખઅઢાર હજાર શ્રાવિકાતો, ભ૦ એ કહ્યો **વીર** પરિવારતો૧૫
બ્રાહ્મણ માતપિતા હુઆ તો, ભ૦ મોકલ્યા મુક્તિ મોઝાર તો
"સુપુત્ર આવો" ઈમ કહ્યો તો, ભ૦ સેવકની કરો સાર તો—૧૬
ત્રીસ વરસ ગૃહ વાસ વસ્યા તો ભ૦ બાર વરસ છદ્મસ્થ તો,
ત્રીસ વરસ કેવળ પર્યુ તો, ભ૦ બહોતેર વરસ સમસ્ત તો- ૧૭

એણીપેરે પાલી આઉખું તો, ભ૦ દિન દિવાલી જેહ તો;
મહાનંદ પદવી પામીયા તો, ભ૦ સમરું હું નિત્ય નેહતો- ૧૮
સંવત્ સોળ બાસઠ વર્ષે તો, ભ૦ **વિજયાદશમી** ઉદાર તો;
**લાલવિજય** ભકતેં કહેતો, ભ૦**વીરજિન**! ભવજળ તારતો-૧૯

ઢાળ છઠ્ઠી

સ્મરણ સુખસંપદ મીલે, ફલે મનોરથ કોડજી;
રોગ વિયોગ સવિ ટલે, ન હોય શરીરે કોઢજી— ૧
**આદ્રીઆણાપુર** મંડણો, ખંડણો પાપનો પૂરોજી;
જે ભવિયણ સેવા કરે, સુખ પામે તે ભરપૂરોજી— ૨
મૂરત મોહન વેલડી, દીઠે અતિ આણંદોજી;
સિંહાસન બેઠા સોહે સદા, ગગને જિસ્યો રવિ ચંદોજી- ૩
પ્રતિમાઓ લહી એ સદા, પ્રણમું જોડી હાથજી:
ત્રણ પ્રદક્ષિણા દઈ કરી, માગું મુકિતનો સાથજી— ૪
શ્રાવક અતિઉદ્યમ કરી, કીધો જિન પ્રાસાદોજી;
કાઢયું પાપ ઠેલી કરી, પૂણ્યે જગ જશ વાદોજી— ૫

કળશ

**શ્રી વીર પાટ પરંપરાગત, શ્રી આણંદવિમલસૂરિશ્વરુ,**
**શ્રી વિજયદાનસુરિ તાસ પાટે. શ્રી હીરવિજયસુરિગણધરુ,**
**શ્રી વિજયસેનસુરિ તાસ પાટે. શ્રી વિજયદેવસુરિ હિતકરુ**
**શ્રી કલ્યાણવિજય ઉવજઝાય પંડિત, શ્રી શુભવિજય શિષ્ય**
**જયંકરુ—૧**

# શ્રી મહાવીર સ્વામિના પાંચકલ્યાણકનું સ્તવન-૧

સરસ્વતી ભગવતી ! દીઓ મતિ ચંગી, સરસ સુરંગી વાણ,
તુજ પસાય માય ! ચિત્ત ધરીને, જિનગુણ રયણની ખાણ—૧
ગિરૂઆ ગુણ વીરજી, ગાયશું ત્રિભુવનરાય
જસ નામે ઘર મંગલમાલા, તસ ઘર બહુ સુખ થાય-ગિ૦ ૨
જંબુદ્વીપ ભરત ક્ષેત્ર માંહે, નયર માહણકુંડ ગામ,
ઋષભદત્ત વર વિપ્ર વસે તિહાં, દેવાનંદા તસપ્રિયા નામ-ગિ૦ ૩
સુરવિમાન વર પુષ્પોત્તરથી, ચવી પ્રભુ લીએ અવતાર,
તવ તે માહણી રયણી મધ્યે, સુપન લહે દશચાર— ગિ૦ ૪
પહેલે મયગલ મલપતો દેખે, બીજે ઋષભ વિશાળ,
ત્રીજે કેશરી, ચોથે લક્ષ્મી, પાંચમે કુસુમની માળ-ગિ૦ ૫
ચંદ સુરજ ધ્વજ કળશ પદ્મસર, દેખે એ દેવ વિમાન
રયણરેલ રયણાયર ગાજે, ચૌદમે અગ્નિ પ્રધાન— ગિ૦ ૬
આનંદ ભર જાગી મા સુંદરી, કંતને કહે પરભાત,
સુણીય વિપ્ર કહે 'તુમ સુત હોશે, ત્રિભુવનમાંહે વિખ્યાત"-ગિ૦ ૭
"અતિ અભિમાન કિયો મરિચિ ભવે, ભવિ! જુઓ કર્મવિચાર,
તાત સુનાવર, તિહાં થયા કુંવર, વળી નિચકુલે અવતાર"-ગિ૦ ૮
ઈંદ્રે અવધિ ઈંદ્રાસન ડોલે, નાણે કરી હરિ જોય,
માહણી કુખે જગગુરુ પેખે, નમિ કહે "અઘટતું હોય"-ગિ૦ ૯
તતખણ હરીણગમેષી તેડાવી, મોકલીઓ તેણે ઠાય
માહણી ગર્ભ અને ત્રિશલાનો, બિહું ગર્ભ લીને જાય-ગિ૦ ૧૦
વળી નિશિભર તે દેવાનંદા, દેખે તે સુપન અસાર,
કહે 'મેં સુપન ત્રિશલા હર્યા' જઈ કહે નિજ ભરતાર-૧૧

[illegible]
“મરુધરમાંહે કલ્પદ્રુમ સરીખો” [illegible]

ઢાળ બીજી

નગર ક્ષત્રિયકુંડ નરપતિ, સિદ્ધારથ [illegible] એ,
આપ તણે બળે નામ [illegible] કે, જગમાંહી [illegible] એ.
તસ પટરાણી ત્રિશલા નામી, કૂખે જગપતિ એ,
પરમ [illegible] મહી, દીઠાં સુરપતિ એ— ૧

[illegible] પોઢી દેવી તે, [illegible] એ,
જાગતી જિનગુણ સમરતી, હરખતી મન માંહિ એ,
રાજહંસ ગતિ ચાલતી, પિઉ કને આવતી એ,
પ્રહ ઉગમતે સૂર કે વિનવે નિજ પતિ એ— ૨

સુણીય વાત રાય રંજીઓ, પંડિત તેડિયા એ,
તેણે શુભ સુપન વિચારવા પુસ્તક છોડિયાં એ.
બોલે મધુરી વાણકે– “ગુણનિધિ સુત હોશે એ,
સુખ સંપતિ ઘર વાધશે, સંકટ ભાંજશે એ”— ૩

પંડિતને રાય સંતોષિયા, લચ્છી દીએ ઘણી એ,
કહે “એહ વાણી સફળ હોજો અમને તુમ તણી એ.”
નિજપદ પંડિત સંચરયા, રાય સુખે રહે એ,
દેવી ઉદર ગર્ભ વાધતો, શુભ દોહલા લહે એ— ૪

માત ભક્તિ જિન પતિ કરે, ગર્ભ હાલે નહીં એ;
સાત માસ વોલી ગયા, માય ચિંતા લહે એ:
સહીઅરને કહે સાંભળો, “કોણે મારો ગર્ભ હર્યો એ;
હું ભોળી, જાણું નહીં, ફોગટ પ્રગટ કર્યો એ”— ૫

સખી કહે "અરિહંત સમરતા, દુ:ખદોહગ ટળે એ"
તવ જિન જ્ઞાન પ્રયુંજિયુ, ગર્ભથી સલસલે એ,
માત-પિતા પરિવારનુ, દુ:ખ નિવારીઉં એ;
'સંયમ ન લેઉં માય-તાય, છતા' જિન નિરધારીયુ એ— ૬
"અણ દીઠે મોહ આવડો, વીછુઓ કેમ ખમે એ?"
નવ મસવાડા ઉપરે, દિન સાડાસાતમે એ,
**ચૈત્રશુક્લ દીન તેરસે**, શ્રી જિન જનમિયા એ,
**સિદ્ધારથ** ભૂપતિ ભલા, ઓચ્છવ તવ કિયા એ— ૭

વસ્તુ

"પુત્ર જનમ્યો પુત્ર જનમ્યો, જગત શણગાર,
સિદ્ધાર્થ નૃપકુલ-તિલો, કુલમંડણ કુલતણો દીવો
શ્રી જિન ધર્મ પસાઉલે ત્રિશલા દેવી સુત ચિરંજીવો"
એમ આશીષ દીએ ભલી, આવી **છપ્પન કુમારી**
સુતિ કર્મ કરે તે સહી, નેહે જિમી હરિની નારી ૧

ઢાળ ત્રીજી

ચલ્યું રે સિંહાસન ઇંદ્ર, જ્ઞાને નિરખતા એ
જાણી 'જનમ જિણંદ' ઇંદ્ર, તવ હરખતા એ ૧
આસનથી રે ઉઠેવ ભક્તિએ શુણે એ
વાગે **સુઘોષા** ઘંટ, નાદે ગાજતો એ ૨
ઇંદ્ર ભુવનપતિ વીસ, વ્યંતર તણા એ
બત્રીસ રવિ-શશી દોય, દશ ઇંદ્ર કલ્પના એ ૩
ચોસઠ ઇંદ્ર આવીને પ્રભુજી પાસ એ,
"ધન ધન જિન આજ દિન જાગી નસીબ એ" ૪

જન્મ મહોત્સવે દેવ સવિહુ આવીયા એ.
માય દેઇ નિદ્રા મંત્ર, સુત લઇ **મેરુ** ગયા એ. ૫
કંચન મણિ ભૃંગાર. ગંધોદકે ભર્યા એ.
"કિમ કરી સહશે લઘુ **વીર**?" હરિ સંશય ધર્યા એ. ૬
"વહેશે નીર પ્રવાહ, કેમ તે નામીયે એ ?"
ન કરે નમણુ સનાહ, જાણ્યું સ્વામીયે એ ? ૭
ચરણ અંગુઠે **મેરુ** ચાંપી. નાચીઓ એ,
"મુજ શિર પગ ભગવંત" એમ લહી રાચીઓ એ. ૮
ઉલટ્યા સાયર સાત. સરવે જલ હલ્યા એ.
પાયાલે નાગેન્દ્ર, સઘળા સલસલ્યા એ. ૯
ગિરિવર ત્રુટે ટુંક. ગડગડીં પડ્યા એ;
તીન ભુવનના લોક, કંપિત લડથડ્યા એ. ૧૦
"અનંત બલ અરિહંત" સુરપતિએ કહ્યું એ;
"હું મૂરખ સહી મૂઢ, એટલું નવિ લહ્યું એ." ૧૧
પ્રદક્ષિણા દેઇ ખમાવે, ઓચ્છવ કરે એ;
નાચે સુર, ગાયે ગીત, પુણ્ય-પોત ભરે એ. ૧૨
ઇણે "સુખે સ્વર્ગની લીલ, તૃણ સરખી" ગણે એ;
જિન મુકી માયની પાસ, પદ ગયા આપણે એ. ૧૩
માય જાગી, જુએ પુત્ર, "સુરવરે પૂજીઓ એ;
કુંડલ દોય, દેવ દૂષ્ય, અમીય અંગુઠે દીઓ એ" ૧૪
જન્મ મહોત્સવ રાય, ઋદ્ધિયે વાધિઓ એ;
સજ્જન સંતોષી નામ, **વર્દ્ધમાન** થાપીઓ એ. ૧૫

## ઢાળ ચોથી

પ્રભુ કલ્પતરુ સમ વાધે, ગુણ મહિમા પાર ન લાધે;

અનુક્રમે હુઇ એક કુમરી એ,
તીશ વર્ષ જિન રાજ લીલા કરીએ:
માતા પિતા સદ્‌ગતિ ગયા એ,
પછે **વીર** વૈરાગે પૂરિયા એ, ૨
મયણરાય-સેન જીતીયો એ.
**વીરે** "અથીર સંસાર" મન ચિંતિઓ એ;
રાજ-રમણી, ઋદ્ધિ પરિહરી એ;
કહે કુટુંબને "લેશું સંયમ-સિરી એ." ૩

ઢાળ છઠ્ઠી

પિતરીઓ **સુપાસ** રે, ભાઈ **નંદિવર્દ્ધન**:
કહે "વત્સ ! ન એમ કીજીએ એ. ૧
આગે માય-તાય વિછોહ રે, તું વળી વ્રત લીયે:
ચાંદે ખાર ન દીજીયે એ. ૨
નીર વિના જિમ મચ્છ રે, **વીર** વિના તિમ;
ટલવલશું" ઇમ સહુ કહે એ. ૩
કૃપાવંત ભગવંત રે, નેહ વિના વલી;
વરસ બે ઝાઝેરાં રહ્યા એ. ૪
ફાસુ લીએ અન્ન-પાન રે, પરઘર નવિ જમે;
ચિત્તે ચારિત્ર ભાવે રમે એ. ૫
ન કરે રાજની ચિંતરે, સુર **લોકાંતિક** આવી કહે:
સંયમ સમે એ. ૬
"બુઝ બુઝ ભગવંત ! રે, છોડ વિષય સુખ;
એ સંસાર વધારણો એ." ૭

### ત્રુટક

સાડાબાર વરસ પ્રભુ તપ તપે. બહુ દેશવિદેશે વિચરતા;
ભવિ જીવને ઉપદેશ દેતા, આતં ઇતિ શમાવતા. ૧
પદ માસ વન કાઉસ્સગ રહ્યા, જિન કર્મ કઠિન દહે સહી:
ગોવાળ ગોઉ ભળાવી ગયા. વીર મુખે બોલે નહીં. ૨

### ઢાળ

ગોરૂ અવિ દશ દિશે ગયા, તેણે આવી કહ્યું "મુનિ! કિહાં ગયા?"
ઋષિ રાચા ઉપર મૂરખ કોપિયો એ;
ચરણ ઉપર રાંધી ખીર, તેણે ઉપસર્ગે ન ચલ્યા ધીર.
મહાવીર. શ્રવણે ખીલા ઠોકીઆ એ. ૩

### ત્રુટક

ઠોકીયા ખીલા, દુઃખે પીલ્યા, કો ન લહે. તિમ કરી ગયા;
જિનરાજને મન શત્રુ મિત્ર સરખા, મેરુ પરે ધ્યાને રહ્યા,
ઊનાળી વરસે મેઘ ધારે, વિજળી ઝબૂકે ઘણી;
એહ ચરણ ઉપર ડાળ ઉગ્યો, ઇમ સહે ત્રિભુવન ધણી. ૪

### ઢાળ

એક દિન ધ્યાન પૂરું કરી, પ્રભુ નયરીએ પહોંતા ગોચરી,
તિહાં વૈદ્યે "શ્રવણે ખીલા" જાણીઆ એ;
પારણું કરી કાઉસગ્ગે રહ્યા, તિહાં વૈદ્ય સંચ ભેલા કીયા;
બાંધીયા વૃક્ષે દોર, ખીલા તણીઆ એ. ૫

### ઢાળ નવમી

જુઓ જુઓ કર્મે શું કીધું રે? અન્ન વર્ષ ઋષભે ન લીધું રે;
કર્મ વશ મકરો કોઇ ખેદ રે, મલ્લીનાથ પામ્યા સ્ત્રી વેદરે. ૧
કર્મે ચક્રી બ્રહ્મદત્ત નડીયો રે, સુભૂમ નરકમાંહે પડીઓ રે:
ભરતબાહુબલ શું ભડીયો રે, ચક્રી હાર્યો રાય જશ ચડીયોરે. ૨

**સનતકુમારે** સહ્યા રોગ રે, **નલદમયંતી** વિયોગ રે
**વાસુદેવ** જરાકુમારે માર્યો રે, **બલદેવ** મોહનીએ ધાર્યો રે ૩
ભાઈ રાણ મસ્તકે વહીઓ રે, પ્રતિબોધ સુર મુખે લહીઓ રે,
**શ્રેણિક** નરકે એ પહોતો રે, વનગયા **દશરથ** પુત્રો રે ૪
સત્યવંત હરિશ્ચંદ્ર ધીર રે, કુળ ઘરે શિર વહ્યું નીર રે,
**કુબેરદત્તને** કુયોગ રે, બ્હેન વળી માતાશું ભોગ રે ૫
પરઘરે **ચંદનબાલા** રે ચઢિયો **સુભદ્રાને** આલ રે,
**મયણરેહા મૃગાંકલેખા રે,** દુઃખ ભોગવીઆ તે અનેક રે ૬
કર્મે **ચંદ્ર** કલંક્યો એ, રાય રંક કોઈ ન મૂક્યો રે,
**ઈંદ્ર** અહલ્યાશું લુબ્ધ્યો રે, **રયણાદેવી** **રવિ** સાઉ કીધો રે ૭
**ઈશ્વર નારીએ** નચાવ્યો રે, **બ્રહ્મા** ધ્યાનથી ચૂકાવ્યો રે
આઈ! આઈ! કર્મ પ્રધાન રે, જીત્યા જીત્યા શ્રી **વર્દ્ધમાન** રે ૮

**ઢાળ દશમી**

ઈમ કર્મ હણ્યા સવિ ધીર પુરુષ **મહાવીર.**
બાર વર્ષ તાપ્યો તપ તે સઘળો વિણ નીર,
**શાલિવૃક્ષ** તળે પ્રભુ પામ્યા **કેવળજ્ઞાન,**
સમવસરણ રચે સુર, દેશના દે જિન-ભાણ— ૧
**અપાપાનયરે** યજ્ઞ કરે વિપ્ર જેહ,
સવે બુઝવી દીક્ષા, **વીરને** વંદે તેહ,
ગૌતમ **ઋષિ** આદે ચારસો ચાર હજાર,
સહસ્સ ચૌદ મુનિવર ગણધર વર ઈગ્યાર— ૨
**ચંદનબાલા** મુખ સાધવી સહસ છત્રીસ
એક લાખ સહસ નવ શ્રાવક ધે આશીષ.
ત્રણ લાખ શ્રાવિકા અધિકા સહસ અઢાર,
સંઘ ચતુર્વિધ સ્થાપ્યો ધન ધન જિન ગણધાર—૩

પ્રભુ **અશોક** તરુ તળે ત્રિગડે ક્રૈય વખાણુ,
મુખે બાર પર્ષદા, યોજન વાણી પ્રમાણુ;
**ત્રણ છત્ર** સોહે શિર, ચામર ઢાલે ઇંદ્ર,
નાટક બત્રીશ બત્રીશ ચોત્રીશ અતિશય જિણંદ—૪
ફૂલ પગર ભરે સુર, વાજે દુંદુભિ નાદ,
નમે સકલ સુરાસુર, છાંડી સવિ પરમાદ;
ચિહું રૂપે સોહે, ધર્મ પ્રકાશે ચાર,
ચોવીશમો જિનવર, આપે ભવનો પાર— ૫
પ્રભુ વર્ષ બહોંતેર, પાલી નિર્મળ આય,
ત્રિભુવન ઉપગારી, તરણ–તારણ જિનરાય:
**કાર્તિક** માસે દિન **દીવાળી** નિરવાણ,
પ્રભુ મુકતે પહોંતા, પામે નિત્ય કલ્યાણ— ૬

કળશ

ઇમ **વીર** જિનવર અચલ સુખકર, નામે નવનિધિ સંપજે;
ઘર ઋદ્ધિ વૃદ્ધિ સુસિદ્ધિ પામે, એકમના જે નર ભજે– ૧
**તપગચ્છ** ઠાકુર ગુણ વૈરાગ્યાગર **હીરવિજય** સુરીશ્વરો;
**હંસરાજ** વંદે મન આણંદે, કહે "ધન્યાંમુજ એ ગુરો" ૨

## સમુચ્છિંમ જીવોને ઉપજવાના ચૌદ સ્થાનકોની સમજુતીનું સ્તવન-૧

ચાલો સહિયરો મંગળ ગાઇએ, લહિએ પ્રભુનાં નામરે–એઆંકણી
પહેલુ મંગળ **વીર** પ્રભુનું, બીજું **ગૌતમ** સ્વામી રે,
ત્રીજું મંગળ **સ્થુલિભદ્રનું**, ચોથું મંગળ **ધર્મ રે**–ચા૦ ૧
જીવની જયણા નિત્યજ કરીએ, સેવિયે શ્રી–જિન–ધર્મરે,
જીવ-અજીવને ઓળખીએ, તો-પાનીએ સમકિત મર્મ રે–ચા૦ ૨

છાણાં ઇંધણાં નિત્ય પડુ જિયે, ચુલે ચંદરવો બાંધી રે
પોચે હાથે વાસીંદુ વાળીએ, દીવે ઢાંકણું ઢાંકી રે— ચા૦ ૩
શિયાળે પક્વાન્ન દીન તીસ ઉનાળે દિન વીશ રે,
ચોમાસે પંદર દિન માન, ઉપર અભક્ષ્ય ઇશ રે— ચા૦ ૪
ચૌદ સ્થાનકીયા જીવ ઓળખીએ પન્નવણા સૂત્રની સાખેરે,
૧ વડીનીતિ, ૨ લઘુનીતિ, ૩ બડખા માંહે અંતર્મુહૂર્ત્ત પાખેરે—ચા૦ ૫
૪ સળેખ્મના મેલ ૫ નાકના મેલ, ૬ વમન, ૭ પિત્ત સાતમે રે
૮ શુક્ર, ૯ શોણિત ૧૦ મૃતકલેવર, ૧૧ ભીનું કલેવર અગ્યારમે રે—ચા૦ ૬
૧૨ નગરનો ખાળ ૧૩ અશુચિસ્થાન ૧૪ સ્ત્રી-પુરુષ સંગમે રે,
ઉપજે ત્યાં મનુષ્ય સમુર્છિમ, સ્થાનક જાણો ચૌદમેરે—ચા૦ ૭
અંગ બ્યાલા અંતર્મુહૂર્ત આઉખે, બીજતનો નહીં પાર રે
બાવીસ અભક્ષ્ય બત્રીસ અનંતકાય વર્જો નરનેનારરે—ચા૦ ૮
આપવેદના પરવેદના સરખી, લેખવીએ આહે જેમ રે
પદ્મવિજય પસાયથી પામે જીન તે રામો કામ રે—ચા૦ ૯



# ભાગ ૬ ઠ્ઠો

## સ્તુતિઓ

### શ્રી ઋષભદેવ સ્વામિની સ્તુતિ-૩

૧

ભવ્યામ્ભોજવિબોધનૈકતરણે વિસ્તારીકર્માવલી—
રમ્ભાસામજ નાભિનન્દન મહાનષ્ટાપદાભાસુરૈઃ
ભક્ત્યા વન્દિતપાદપદ્મ વિદુષાં સંપાદય પ્રોજ્ઝિતા—
રમ્ભાસામ જનાભિનન્દન મહાનષ્ટાપદાભાસુરૈઃ ૧

તે વઃ પાન્તુ જિનોત્તમાઃ ક્ષતરુજો નાચિક્ષિપુર્યન્મનો—
દારાવિભ્રમરોચિતાઃ સુમનસો મન્દારવા રાજિતાઃ
યત્પાદૌ ચ સુરોજ્ઝિતાઃ સુરભયાગ્ચક્રુઃ પતન્ત્યોઽમ્બરા—
દારાવિભ્રમરોચિતાઃ સુમનસો મન્દારવારાજિતાઃ ૨

શાન્તિં વસ્તનુતાન્મિથોઽનુગમનાદ્યન્નૈગમાદ્યૈર્નયૈ—
રક્ષોભંજનહેતુલાઞ્છિતમદોદીર્ણાઙ્ગજાલંકૃતમ્.
તત્પૂજ્યૈર્જગતાં જિનૈઃ પ્રવચનં દૃપ્યત્કુવાદ્યાવલી—
રક્ષોભઞ્જન હેતુલાઞ્છિતમદો દીર્ણાઙ્ગજાલંકૃતમ્. ૩

શીતાંશુત્વિષિ યત્ર નિત્યમદધદ્ ગન્ધાઢ્ય-ધૂલીકણા—
નાલી કેસરલાલસા સમુદિતાશુ ભ્રામરીભાસિતા;
પાયાદ્વઃ શ્રુતદેવતા નિદધતી તત્રાબ્જકાન્તી ક્રમૌ,
નાલિકે સરલાલસા સમુદિતા શુભ્રામરીભાસિતા. ૪

૨

આદિ જિનવર રાયા, જાસ સોવન્ન કાયા,
મરુદેવી માયા ધોરી લંછન પાયા,
જગતસ્થિતિ નિપાયા, શુદ્ધ ચારિત્ર પાયા,
કેવલ સિરિ રાયા મોક્ષનગરે સધાયા ૧
સવિ જિન સુખકારી, મોહ મિથ્યા નિવારી,
દુર્ગતિ દુઃખ ભારી, શોક-સંતાપ વારી,
શ્રેણી ક્ષપક સુધારી, કેવલાનંત ધારી,
નમીએ નર નારી જેહ વિશ્વોપકારી ૨
સમવસરણ બેઠા લાગે જે જિનજી મીઠા,
કરે ગણપ પઇટ્ઠા, ઇંદ્ર ચંદ્રાદિ દીઠા
દ્વાદશાંગી વરિટ્ઠા, ગૂંથતા ટાળે રિટ્ઠા,
ભવિજન હોય હિટ્ઠા, દેખી પુણ્યે ગરિટ્ઠા ૩
સુર સમકિતવંતા જેહ ઋદ્ધે મહંતા,
જેહ સજ્જન સંતા, ટાળીએ મુજ ચિંતા,
જિનવર સેવંતા વિઘ્નવારે દુરંતા,
જિન ઉત્તમ થુણંતા, પદ્મને સુખ દિંતા ૪

૩

પ્રહ ઊઠી વંદુ ઋષભદેવ ગુણવંત,
પ્રભુ બેઠા સોહીએ, સમવસરણ ભગવંત,
ત્રણ છત્ર બિરાજે ચામર ઢાળે ઇંદ્ર,
જિનના ગુણ ગાવે, સુર-નર-નારીના વૃંદ ૧
વિમલાચલ મંડન જિનવર આદિ જિણંદ,
નિર્મમ, નિર્મોહી, કેવળજ્ઞાન દિણંદ

જે પૂર્વ નવાણું આવ્યા ધરી આણંદ,
**શત્રુંજય** શિખરે સમોસર્યા સુખકંદ. ૨
**સિદ્ધાચલ** મંડન, **ઋષભ** જિણંદ દયાલ,
**મરુદેવા**નંદન ! વંદન કરું ત્રણ કાળ,
એ તીરથ જાણી પૂર્વ નવાણું વાર,
**આદીશ્વર** આવ્યા જાણી લાભ અપાર. ૩
**ચૈત્રીપૂનમ** દિન શત્રુંજય અહિઠાણ,
પુંડરિક વર ગણધર તિહાં પામ્યા નિર્વાણ;
**આદીશ્વર** કેરા શિષ્ય પ્રથમ **જયકાર.**
કેવલ-કમલા-વર, **નાભિનરિંદ**-મલ્હાર. ૪

## શ્રી શાન્તિનાથ ભગવાનની સ્તુતિ-૪

૧

**શાન્તિ** સુહંકર સાહિબો, સંયમ અવધારે,
**સુમિત્રાને** ઘરે પારણું, ભવ પાર ઉતારે;
વિચરંતા અવનીતલે, તપ ઉગ્ર વિહારે,
જ્ઞાન-ધ્યાન એક તાનથી, તિર્યંચને તારે. ૧
**પાસ વીર વાસુપૂજ્ય** ને, **નેમ મલ્લિ** કુમારી,
રાજ્ય વિહુણા એ થયા, આપે વ્રતધારી;
**શાન્તિનાથ** પ્રમુખા સવિ, લહી રાજ્ય નિવારી,
**મલ્લિ નેમ** પરણ્યા નહિ, બીજા ઘરબારી ૨
કનક કમલ પગલાં ઠવે, જગ શાન્તિ કરી જે,
રયણ સિંહાસન બેસીને, ભલી દેશના દીજે;
**યોગાવંચક** પ્રાણીયા, ફલ લેતાં રીઝે,
**પુષ્કરાવર્ત**ના મેઘમાં, **મગશેલ** ન ભીંજે. ૩

ક્રોડવદન, શુકરારુઢો, શ્યામરૂપે ચાર
હાથ, બીજોરુ કમલ છે દક્ષિણ કર સાર,
જલ ગરુડ વામ પાણીએ, નકુલાલ વખાણે,
નિર્વાણીની વાત તો કવિ વીર તે જાણે ૪

૨

ગજપુર અવતારા, વિશ્વસેન કુમારા,
અવનિ તળે ઉદારા, ચક્રવિ-લચ્છિ-ધારા
પ્રતિ દિવસ સવારા, સેવિએ શાન્તિ સારા,
ભવ જલધિ અપારા પામીએ જેમ પારા ૧
જિન ગુણ જસ મલ્લી, વાસના વિશ્વ વલ્લી,
મન મદન-ચસલ્લી, માનવતી નિસલ્લી,
સકલ-કુશલ-વલ્લી ફલડે વેગ ફુલ્લી,
દુર્ગતિ તસ દુલ્લી, તા મહા શ્રી-બહુલી ૨
જિન કથિત વિશાલા, સૂત્ર શ્રેણી રસાલા,
સકલ સુખ સુખાલા, મેળવા મુક્તિ-બાલા,
પ્રવચન પદ માલા, દુતિકા એ દયાલા,
ઉર ધરી સુકુમાલા, મૂકીએ મોહજાલા ૩
અતિ ચપલ વખાણી, સૂત્રમા જે પ્રમાણી,
ભગવતી બ્રહ્માણી, વિઘ્નહતા નિર્વાણી
જિનપદ લપટાણી, કોડી કલ્યાણ ખાણી,
ઉદયરત્ન જાણી, સુખ દાતા સયાણી ૪

૩

શાન્તિ જિનેસર સમરીએ જેની અચિરા માય,
વિશ્વસેન કુલ ઉપના, મૃગલછન પાય,

**ગજપુર** નયરીનો ધણી, કંચન વરણી કાય;
ધનુષ ચાલીશ દેહડી, લાખ વરસનું આય. ૧
**શાન્તિ જિનેસર** સોલમા, ચક્રી પંચમ જાણું;
**કુંથુનાથ** ચક્રી છઠ્ઠા, **અરનાથ** વખાણું:
એ ત્રણે ચક્રી સહી, દેખી આણંદું;
સંયમ લેઇ મુગતે ગયા, નિત્ય ઉઠીને વંદું. ૨
**શાન્તિ જિનેસર** કેવલી, બેઠા ધર્મ પ્રકાશે;
દાન-શિયલ-તપ-ભાવના, નર સોય અભ્યાસે;
એરે વચન જિનજી તણા, જેણે હિયડે ધરિયા;
સુણતાં સમકિત નિર્મલા, જેણે કેવલ વરિયા. ૩
**સમેતશિખર** ગિરિ ઉપરે, જેણે અણુસણ કીધા;
કાઉસ્સગ્ગ ધ્યાન મુદ્રા રહી, જેણે મોક્ષજ સિધ્યાં;
જક્ષ **ગરુડ** સમરું સદા, દેવી **નિરવાણી**;
ભવિક જીવ ! તુમે સાંભળો, **ऋષભદાસ**ની વાણી. ૪

૪

વંદો જિન **શાંતિ**, જાસ સોવન કાંતિ,
ટાળે ભવભ્રાંતિ, મોહ મિથ્યત્વ શાંતિ;
દ્રવ્ય-ભાવ-અરિ-પાંતિ, તાસ કરતા નિકાંતિ,
ધરતા મન ખાંતિ, શોક-સંતાપ-વાંતિ. ૧
દોય જિનવર નીલા, દોય રક્ત રંગીલા,
દોય ધોળા સુશીલા, કાઢતાં કર્મકીલા;
ન કરે કોઇ હીલા, દોય શ્યામ સલીલા,
સોળ **સ્વામિજી** પીલા, આપજો મોક્ષલીલા. ૨
જિનવરની વાણી મોહ-વલ્લી કૃપાણી !

સૂત્રે દેવાણી સાધુને યોગ્ય જાણી,
અરથે ગુંથાણી દેવ મનુષ્ય પ્રાણી,
પ્રણમો હિત આણી, મોક્ષની એ નિશાણી ૩
**વાઘેસરી** દેવી હર્ષ હિયડે ધરેવી,
જિનવર પય સેવી, સાર શ્રદ્ધા વરેવી,
જે નિત્ય સમરેવી, દુઃખ તેહના હરેવી,
**પદ્મવિજય** કહેવી, ભવ્ય સંતાપ ખેવી ૪

## શ્રી નેમિનાથ સ્વામિની સ્તુતિઓ-૩

૧

રાજુલ વર નારી, રૂપથી રતિ હારી,
તેહના પરિહારી, બાળથી બ્રહ્મચારી,
પશુઆ ઉગારી, હુઆ ચારિત્રધારી,
કેવળસિરિ સારી પામિયા ઘાતી વારી ૧
ત્રણ જ્ઞાન સંયુક્તા, માતની કુખે હુંતા,
જનમે સુર હુંતા આવી સેવા કરતા
અનુક્રમે વ્રત ધરતા પાંચ સમિતિ ધરતા,
મહિયલ વિચરતા કેવલશ્રી વરતા ૨
સવિ સુરવર આવે, ભાવના ચિત્ત લાવે
ત્રિગડું સોહાવે, દેવ છંદો બનાવે
સિંહાસન ઠાવે, સ્વામીના ગુણ ગાવે,
તિહાં જિનવર આવે તત્ત્વ વાણી સુણાવે ૩
શાસનસુરી સારી અંબિકા નામ ધારી,
જે સમકિત નર નારી પાપ સંતાપ વારી
પ્રભુસેવાકારી જાપ જપીએ સવારી,
સંઘદુરિત નિવારી, પદ્મને જેહ પ્યારી ૪

૨

સુર અસુર વંદિત-પાય પંકજ, મયણ-મલ્લમક્ષોભિતં,
ઘન સુઘન શ્યામ શરીર સુંદર શંખ લંછન શોભિતં,
**શિવા દેવી** નંદન ત્રિજગ વંદન ભવિક કમળ દિનેશ્વરં,
**ગિરનાર** ગિરિવર શિખર વંદો **નેમિનાથ** જિનેશ્વરં. ૧
**અષ્ટાપદે** શ્રી **આદિ** જિનવર, **વીર** પાવાપુરીવરં,
**વાસુપૂજ્ય ચંપાનયરી** સીધ્યા, **નેમિ** રૈવત ગિરિવરં,
**સમ્મેતશિખરે** વીશ જિનવર મુક્તિ પહોંચ્યા મુનિવરં,
ચોવીશ જિનવર નિત્ય વંદો સકલ સંઘને સુખકરં. ૨
અગ્યાર અંગ ઉપાંગ બારે, દશ પયન્ના જાણીએ,
છ **છેદ** ગ્રંથ પ્રશસ્ત અર્થા, **મૂળ** ચાર વખાણીએ,
**અનુયોગ દ્વાર** ઉદાર **નંદિ સૂત્ર** જિનમત ગાઇએ,
વૃત્તિ, ટીકા, ભાષ્ય, ચુર્ણિ પીસ્તાલીશ આગમ ધ્યાઇએ. ૩
દોય દિશિ બાળક દોય જેને, સદા ભવિયણ સુખકરુ,
દુઃખ હરિ અંબ-લુંબ-સુંદર, દુરિત દોહગ અપહરુ,
**ગિરનાર** મંડણ **નેમિ** જિનવર ચરણ પંકજ સેવિએ;
શ્રી સંઘ સુપ્રસન્ન મંગલ કરો **અંબા** દેવી એ. ૪

૩

દુરિત-ભય-નિવારં, મોહ-વિધ્વંસકારં;
ગુણવતમવિકારં, પ્રાપ્તસિદ્ધિમુદારં,
જિનવર જયકારં, કર્મ સંકલેશ હારં,
ભવ-જલ-નિધિ-તારં **નૌમિ** નેમિકુમારં. ૧
અડ જિનવર માતા, સિદ્ધિ સૌધે પ્રયાતા,
અડ જિનવર માતા સ્વર્ગ ત્રીજે વિખ્યાતા,

અડ જિનવર માતા પ્રાપ્ત માહેન્દ્ર માતા,
ભવ ભય જિન ત્રાતા, સતને સિદ્ધિ દાતા ૨
ઋષભ જનક જાવે, નાગસ્વર ભાવ પાવે,
ઈશાન સગ કહાવે, શેષ ત્રાતા સ્વભાવે,
પદ્માસન સોહાવે, નેમ આચ્યત પાવે,
શેષ કાઉસ્સગ્ગ ભાવે સિદ્ધિ સૂત્રે પઠાવે ૩
વાહન પુરૂષ જાણી, કૃષ્ણ વર્ણ પ્રમાણી,
ગોમેધને ષટ પાણી, સિંહ બેઠી વરાણી,
તનુ કનક સમાની, અંબિકા ચાર પાણી
નેમ ભક્તિ ભરાણી, વીર વિજયે વખાણી ૪

## શ્રી પાર્શ્વનાથ સ્વામિની સ્તુતિ-૩

૧

શંખેશ્વર પાસજી પૂજીએ, નરભવનો લાહો લીજીએ,
મનવંછિત પૂરણ સુરતરુ જય વામાસુત ! અલવેસરુ ૧
દોય રાતા જિનવર અતિ ભલા, દોય ધોળા જિનવર ગુણનીલા,
દોય નીલા, દોય શામળ કહ્યા, સોળે જિન કંચનવર્ણ લહ્યા ૨
આગમ તે જિનવર ભાખિયો, ગણધર તે હૈડે રાખિયો
તેહનો રસ જેણે ચાખિયો. તે હુવો શિવસુખ સાખિયો ૩
ધરણીધરરાય પદ્માવતી પ્રભુ પાર્શ્વ તણા ગુણ ગાવતી,
સહુ સંઘનાં સંકટ ચૂરતી, નયવિમલના વંછિત પૂરતી ૪

૨

ભીલડીપુર મંડણ, સોહિએ પાર્શ્વજિણંદ,
તેહને તમે પૂજો નર-નારીના વૃંદ ।
સુખો આપે ધન-કણ કંચન કોડ,

તે શિવપદ પામે, કર્મતણા ભય છોડ. ૧
ઘનઘસીય ઘનાઘન કેસરના રંગરેળ,
તેહમાં તમે ભેળો, કસ્તુરીના ઘોળ.
તિણ શું પૂજો, ચઉવીશે જિણંદ.
જેમ દૈવ દુઃખ જાવે, આવે ઘર આણંદ ૨
ત્રિગડે જિન બેઠા સોહિયે સુંદર રૂપ,
તસ વાણી સુણવા, આવી પ્રણમે ભૂપ.
વાણી જોજનની સુણજો ભવિયણ સાર,
તે સુણતાં હોશે પાતિકનો પરિહાર. ૩
પાય રૂમઝુમ રૂમઝુમ ઝાંઝરના ઝણકાર;
**પદ્માવતી** ખેલે **પાર્શ્વ** તણા દરબાર;
"સંઘ વિઘ્ન હરજો, કરજો જયજયકાર;"
એમ **સૌભાગ્યવિજય** કહે સુખ સંપત્તિ દાતાર. ૪

૩

**પાસ** જિણંદા, **વામા**નંદા, જબ ગરભે ફળી;
સુપના દેખે, અર્થ વિશેષે કહે, મઘવા મળી -
જિનવર જાયા, સુર હુલરાયા, હુઆ રમણી-પ્રીયે.
**નેમિ-રાજી** ચિત્ત વિરાજી વિલોકિત વ્રત લીયે ૧
**વીર** એકાકી, ચાર હજારે દીક્ષા ધૂરે જિનપતિ;
**પાસ** ને **મલ્લી** ત્રય શત સાથે, બીજા સહસે વ્રતી.
ખટ શત સાથે સંયમ ધરતા **વાસુપૂજ્ય** જગધણી.
અનુપમ લીલા, જ્ઞાન રસીલા, દેજો મુજને ઘણી. ૨
જિન મુખ દીઠી, વાણી મીઠી, સુરતરુ વેલડી;
દ્રાક્ષ વિહાસે ગઈ વન વાસે, પીલે રસ સેલડી;

સાકર સેતી તરણા લેતી, સુખે પશુ ચાવતી,
અમૃત દીઠું સ્વર્ગે મીઠું, સુરવધૂ ગાવતી ૩
ગજ-મુખ દક્ષો વામન યક્ષો, મસ્તકે ફણાવલી,
ચાર તે બાહી કચ્છ-પ-વાહી, કાયા જસ શ્યામલી,
ચઉ કર પ્રૌઢા, નાગારૂઢા, દેવી પદ્માવતી,
સોવન-કાન્તિ, પ્રભુ ગુણ ગાતી, વીર ઘરે આવતી ૪

## શ્રી મહાવીર સ્વામિની સ્તુતિ-૫

૧

જય જય ભવિહિતકર વીર જિનેશ્વર દેવ,
સુર-નરના નાયક જેહની સારે સેવ,
કરુણા-રસ-કંદો વંદો આનંદ આણી,
ત્રિશલાસુત સુંદર ગુણ-મણિ કેરી ખાણી ૧
જસ પંચ કલ્યાણક દિવસ વિશેષ સુહાવે,
પણ થાવર નારક તેહને પણ સુખ થાવે,
તે ચ્યવન, જન્મ, વ્રત, નાણ, અને નિર્વાણ,
સવિ જિનવરકેરા એ પાંચે અહિઠાણ ૨
જિહાં પંચ સમિતિયુત, પંચ મહાવ્રત સાર,
જેહમાં પરકાશ્યા વળી પાંચે વ્યવહાર,
પરમેષ્ઠિ, અરિહંત, નાથ, સર્વજ્ઞ ને પારગ,
એહ પંચ પદે લહ્યો આગમ અર્થ ઉદાર ૩
માતંગ સિદ્ધાઈ દેવી જિનપદ સેવી,
દુઃખ દુરિત ઉપદ્રવ જે ટાળે નિતમેવી
શાસન સુખદાયી આઇ ! સુણો અરદાસ,
શ્રી જ્ઞાનવિમળ ગુણ પૂરો વંછિત આશ ૪

૨

શાસનનાયક **વીરજી** એ, પામી પરમ આધાર તો,
રાત્રિ ભોજન મત કરો એ, જાણી પાપ અપાર તો;
ઘુવડ કાગ ને નાગના એ, તે પામે અવતાર તો,
નિયમ નોકારશી નિત કરો એ, સાંજે કરો ચોવિહાર તો. ૧

વાસી બોળ ને રીંગણા એ, કંદમૂળ તું ટાળ તો,
ખાતાં ખોડ ઘણી કહી એ, તે માટે મન વાળ તો;
કાચા દુધ દહીં છાશમાં એ, કઠોળ જમવું વાર તો,
**ઋષભાદિક** જિન પૂજતાં એ, રાગ ધરે શિવનાર તો. ૨

**હોળી, બળેવ ને નોરતાં એ,** પીંપળે પાણી મ રેડ તો,
**શીળ** સાતમનાં વાસી વડાં એ, ખાતાં મોટી ખોડ તો;
સાંભળી સમકિત દૃઢ કરો એ, મિથ્યા પર્વ નિવાર તો,
સામાયિક પડિક્કમણાં નિત કરો એ, જિનવાણી જગસાર તો. ૩

ઋતુવંતી અડકે નહિ એ, ન કરે ઘરનાં કામ તો,
તેહના વંછિત પૂરશે એ, દેવી **સિદ્ધાયિકા** નામ તો;
હિત ઉપદેશે હર્ષ ધરો એ, કોઇ ન કરશો રીસ તો,
**કીરતિ** કમલા પામશો એ, **જીવ** કહે તસ સીસ તો. ૪

૩

વીરં દેવં નિત્યં વંદે. ૧
જૈનાઃ પાદા યુષ્માન્ પાન્તુ. ૨
જૈનં વાક્યં ભૂયાદ્ ભૂત્યૈ. ૩
સિદ્ધા દેવી દદ્યાત્ સૌખ્યમ્. ૪

૪

મનોહર મૂર્તિ **મહાવીર** તણી,
જિણે સોળ પહોર દેશના પભણી,
**નવમલ્લી નવલિચ્છિવ** નૃપતિ સુણી,
કહી શિવ પામ્યા ત્રિભુવન ધણી ૧
શિવ પહોંચ્યા **ઋષભ** ચઉદશ ભકતે
બાવીશ લહ્યા શિવ માસથી તે,
છઠ્ઠે શિવ પામ્યા **વીર** વલી,
કાર્તિ વદિ અમાવસ્યા નિરમલી ૨
આગામી ભાવી ભાવ કહ્યા,
**દિવાળી કલ્પે** જેહ લહ્યા,
પુણ્ય પાપ ફલ અજ્ઝયણો કહ્યા,
સવિ "તહ"ત્તિ કરીને સદ્દહ્યા ૩
સવિ દેવ મળી ઉદ્યોત કરે,
પરભાત **ગૌતમ** જ્ઞાન વરે,
**જ્ઞાનવિમલ** સદા ગુણ વિસ્તરે,
જિન શાસનમા જયકાર કરે ૪

૫

કનક-સમ-શરીર, પ્રાપ્ત-ભવસાર-તીરમ,
કુમત-ઘન-સમીર ક્રોધ-દાવાગ્નિ-નીરમ્,
જલધિ-જલ-ગભીર, દંભ-ભ સાર-સીરમ,
સુર-ગિરિ-સમ-ધીર, નૌમિ બન્ત્યા ચ વીરમ્ ૧
નમદખિલ-સુરેન્દ્રા પાપ પદ્મે દિનેન્દ્રા,
કુમત મૃગ મૃગેન્દ્રા, કર્મવૃક્ષે ગજેન્દ્રા,

સુ-ગુણ-મણિ-સમુદ્રાઃ, સાધુ-ચકોર-ચન્દ્રાઃ
ગત-ઘનતર-તન્દ્રાઃ, પાન્તુ વઃ શ્રી-જિનેન્દ્રાઃ ૨
જિન-વદન-હ્રદાન્તા-ન્નિર્ગતા વાર્દ્ધિકાન્તા,
સુ-પદ સલિલ-પૂતા, પાપ-પઙ્કૌઘ-હર્તા,
જન્મ-મરણ-નિત્યા. દ્વાદશાઙ્ગી-વિચિત્રા,
મુનિજન-હિત-કર્તા, મોક્ષ-સૌખ્ય-પ્રદાના. ૩
જિન-નયન-કુરઙ્ગી, શ્યામ-વેણી-ભુજઙ્ગી,
જિન-મુખ-કજ-ભૃઙ્ગી, શ્વેત-વસ્ત્રૈર્વૃતાઙ્ગી,
નિબિડ-જડિમ-રોગ-ધ્વંસને-માતુલિઙ્ગી,
શ્રુત નિચય-વરાઙ્ગી, દેહિ મે દેવિ ! સઙ્ગીઃ ૪

## અજીતનાથ જિન સ્તુતિ-૧*

જણ ગરભે સ્વામી, પામી વિજયા નારઃ
જીતે નિત્ય પિઉને, અક્ષ ક્રીડન હુશિયાર;
તીણે નામ **અજીત** છે, દેશના અમૃતધાર;
**મહાયક્ષ અજિતા. વીર** વિઘન અપહાર.

## સંભવનાથ જિન સ્તુતિ ૧

**સંભવ** સ્વામી સેવીએ, ધન્ય સજજન દીહા;
જિનગુણ માળા ગાવતાં, ધન તેહની જીહા;
વચણ સુગંગ તરંગમાં, ન્હાતાં શિવગેહી,
**ત્રિમુખસુર દુરિતારિકા, શુભ વીર** સનેહી.

## અભિનંદન જિન સ્તુતિ-૧

**અભિનંદન** ગુણ માલિકા, ગાવંતી અમરાલિકા;
કુમતકી પરજાલિકા, શિવવહુ વરમાલિકા;

* આ દરેક સ્તુતિઓ ચારેય વખત બોલી શકાશે

લગે ધ્યાનકી તાલિકા, આગમની પરનાલિકા,
ઈશ્વરો સુર બાલિકા, વીર નમે નિત્ય કાલિકા

## સુમતિનાથ જિન સ્તુતિ-૧

સુમતિ સ્વર્ગ દીયે અસુમતને, મમત મોહ નહીં ભગવતને,
પ્રગટ જ્ઞાન વરી શિવ બાલિકા, તુ બરુ વીર નમે મહાકાલિકા

## પદ્મપ્રભ જિન સ્તુતિ-૧

પદ્મપ્રભ હુત છદ્માઅસ્થા, શિવમકે સિદ્ધા અરુપસ્થા,
નાણુ ને દ મણુ હોય વિલાસી, વીરકુસુમ શ્યામા જિન પાસી

## સુપાર્શ્વનાથ જિન સ્તુતિ-૧

અષ્ટ મહા પડિહારશુ એ, શોભે સ્વામિ સુપાસ તો,
મહા ભાગ્ય અરિહા પ્રભુ એ, સુર-નર તેહના દાસ તો,
ગુણુ અતિશય વરણવ્યા એ, આગમ ગ્રથ મોઝાર તો,
માતગ શાતા સુર-સુરી એ, વીર વિઘન અપહાર તો

## ચ દ્રપ્રભ જિન સ્તુતિ-૧

ચદ્રપ્રભ મુખ ચદ્રમા, સખિ ! જોવા જઈએ,
દ્રવ્ય-ભાવ પ્રભુ દર્શણે, નિર્મળતા થઈએ,
વાણી સુધા સમ વેલડી, સુણીએ નતખેવ,
ભજે ભદત ભૃકુટિકા, વીર વિજય તે દેવ

## સુવિધિનાથ જિન સ્તુતિ-૧

સુવિધિ સેવા કરતા દેવા, તજી વિષય વાસના,
શિવ સુખ દાતા જ્ઞાતા ત્રાતા, હરે દુ ખ દાસના,
નય-ગમ-ભગે રગે ચગે, વાણી ભવ હારિકા,
અમર અજીતા મોહાતીતા, વીર જયે સુતારિકા

## શીતલનાથ જિન સ્તુતિ-૧

**શીતલ** પ્રભુ દર્શન, શીતલ અંગ ઉવંગે,
કલ્યાણક પાંચે, પ્રાણી-ગણ સુખ સંગે;
તવ વચન સુણંતા, શીતલકો મનહીં લોકા,
**શુભ વીર** તે **બ્રહ્મા**, શાસન દેવી **અશોકા**.

## શ્રેયાંસનાથ જિન સ્તુતિ-૧

**શ્રી શ્રેયાંસ** સુહંકર પામી, ઇચ્છે અવર ગુણ દેવાજી;
કનકતરુ સેવે કુણ ? પ્રભુને છંડી સુરતરુ સેવાજી;
પૂર્વાપર અવિરોધી સ્યાત્પદ-વાણી સુધારસ વેલીજી.
**માનવી મણુઓ** સુર સુપસાયે, **વીર** હૃદયમાં ફેલીજી.

## વાસુપૂજ્ય જિન સ્તુતિ ૧

વિમલગુણ-અગારં, **વાસુપૂજ્યં** મફારં,
નિહત વિષય વિકારં, પ્રાપ્ત કૈવલ્ય સારં.
વચન રસ ઉદારં, મુક્તિતત્ત્વં વિચારં,
**વીર** વિઘ્ન નિવાર, સ્તૌમિ **ચંડી કુમારં**.

## વિમલનાથ જિન સ્તુતિ ૧

**વિમલનાથ** વિમલ ગુણ વર્યા, જિન પદ ભોગી ભવ નિસ્તર્યા;
વાણી પાંત્રીશ ગુણ લક્ષણી. **છમ્મુહ સુર પ્રવરા જક્ષણી.**

## અનંતનાથજીની સ્તુતિ ૧

જ્ઞાનાદિકા ગુણવરા, નિવસત્યનન્તે,
વજ્રી સુપર્વ મહિતો જિન પાદ પદ્મે,
ગ્રંથાર્ણવે મતિવરા પ્રણમન્તિસ્મ ભક્ત્યા,
**પાતાલ ચાંકુશી** સુરી, **શુભં વીર** દક્ષા.

## શ્રી ધર્મનાથ સ્વામિની સ્તુતિ. ૧.

સખિ ધર્મ જિણેસર પૂજીએ
જિન પૂજે મોહને ધ્રુજીએ
પ્રભુ વયણ સુધારસ પીજીએ
કિંકર કંદર્પા રીજીએ ॥ ૧ ॥

## શ્રી કુંથુનાથ ભગવાનની સ્તુતિ. ૧

વશી કુંથુ વ્રતી તિલકો જગતિ,
મહિમા મહતી નત ઇંદ્રતતિ
પ્રથિતાગમજ્ઞાનગુણા વિમલા,
શુભવીર મતા ગાંધર્વબલા ॥ ૧ ॥

## શ્રી અરનાથ ભગવાનની સ્તુતિ. ૧.

અરવિભુ ઃવિ ભૂતલ દ્યોતક,
સુમનમા મનમાચિંત પદ્કજ
જિનગિના નગિના પરતાગિણી,
પ્રણત યક્ષપતિ વીર ધારિણી ॥ ૧ ॥

## શ્રી મલ્લિનાથ ભગવાનની સ્તુતિ. ૧

મલ્લિનાથ મુખચંદ્ર નિહાલુ
અનિહા પ્રભુથી પાતક-ટાળુ
જ્ઞાનાનંદ વિમલ પુન્ય સંગ
ધરણ પ્રિયા શુભ વીર કુબેર ॥ ૧ ॥

## શ્રી મુનિસુવ્રત સ્વામિની સ્તુતિ ૧.

સુવ્રતસ્વામિ. આનનાગી, પૂજો ભવિ! મન રંગી

જિનગુણ થુણિએ, પાતક હણીએ, ભાવસ્તવ સાંકલી.
વચને રહીએ, જુઠ ન કહીએ, ટલે કુલવંચકો
**વીરજિણપાસી નરદત્તા વરુણ** જિનાર્ચકો. ॥ ૧ ॥

## શ્રી નમિનાથ સ્વામિની સ્તુતિ. ૧.

શ્રી **નમિનાથ** સોહામણા એ, તીર્થપતિ સુલતાન તો.
વિશ્વંભર અરિહા પ્રભુ એ, વીતરાગ ભગવાન તો.
રત્નત્રયી જસઉજલી એ, ભાંખે ષટ્દ્રવ્ય જ્ઞાન તો
**ભૃકુટી સુર ગંધારિકા** એ, **વીર** હૃદય બહુમાન તો. ૧

## નેમિનાથ સ્વામિની સ્તુતિ. ૧

ગીરનારે ગરવો વ્હાલો **નેમજીણંદ.**
અષ્ટાપદ ઉપર પૂજી ધરો આણંદ,
સિદ્ધાંતની રચના ગણધર કરે અનેક,
દિવાળી દિવસે દ્યો **અંબાઇ** વિવેક ॥ ૧ ॥

## શ્રી ભીડભંજન પાર્શ્વનાથની સ્તુતિ. ૧

**ભીડભંજન પાસ** પ્રભુ સમરો,
અરિહંત અનંતનું ધ્યાન ધરો,
જીનાગમ અમૃત પાન કરો,
**શાસનદેવી** સવિ વિઘ્ન હરો ॥ ૧ ॥

## શ્રી મહાવીર સ્વામિની સ્તુતિ. ૧

**વીરં** દેવં નિત્યં વન્દે ॥ ૧ ॥
જૈનાઃ પાદા યુષ્માન્ પાન્તુ ॥ ૨ ॥
જૈનં વાક્યં ભૂયાદ્ ભૂત્યૈ ॥ ૩ ॥
**સિદ્ધાદેવી** દદ્યાત્ સૌખ્યમ્ ॥ ૪ ॥

## શ્રી સીમંધર સ્વામિની સ્તુતિ. ૧

**શ્રી સીમંધર** દેવ સુહંકર, મુનિમન પંકજ હંસાજી,
**કુંથુ અરજિન** અંતર જન્મ્યા, તિહુઅણુ જસ પરશંસાજી,
**સુવ્રત નમિ** અંતર વળી દીક્ષા, શિક્ષા જગત નિરાસજી,
ઉદય **પેઢાલ** જિનાંતરમાં પ્રભુ, જાશે શિવવહુ પાસજી ૧
બત્રીસ ચઉસટ્ઠિ ચઉસટ્ઠિ મળીયા, ઇગિસયસટ્ઠિ ઉક્કિટ્ઠાજી,
ચઉઅડ અસ ઠળી સંપ્રયમાં કાળે, વીસ જીનેશ્વર દિટ્ઠાજી,
તે ચઉ ચાર જઘન્ય દશ જંબુ, **ધાયઇ પુષ્કર** મોઝારજી,
પૂજો પ્રણમો **આચારાંગે, અવચન સાર ઉદ્ધારેજી.** ૨
**સીમંધર** વર કેવળ પામી, જિનપદ ખવણ નિમિત્તેજી,
અર્થની દેશના વસ્તુ નિવેદન, દેતા ગુણુન વિનીતેજી,
દ્વાદશ અંગ પૂરવ યુત રચિયા, **ગણધર લબ્ધિ** વિકસિયાજી,
અપજ્જવસિય જિનાગમ વંદો, અક્ષય પદના રસિયાજી ૩
આણાંગી સમકિત સંગી, વિવિધ ભંગી વ્રતધારીજી,
ચઉવિહ સંઘ તીરથ રખવાળી, સહુ ઉપદ્રવ હરનારીજી,
**પંચાગુલી સૂરી** શાસન દેવી, દેતી જશ તમ ઋદ્ધિજી,
શ્રી **શુભવીર** કહે શિવસાધન, કાર્ય સકળમાં સિદ્ધિજી ૪

## શ્રી સિદ્ધાચલજીની સ્તુતિ ૧

પરમ સુખ વિલાસી, શુદ્ધ ચિદ્રૂપ ભાસી,
સહજ રૂચિ વિકાસી, મોક્ષ આવાસ વાસી,
મદ મદન વિનાશી, વિશ્વથી જે ઉદાસી,
**ઋષભજી** જિન અનાસી, વંદીયે તે નિરાસી ૧
જિનવર જિતરાગ, પ્રાપ્ત સંસાર પાર,

કૃત કપટ વિદ્દારા, પૂર્ણ પુણ્ય પ્રચારા,
કલિમલ મલહારા, મર્દિતાનંગચારા,
દુ:ખવિપિનકુઠારા, પૂજીયે પ્રેમે ધારા. ૨

પ્રબલ નયન પ્રકાશા, શુદ્ધ નીક્ષેપ વાસા,
વિવિધ નય વિલાસા, પૂર્ણ નાણાવભાસા,
પરિહરિ તર્ક દાસા, દત્ત દુર્વાદિ વાસા,
ભવિજન સુણિ ખાસા, જૈન વાણી જયાસા ૩

સકલ સુર વિશિષ્ટા, પાલિતાનેકશિષ્ઠા,
ગરિમ ગુણ ગરિષ્ઠા, નાસિતા શેષ રિષ્ટા,
જનમ મરણ નિષ્ટા, દાનલીલાપદિષ્ટા,
હરતુ સકલ દુષ્ટા, દેવી ચક્રા વરિષ્ટા. ૪

## બીજની સ્તુતિ.

અજવાળી બીજ સોહાવે રે
ચંદા રૂપ અનુપમ લાવે રે
ચંદા વિનતડી ચિત્ત ધરજો રે
સીમંધરને વંદના કહેજો રે ॥ ૧ ॥

વીશ વિહરમાન જિનને વંદું રે
જિન શાસન પૂજી આણંદું રે
ચંદા એટલું કામજ કરજો રે
સીમંધરને વંદણા કહેજો રે ॥ ૨ ॥

સીમંધર જિનની વાણી રે
તે તો અમિય પાન સમાણી રે

ચંદા તમે સુણી અમને સુણાવો રે
ભવ સંચિત પાપ ગમાવો રે ॥ ૩ ॥
સીમંધર જિનની સેવા રે
તે તો શાસન ભાસન મેવા રે
ચંદા હોજો સંઘના ત્રાતા રે
ગજ લંછન ચંદ વિખ્યાતા રે ॥ ૪ ॥

## પંચમીની સ્તુતિ ૧.

**શ્રાવણ** સુદિ દિન પંચમીએ, જન્મ્યા **નેમિજિણંદ** તો,
શ્યામવરણ તનુ શોભતું એ, મુખ શારદકો ચંદ તો,
સહસ વરસ પ્રભુ આઉખું એ, બ્રહ્મચારી ભગવંત તો,
અષ્ટકરમ હેલા હણીએ, પહોતા મુક્તિ મહંત તો ૧

**અષ્ટાપદપરઆદિજિન** એ, પહોતા મુક્તિ મોઝાર તો,
વાસુપૂજ્ય **ચંપાપુરી** એ નેમ મુક્તિ **ગિરનાર** તો,
**પાવાપુરી** નગરીમાં વળી એ, શ્રી **વીરતણું** નિર્વાણ તો,
**સમેતશિખર વીશ** સિદ્ધ હુઆ રે, શિરવહું તેહની આણ તો ૨

**નેમનાથ** જ્ઞાની હુઆ એ, ભાખે સત્ય વચન તો,
જીવદયા ગુણવેલડી એ, કીજે તાસ જતન તો,
મૃષા ન બોલો માનવીએ, ચોરી ચિત્ત નિવાર તો,
અનંત તિર્થંકર એમ કહે એ, પરહરીએ પરનાર તો, ૩

**ગોમેધનામે** યક્ષભલો એ, દેવી **શ્રી અંબિકા** નામ તો,
શાસન સાન્નિધ્ય જે કરે એ, કરે વળી ધર્મના કામ તો,
તપગચ્છ નાયક ગુણનીલોએ, **શ્રી વિજયસેનસૂરિરાય** તો,
**ઋષભદાસ** પાય સેવતા એ, સફળ કરો અવતાર તો ૪

# શ્રી પંચમીની સ્તુતિ. ૨.

શ્રી નેમિઃ પંચરૂપ ત્રિદશપતિકૃત–પ્રાજ્ય જન્માભિષેક–
શ્ચંચત્ પંચાક્ષમત્તદ્વિરદમદભિદા પંચવક્ત્રોપમાનઃ
નિર્મુક્તઃ પંચદેહ્યાઃ પરમસુખમયઃ પ્રાસ્તકર્મ પ્રપંચઃ
કલ્યાણં પંચમીસત્તપસી વિતનુતાં પંચમ જ્ઞાનવાન્વઃ ૧

સંપ્રીણન્ સચ્ચકોરાન્ શિવતિલકસમઃ કૌશિકાનન્દમૂર્તિઃ
પુણ્યાબ્ધિઃ પ્રીતિદાયિ સિતરુચિરિવ યઃ સ્વીયગોભિસ્તમાંસિ
સાન્દ્રાણિ ધ્વંસમાનઃ સકલ કુવલયો–લ્લાસમુચ્ચૈશ્ચકાર
જ્ઞાનં પુષ્યાજ્જિનૌઘઃ સ તપસી ભવિનાં **પંચમી વાસરસ્ય** ૨

પીત્વા નાનાભિધાર્થા મૃતરસમસમં યાન્તિ યાસ્યન્તિ જગ્મુ–
ર્જિવા યસ્માદનેકે વિધિવદમરતા પ્રાજ્ય નિર્વાણ .પુર્યામ્
યાત્વા દેવાધિદેવા ગમદસમસુધા–કુણ્ડમાનંદહેતુ–
સ્તત્પંચમ્યાસ્તપસ્યુદ્યતવિશદધિયાં ભવિનામસ્તુ નિત્યમ્ ૩

સ્વર્ણાલંકાર વલ્ગન્ મણિકિરણગણ ધ્વસ્ત નિત્યાન્ધકારા
હુંકારા રાવદૂરી કૃતસુકૃતજન–વ્રાત વિઘ્નપ્રચારા
દેવી **શ્રીઅંબિકાખ્યા** જિનવરચરણા–મ્ભોજભૃંગી સમાના
પંચમ્યહ્નસ્તપોડર્થં વિતરતુ **કુશલં** ધીમતાં સાવધાના ૪

## શ્રી આઠમની થોય.

મંગળ આઠ કરી જસ આગળ ભાવ ધરી સુરરાજજી.
આઠ જાતિના કળશ ભરીને, ન્હવરાવે જિનરાજજી.
વીર જિનેશ્વર જન્મ મોહત્સવ કરતાં શિવસુખ સાધેજી.
આઠમનું તપ કરતાં અમ ઘેર મંગલકમલા વાધેજી....૧

અષ્ટકરમ વૈરિ ગજગંજન અષ્ટાપદ પરે બળિયાજી
આઠમે આઠ સ્વરૂપ વિચારી મદ આઠે તસ ગળિયાજી
અષ્ટમી ગતિ પહોતા જે જિનવર ફરસ આઠ નહિ અંગજી
આઠમનું તપ કરતા અમ ઘર નિત નિત વાધે રંગજી ૨

પ્રાતિહારજ આઠ વિરાજે સમવસરણ જિનરાજેજી
આઠમે આઠમો આગમ ભાખી ભવિમન સંશય ભાજેજી
આઠે જે પ્રવચનની માતા પાળે નિરતિચારોજી
આઠમને દિન અષ્ટપ્રકારી જીવદયા ચિત્ત ધારોજી ૩

અષ્ટપ્રકારે પૂજા કરીને માનવભવ ફળ લીજેજી
સિદ્ધાઈદેવી જિનવર સેવી અષ્ટ મહાસિદ્ધિ દીજેજી
આઠમનું તપ કરતા લીજે નિર્મળ કેવળજ્ઞાનજી
ધીરવિમળ કવિ સેવક નય કહે તપથી કોડ કલ્યાણજી ૪

## શ્રી એકાદશીની સ્તુતિ.

એકાદશી અતિ રૂઅડી **ગોવિંદ** પૂછે **નેમ,**
કિણ કારણ એ પર્વ મોટું કહોને મુજશું તેમ
**જિનવર કલ્યાણક** અતિ ઘણા, **એકસોને પચાસ**
તેણે કારણ એ પર્વ મોહોટું કરો મૌન ઉપવાસ ૧

અગિયાર શ્રાવકતણી પડિમા, કહી તે જિનવરદેવ
એકાદશી એમ અધિક સેવો વનગજા જિમ **રેવ**
ચોવીશ જિનવર સયલ સુખકર જેસા **સુરતરુ** ચંગ
જેમ ગંગ નિર્મળ નીર જેહવો કરો જિન શું રંગ

અગિઆર અંગ લખાવીએ, અગિઆર પાઠા સાર
અગિઆર કવળી વીંટણા ઠવણી પૂંજણી સાર

વરકમલ નયણી કમલવયણી કમલ સુકોમળ કાય
ભુજદંડ ચંડ અખંડ જેહને સમરતાં સુખ થાય
**એકાદશી** એમ મન વસી, ગણિ **હર્ષપંડિત** શિષ્ય
**શાસનદેવી** વિઘ્ન નિવારો, સંઘતણાં નિશદિશ ....૪

## શ્રી એકાદશીની સ્તુતિ. ૨.

શ્રી ભાગ્ નેમિર્ણભાષે જલશયસવિધે સ્ફુર્તિમેકાદશીચ્યાં,
આદ્યન્મોહાવનીન્દ્ર પ્રશમનવિશિખઃ પંચબાણાર્ચિરર્ણઃ
મિથ્યાત્વ ધ્વાન્તવાન્તૌ રવિકરનિકર સ્તીવ્રલોભાદ્રિવજ્રં,
શ્રેયસ્તત્પર્વ વસ્તાચ્છિવસુખમિતિવા **સુવ્રતશ્રેષ્ઠિનોઽભુત** ૧

ઇન્દ્રૈરભ્રભ્રમદ્‌ભિર્મુનિપગુણરસા સ્વાદનાનન્દપૂર્ણૈ-
દિવ્યદ્ ભિસ્ફારહારૈ ર્લલિતવરવપુ-ર્યષ્ટિભિસ્સર્વપૂર્ભિઃ
સાર્ધં કલ્યાણ કૌઘો જિનપતિનવતે બિન્દુભૂતેન્દુસંખ્યો,
ધસ્ત્રે યસ્મિન્ જગેતદ્ ભવતુસુભવિનાં પર્વસચ્છર્મહેતુઃ ૨

સિદ્ધાંતાબ્ધિ પ્રવાહઃ કુમતજનપદાન્ પ્લાવયન્ યઃ પ્રવૃતઃ
સિદ્ધિદ્વીપં નયન્ધીધન મુનિવણિજઃ સત્યપાત્ર પ્રતિષ્ઠાન્
એકાદશ્યાદિ પર્વેન્દુમણિમતિદિશન્ ધીવરાણાં મહાર્ધ્યં,
સન્યાયામ્ભશ્ચ નિત્યં પ્રવિતરતુ સ નઃ સ્વપ્રતીરે નિવાસમ્ ૩

તત્પર્વોદ્યાપનાર્થં સમુદિત સુધિયાં શંભુસંખ્યા પ્રમેયા-
મુત્કૃષ્ટાં વસ્તુવીથી-મભયદસદને પ્રાભૃતી કુર્વતાં તાં,—
તેષાં સવ્યાક્ષપાદૈઃ પ્રલપિત મતિભિઃ પ્રૈતભૂતાદિભિર્વા
દુષ્ટૈ-ર્જન્યં ત્વજન્યં હરતુ હરિતનુ **ન્યસ્ત પાદાંબિકાખ્યા** ૪

---

# શ્રી સિદ્ધચક્રની સ્તુતિ.

[૧]

જિનશાસન વછિત પૂરણ દેવરમાળ,
ભાવે ભવિ ભણિયે **સિદ્ધચક્ર** ગુણમાળ,
તિહુ કાળે એહની પૂજા કરે ઉજમાળ,
તે અજર અમરપદ સુખ પામે સુવિશાળ ૧

**અરિહંત સિદ્ધ વંદો આચારજ ઉવજઝાય,**
**મુનિ દરિસણ નાણ ચરણ તપ** એ સમુદાય
એ નવપદ સમુદિત **સિદ્ધચક્ર** સુખદાય,
એ ધ્યાને ભવિના ભવકોટી દુ:ખ જાય ૨

**આસો ચેતરમા** સુદ **સાતમથી** સાર,
**પુનમલગી** કીજે **નવઆંબિલ** નિરધાર,
દોયસહસ ગણેવુ પદસમ સાડાચાર,
**એકાશી આંબિલ** તપ આગમ અનુસાર ૩

શ્રી **સિદ્ધચક્ર સેવક** શ્રી **વિમલશરદેવ,**
**શ્રીપાલતણી** પરે સુખપુરે સ્વયમેવ,
દુ:ખદોહગનાવે જેહ કરે એહની સેવ,
શ્રી **સુમતિ** સુગુરૂનો **રામ** કહે નિત્યમેવ ૪

[૨]

પ્રહ ઉઠી વંદુ, **સિદ્ધચક્ર** સદાય,
જપીએ નવપદનો જાપ સદા સુખદાય,
વિધિપૂર્વક એ તપ, જે કરે થઈ ઉજમાળ,
તે સવિ સુખ પામે, જિમ મયણા શ્રીપાલ, ૧

**માલવપતી** પુત્રી, **મયણા** અતિ ગુણવંત;
તસ કર્મસંયોગે, કોઢી મિલિયો કંત;
ગુરૂવયણે તેણે, આરાધ્યું તપ એહ;
સુખસંપદ વરીયા, તરીયા ભવજળ તેહ. ૨

**આંબીલને ઉપવાસ, છઠ્ઠ** વળી **અઠ્ઠમ;**
**દશ અઠ્ઠાઇ પંદર, માસ છ માસ** વિશેષ,
ઇત્યાદિક તપ બહુ, બહુમાંહી શિરદાર;
જે ભવિયણ કરશે, તે તરસે સંસાર. ૩

તપ સાનિધ્ય કરશે, **શ્રીવિમળેશ્વરયક્ષ;**
સહુ સંઘના સંકટ, ચૂરે થઇ પ્રત્યક્ષ;
**પુંડરીક** ગણધાર, **કનકવિજય** બુધશિષ્ય;
બુધ **દર્શનવિજય** કહે, પહોચે સકળ જગીશ. ૪

## શ્રી નવપદની સ્તુતિ.

**અરિહંત** નમો વળી **સિદ્ધ** નમો,
**આચારાજ વાચક સાહુનમો;**
**દર્શન જ્ઞાન ચારિત્રનમો,**
તપ એ **સિદ્ધચક્ર** સદા પ્રણમો. ॥ ૧ ॥

અરિહંત અનંત થયા થાસે,
વળી ભાવ નિક્ષેપે ગુણ ગાશે;
પડિક્કમણાં દેવવંદન વિધિશું,
આંબીલતપ ગણણું ગણો વિધિશું. ॥ ૨ ॥

**છ હરીપાળી** જે તપ કરશે,
શ્રીપાલતણી પરે ભવ તરશે;

સિદ્ધચક્રને કુણ આવે તોલે,
એહવા જિન આગમ ગુણ બોલે ॥ ૩ ॥
સાડા ચાર વરશે તપ પૂરો,
એ કર્મ વિદારણ તપ શૂરો,
સિદ્ધચક્રને મનમંદિર થાપો,
નય વિમલેસર વર આપો ॥ ૪ ॥

## શ્રી પર્યુષણ પર્વની સ્તુતિ.

[૧]

મણિ રચિત સિંહાસન, બેઠા જગદાધાર,
પર્યુસણ-કેરો, મહિમા અગમ અપાર,
નિજ મુખથી દાખી, સાખી સુરનરવૃંદ,
એ પર્વ પર્વમા, જિમ તારામા ચંદ ૧

નાગકેતુની પરે, કલ્પ સાધના કીજે,
વ્રત નિયમ આખડી, ગુરુ-મુખ અધિકી લીજે
દોય ભેદે પૂજા, દાન પંચ પ્રકાર,
કર પડિક્કમણાધર, શિયલ અખંડિત ધાર ૨

જે ત્રિકરણ શુધ્ધે, આરાધે નવ વાર,
ભવ સાત આઠ નવ, શેષ તાસ સંસાર,
સહુ સૂત્ર શિરોમણિ, કલ્પસૂત્ર સુખકાર,
તે શ્રવણે સુણીને, સફળ કરો અવતાર, ૩

સહુ ચૈત્ય જુહારી, ખમત-ખામણા કીજે,
કરી સાહમ્મિવત્સલ, કુગતિ-દ્વાર પટ દીજે,

અઠ્ઠાઈ–મહોત્સવ, **ચિદાનંદ** ચિત્ત લાઈ,
ઇમ કરતાં સંઘને, શાસન દેવ સહાઈ, ૪

[૨]

**સત્તરભેદી** જિનપૂજા રચીને **સ્નાત્ર** મહોત્સવ કીજેજી
ઢોલ દદામા ભેરી નફેરી ઝલ્લરીનાદ સુણીજેજી
**વીરજિન**–આગળ ભાવના ભાવી માનવ ભવફળ લીજેજી
પરવ પજ્જુસણ પૂરવ પૂન્યે આવ્યાં એમ જાણીજેજી–૧

માસ પાસ વળી દશમ દુવાલસ ચત્તારી અઠ્ઠ કીજેજી
ઉપર વળી દશ દોય કરીને જિન ચોવીસે પૂજીજેજી
**વડા કલ્પનો** છઠ્ઠ કરીને **વીરચરિત્ર** સુણીજેજી
પડવાને દિન જન્મ–મહોચ્છવ ધવળ મંગળ વરતીજેજી–૨

આઠ દીવસ લગે અમર પળાવી અઠ્ઠમનું તપ કીજેજી
**નાગકેતુની** પરે કેવળ લહીએ જો શુભ ભાવે રહીએજી
**તેલાધરદિન** ત્રણ કલ્યાણક ગણધરવાદ વદીજેજી
પાસ **નેમીશ્વર** અંતર ત્રીજે **ઋષભચરિત્ર** સુણીજેજી–૩

**બારસેં સુત્રને સમાચારી** સંવચ્છરી પડિક્કમીએજી
**ચૈત્યપ્રવાડી** વિધિ શું કીજે સકળ જંતુને ખામીજેજી
પારણાને દિન સાહમ્મિવચ્છલ કીજે અધિક વડાઇજી
માનવિજય કહે સકળ મનોરથ પૂરે દેવી સિદ્ધાઈજી–૪

[૩]

વરસ દિવસમા **અષાઢ ચોમાસ**, તેમાં વળી **ભાદરવો** માસ,
આઠ દિવસ અતિ ખાસ

આડંબરેશું દહેરે જઈએ, સંવત્સરી પડિક્કમણું કરીએ,
સંઘ સર્વને ખમીએ
પારણે સાહમ્મિવચ્છલ કીજે, યથાશક્તિએ દાન દીજે,
પુણ્ય ભંડાર ભરીજે
શ્રી વિજયક્ષેમસૂરિ ગણધાર, જશવન્તસાગર ગુરૂ ઉદાર,
જીણંદસાગર જયકાર (૪)

## શ્રી વીશસ્થાનકની સ્તુતિ.

પૂછે ગૌતમવીર જિણંદા, સમવસરણ બેઠા શુભ કંદા
પૂજિત અમર સુરીંદા,
"કેમ નિકાચે પદજિનચંદા! કિણુવિધ તપ કરતા બહુ ફંદા!
ટળે દુરિત–દંદા!"
તો ભાખે પ્રભુજી ગતનિંદા "સુણ ગોમત! વસુભૂતિ નંદા!
નિર્મળ તપ અરવિંદા!
વીશસ્થાનક તપકર મહંદા જિમ તારક સમુદાયે ચંદા
તિમ એ તપ સવિઈંદા ૧

પ્રથમપદ અરિહંત ભણીજે, બીજે સિદ્ધ પવયણ પદત્રીજે
આચારજ થિર ઠવીજે
ઉપાધ્યાયને સાધુ ગ્રહીજે, નાણ દંસણપદ વિનય વહીજે
અગિયારમે ચારિત્ર લીજે
બંભવયધારિણું ગણીજે, કિરિયાણં તવસ્સ કરીજે,
ગોયમ જિણાણું લહીજે
ચારિત્ર નાણ સુઅસ્સ તિત્થસ્સ કીજે,
ત્રીજે ભવતપ કરત સુણીજે એ સવિજિન તપલીજે ૨

આદિ નમો પદ સઘળે ઠવીશ, બાર પન્નર વળી બાર છત્રીશ
દશ પણવીશ સગવીશ,
પાંચને અડસઠ તેર ગણીશ, સિત્તેર નવ કિરિયા પચવીશ;
બાર અઠ્ઠાવીસ ચોવીશ
સત્તર એકાવન પિસ્તાલીસ પાંચ લોગસ્સ કાઉસ્સગ રહીશ
નવકારવાળી વીશ,
એક એક પદે ઉપવાસજ વીશ, સામપટે એક ઓળી કરીશ
એમ સિદ્ધાંત જગીશ ૩

શક્તે એકાસણુ તિવિહાર છઠ્ઠ. અઠ્ઠમ માસખમણુ
ઉદાર, પડિક્કમણુ દોયવાર
ઇત્યાદિક વિધિ ગુરૂગમધાર, એકપદ આરાધન ભવપાર
ઉજમણુ વિવિધ પ્રકાર
માગ તપસી કરે મનોહાર, દેવી સિદ્ધાઈ શાસન સુખકાર,
વિઘ્ન-મિટાવણહાર
ક્ષમાવિજય જસ ઉપર પ્યાર, શુભ ભવિયણ ધર્મ આધાર
વીરવિજય જયકાર ૪

# વિભાગ ૭ મો.

## સજ્ઝાયો.

### (નાની) અમૃત-વેલીની સજ્ઝાય-૧

ચેતન! જ્ઞાન અજુવાલીએ ટાલીએ મોહ સંતાપરે,
ચિત્ત ડમડોલતુ વાલીએ પાલીએ સહજગુણ આપરે ચે ૧

ઉપશય અમૃત-રસ પીજીએ, કીજીએ સાધુ-ગુણ-ગાનરે,
અધમ-વયણે નવિ ખીજીએ, દીજીએ સજ્જન માનરે. ૨

ક્રોધ-અનુબંધ નવિ રાખીએ ભાખિએ વયણ મુખે સાચરે,
સમકિત-રત્નરુચિ જોડીએ, છોડીએ કુમતિ-મતિ-કાચરે. ૩

શુદ્ધ પરિણામને કારણે, ચારના શરણ ધરે ચિત્તરે,
પ્રથમ તિહાં-શરણ અરિહંતનું, જેહ જગદીશ જગમિત્તરે. ૪

જે સમોસરણમાં રાજતા, ભાંજતા ભવિક-સંદેહરે,
ધર્મનાં વચન વરસે સદા, પુષ્કરાવર્ત જિમ મેહરે. ૫

શરણ બીજું ભજે સિદ્ધનું જે કરે કર્મ-ચકચુરરે,
ભોગવે રાજ શિવનગરનું, જ્ઞાન-આનંદ-ભરપૂરરે. ૬

સાધુનું શરણ ત્રીજું ધરે, જેહ સાધે શિવપંથરે,
મૂળ-ઉત્તર-ગુણે જે વર્યા, ભવ-તર્યા ભાવ-નિર્ગ્રંથરે ૭

શરણ ચોથું કરે ધર્મનું, જેહમાં વર-દયા-ભાવરે,
જે સુખ હેતુ જિનવર કહ્યું, પાપજલ તારવા નાવરે. ૮

ચારનાં સરણ જે પડિવજે, વલી ભજે ભાવના શુદ્ધરે,
દુરિત સવિ આપણાં નિંદિએ, જેમ હોયે સંવર-વૃદ્ધરે. ૯

ઇહભવ પરભવ આચર્યાં, પાપ-અધિકરણ-મિથ્યાતરે,
જે જિનાઽઽશાતનાદિક ઘણાં, નિંદિએ તેહ 'ગુણઘાતરે ૧૦

ગુરુતણાં વચન તે અવગણી, ગુંથિયા આપમત જાલરે,
બહુપરે લોકને ભોળવ્યા, નિંદિયે તેહ જંજાલરે ૧૧

જેહ હિંસા કરી આકરી. જેહ બોલ્યા મૃષાવાદરે,
જેહ પરધન હરી હરખીયા, કીધલો કામ ઉન્માદરે ૧૨

જેહ ધન-ધાન્ય-મૂર્છા ધરી, સેવિયા ચાર કષાયરે,

રાગને દ્વેષને વશ હુવા, જે કીધા કલહ-ઉપાયરે ૧૩
જુઠ જે આલ પરને દિયા, જે કર્યા પિશુનતા પાપરે,
રતિ-અરતિ-નિંદ-માયા-મૃષા, વલિય મિથ્યાત્વ-સંતાપરે ૧૪
પાપ જે એહવા સેવિયા, તેહ નિંદિએ તિહુ કાલરે,
સુકૃત અનુમોદના કીજીએ, જિમ હોયે કર્મ વિસરાલરે ૧૫
વિશ્વ-ઉપકાર જે જિન કરે, સાર જિન નામ-સંયોગરે,
તેહ ગુણ તાસ અનુમોદીએ, પુણ્ય અનુયોગ-અનુણ ધરે ૧૬
સિદ્ધની સિદ્ધતા કર્મના,-ક્ષયથકી ઉપની જેહને,
જેહ આચાર આચાર્યનો, ચરણ-વન સિંચવા મેહરે ૧૭
જેહ ઉવજ્ઝાયનો ગુણ ભલો, સૂત્ર સજ્ઝાય પરિણામરે,
સાધુના જેહ વલી સાધુતા, મૂલ-ઉત્તર-ગુણ-ધામરે ૧૮
જેહ વિરતિ દેશ-શ્રાવકતણી, જેહ સમકિત સદાચારરે,
સમકિત-દૃષ્ટિ સુરનર તણો, તેહ અનુમોદિએ સારરે ૧૯
અન્યમા પણ દયાદિક ગુણો, જેહ જિન-વચન અનુસારરે,
સર્વ તે ચિત્ત અનુમોદિએ, સમકિત બીજ નિરધારરે ૨૦
પાપ નવિ તીવ્ર ભાવે કરે, જેહને નવિ ભવ-રાગરે,
ઉચિત-સ્થિતિ જેહ સેવે સદા, તેહ અનુમોદવા લાગરે ૨૧
થોડલો પણ ગુણ પરતણો, સાભળી હર્ષ મન આણરે,
દોષ-લવ-પણ નિજ દેખતા, નિજ-ગુણ નિજાતમા જાણરે ૨૨

ઉચિત વ્યવહાર અવલંબને, એમ કરી સ્થિર પરિણામરે, ૨૩
દેહ-મન-વચન-પુદ્ગલ થકી, કર્મથી ભિન્ન તુજ રૂપરે
અક્ષય અકલંક છે જીવનું, જ્ઞાન-આનંદ-સ્વરૂપરે ૨૪

કર્મથી કલ્પના ઉપજે, પવનથી જેમ જલધિ-વેલરે,
રૂપ પ્રગટે સહજ આપણું, દેખતાં દૃષ્ટિ-સ્થિર મેલરે. ૨૫
ધારતાં ધર્મની ધારણા, મારતાં મોહ વડચોરરે,
જ્ઞાનરૂચિ વેલ વિસ્તારમાં, વારતાં કર્મનું જોરરે ૨૬
રાગ-વિષ-દોષ ઉતારતાં, જારતાં દ્વેષ-રસ શેષરે.
પૂર્વ-મુનિ-વચન સંભારતાં, વારતાં કર્મ નિઃશેષરે. ૨૭
દેખિએ માર્ગ શિવનગરનો, જે ઉદાસીન પરિણામરે,
તેહ અણુ-છોડતાં ચાલિયે, પામીએ જિમ પરમ-ધામરે. ૨૮
શ્રી **નયવિજય-ગુરુ-શિષ્યની.** શિખડી **અમૃતવેલરે,**
એહ જે ચતુર-નર આદરે, તે લહે **સુજસ** રંગ-રેલરે. ૨૯

---

## શ્રી અનાથી મુનિની સજઝાય.

### [૧]

( રાગ-નાથ કૈસે ગજકો બંધ છોડાગો ? )

**મગધાધિપ શ્રેણિક** સુવિચારી, સાથે બહુ પરિવારી;
હય ગય રથ પાયક પાલખીશું, પહોંચ્યો વનહ મોઝારી ૧
કે રાજન રયવાડી સંચરીયો, **ખાયક** સમકિત વરિયો કે
**પદ્મનાભ** તીર્થંકર થાશે, ઉપશમ રસનો દરિયો કે ૨
વિવિધ પ્રકારની ક્રીડા કરતો, જોતો વનમાં ઠામ,
**ચંપક** તરૂ તળે મુનિવર દીઠા, બેઠો કરી પ્રણામ કે. ૩
ધ્યાને લીનો મુનિવર મ્હોટો, ચંપકવર્ણી કાયા,
લુંચ્યા કેશ જોબન વેશે, તજી સંસારની માયા કે ૪

પૂછે રાજા શ્રેણિક મુનિને,–"કિમ લુચ્યા તુમ કેશ, ?
યૌવને વૈરાગ કહો કેમ લીધો ?, દીસો છો લઘુ વેશ કે ૫

તરુણપણે તરુણી કાં છડી ?, એ માયા કાં મડી, ?
કંચન-વરણી-કાયા દંડી, એ શી કીધ ધમડી ? કે ૬

રૂપવંત તુ ગુણવંત દીસે, સુંદર તુમ આકાર,
શશિ-સમ-વદન વિરાજે તારૂ, નયન-પંકજ અનુહાર કે ૭

ધન જોબન ફળ લાહો લીજે, કીજે બહુલા ભોગ,
સંપત્તિ મારૂ દાન તે દીજે, અવસરે લીજે જોગ કે ૮

કુટુંબ તણો મોહ કિમ મૂકયો, ? કિમ મૂકયો ધન પરિવાર ?
કવણ નગરના કહો તુમ વાસી ? કિમ લીધો સંજમ ભાર કે ૯

શયલ-લક્ષણ તુમ અંગે નિરખ્યા, અવગુણ એક ન દીઠો,
કૃપા કરી યોગીશ્વર ! સાચો, ઉત્તર દ્યો મુજ મીઠો" કે ૧૦

બોલે મુનિવર "સુણ હો રાજા, ઉત્તર દેઉં હું સાચો,
સુખનો મટકો, નયનનો લટકો, કાયા પીંડ, તે કાચો કે

રાજન ! સુણજો વચન અનાથી ૧૧

નાથ વિના જીવે દુ:ખ પામ્યો, મારે નહિ કોઈ નાથ,
તિણ કારણ મેં દિક્ષા લીધી, હવે હું હુઓ સનાથ કે ૧૨

"નાથ થાઉં હું મુનિવર ! ત્હારો, એહવો અર્થ વિચારો,"
"નાથ અછે કોઈ ત્હારે રાજા, બોલ્યો બોલ અવિચાર્યો કે ૧૩

નાથ તણો અર્થ જો જાણો, તો થાઓ મુજ નાથ,
નાથ નહિ કોઈ નૃપતિ તુમારે, બાવળા દ્યો છો બાથ કે ૧૪

માતા નયગળ દશ દેવાગ્ય, તુજ મગધાધીપ રાજા,
નન્ત કોટી જેવી બંધવ ઇ, માય, તાય, સુખ સાજા કે ૧૫

મોટા કુળની મોટી વહુડી, ખોટી નહિ મનમાંહી;
સિંહ-કટી હંસ-ગમની બાળા, થોડા બોલી પ્રાંહી કે. ૧૬

શશી-વયણી મૃગ-નયણી નારી, ચિત્ત હરણી ભરતાર,
હાવ-ભાવ-વિભ્રમ જે કરતી, તે મૂકી નિરધાર કે. ૧૭

ઇંદ્રતણી જાણે ઇંદ્રાણી, એહવી મુજ ઘેર રાણી
કેતા ગુણ હું કહું હો રાજા! શીયલ ગુણની ખાણી કે. ૧૮

પાન સમારે બીડું વાળી, માંહી કપુરનો વાસ,
પ્રેમ કરી મુજ પદ્મિણી આપે, તે મૂકી નિરાશ કે. ૧૯

પંચ વિષય હું ભોગ ભોગવતો, જાતો કાળ ન જાણ્યો,
એક દિવસ મુજ રોગ ઉપન્યો, નવિ શમે તે ચિત્ત આણ્યો કે. ૨૦

કાકા-કાકી, ફુઆ, ભાણેજી, મામા, માસા, મામી,
નેહ ધરે માસી મુજ અધિકો, જાણે કે અંતરજામી કે. ૨૧

માય, તાય, બંધવ મુજ ભગિની, દુઃખ નવિ લીઓ જાય,
નારી મુખ વિલપંતી બોલે, "એ દુઃખ અમ ન સહાય કે. ૨૨

તિણ વેદન મુજ નિંદ ન આવે, અન્ન પાન નવિ ભાવે,
મંત્ર યંત્ર કીધા ઘણેરા, તો પણ દુઃખ નવિ જાવે કે. ૨૩

વૈદ્ય જાણ તેડયા તિણિવારે, દીધા બહુલા દામ,
ઔષધ ભેષજે ગુણ નવિ થાયે, વિલખાણા તે તામ કે. ૨૪

ચિત્ત ચોખે કરી મેં રે વિચાર્યું, એકલડો વનવાસી,
એ સંસારતણાં દુઃખ વિરૂઆં, ગઇ વેદના તવ નાશી કે. ૨૫

દિનકર ઉગે તમ જિમ નાશે, તિમ મુજ વેદના ભાગી,
સંયમ વરિયો વેદન હરીયો, સમતાશું લય લાગી કે. ૨૬

**મગધાધીપ** હરખ્યો મનમાંહી, વચન કહેરે વિચારી,

"નાથપણું તુમને મુનિ સાચુ, આપ તર્યા પર તારી કે" ૨૭
શીશ નમાવી પાયે લાગી, પૂછી છોડયુ મિથ્યાત્,
યોગીમગ્ને ધ્યાને લીનો, અજુવાળે કુળજાત કે ૨૮
ઋષિ અનાથી ચારિત્ર પાળી, પહોત્યા શિવપુર ઠામ,
**કનકવિજય** બુધ ચરણે મધુકર, ઇમ બોલે **મુનિરામ** કે ૨૯

[ ૨ ]

શ્રેણિક રયવાડી ચડયો, પેખિયો મુનિ એકાંત,
વર રૂપ-કાંતે મોહિયો, રાય પૂછે રે "કહોને વીરતંત",
શ્રેણિકરાય! હું રે અનાથી નિર્ગ્રંથ, તિણેમે લીધોરે
સાધુજીનો પંથ શ્રેણિક૦ ૧

ઇણે કોસબી-નયરી વસે, મુજપિતા પરિગળ-ધન્ન,
પરિવાર પુરે પરિવર્યો, હું છું તેહનોરે પુત્ર રતન્ન શ્રેણિક૦ ૨
એક દિવસ મુજ વેદના, ઉપની મે ન ખમાય,
માત-પિતા ઝુરી રહ્યા, પણ કિણહિ તે ન લેવાય શ્રેણિક૦ ૩
ગોરડી ગુણ-મણિ-ઓરડી-ચોરડી અબળા નાર,
કોરડી પીડા મે સહી, કોણે કીધી મોરડી સાર શ્રેણિક૦ ૪
બહુ રાજવૈદ્ય બોલાવીયા, કીધલા કોડિ-ઉપાય,
બાવના-ચંદન ચરચીયા, પણ તોહીરે સમાધિ ન થાય શ્રેણિક૦ ૫
"જગમાં કો કેહનો નહીં, તે ભણી હું રે અનાથ,
વીતરાગના ધર્મ સરિખો, નહીં કોઇ બીજો મુગતિનો સાથ ,, ૬
જો મુજ વેદના ઉપસમે, તો લેઉ સંયમ-ભાર"
ઇમ ચિંતવતા વેદના ગઈ, વ્રત લીધુ મે હર્ષ અપાર" શ્રેણિક૦ ૭

કરજોડી રાજા ગુણસ્તવે " ધનધન એહ અણગાર,
શ્રેણિક સમકિત પામીઓ, વાંદી પહોંત્યોરે નગર મોઝાર. ,, ૮

મુનિ–અનાથી–ગુણ–ગાવતાં, ત્રુટે કર્મની કોડ,
ગણિ–સમય–સુંદર તેહના પાયવંદેરે બે કરજોડ. શ્રેણિક૦ ૯

## પડિક્કમણાની સજ્ઝાય.

કર **પડિક્કમણું** ભાવશુંજી, સમ-ભાવે મન લાય,
અ-વિધિ-દોષ જો સેવશોજી, તો નહિ પાતક જાય, ચેતનજી!
એમ કેમ તરશોજી? ૧

**સામાયિક**માં સામટીજી, નયણે નિદ્રા ભરાય,
વિકથા કરતાં પારકીજી, અતિ ઉલ્લસિત મન થાય. ચેતનજી! ૨

**કાઉસ્સગ્ગ**માં ઉભા રહીજી, કરતાં દુખેરે પાય,
નાટક–પ્રેક્ષણ જોવતાંજી, ઉભાં રયણી જાય. ચેતનજી! ૩

સંવરમાં મન નવિ રુચેજી, આશ્રવમાં હુંશિયાર,
સૂત્ર સુણે નહિ શુભ-મનેજી, વાત સુણે ધરી પ્યાર, ચેતનજી! ૪

સાધુ-જનથી વેગલોજી, નીચશું ધારે નેહ,
કપટ કરે કોડો ગમેજી, ધર્મમાં ધ્રૂજે દેહ, ચેતનજી! ૫

ધર્મની વેલા નવિ દીએજી, ફૂટી કોડીરે એક,
રાઉલમાં રૂંધ્યો થકોજી, ખુણે ગણી દીએ છેક, ચેતનજી! ૬

જિનપૂજા: ગુરૂવંદનાજી,: સામાયિક: પચ્ચકખાણ,
નવકારવાલી: નવિ રુચેજી, કરે મન આર્તધ્યાન, ચેતનજી! ૭

ક્ષમા: દયા: મન આણીયેજી, કરીયે વ્રત પચ્ચકખાણ,
ધરીયે મનમાંહી સદાજી, ધર્મ: શુકલ: દોય ધ્યાન, ચેતનજી!
એમ ભવ તરશોજી ૮

શુદ્ધમને આરાધશોજી, જો ગુરૂના પદ-**પદ્મ**,
**રૂપવિજય** કહે-"પામશોજી, તો સુર-શિવસુખ સદ્મ" ચેતનજી!
એમ ભવ તરશોજી ૯

## મેતારજ મુનિની સજ્ઝાય.

સમ-દમ-ગુણના આગરૂજી પંચ-મહાવ્રત-ધાર
માસખમણને પારણેજી **રાજગ્રહી**-નગરી મોઝાર
**મેતારજ**! મુનિવર! ધન ધન તુમ અવતાર ૧

સોનીને ઘર આવીયાજી **મેતારજ** ઋષિરાય,
જવલા ઘડતા ઉઠીયોજી વંદે મુનિના પાય મેતારજ ૨

"આજ ફળ્યો ઘર આંગણેજી, વિણુ-કાલે સહકાર,
લ્યો ભિક્ષા છે સુજતીજી, મોદક તણો એ આહાર" મેતારજ ૩

ક્રોંચ જીવ જવલા ચણ્યોજી, વહોરી વળ્યા ઋષિરાજ,
સોની મન શંકા થઈજી, "સાધુ તણા એ કાજ" મેતારજ ૪

રીસ કરી ઋષિને કહેજી, "દ્યો જવલા મુજ આજ"
વાધર શીર્ષે વીંટીયુંજી, તડકે રાખ્યા મુનિરાજ મેતારજ ૫

ફટ ફટ ફુટે હાડકાજી, ત્રટ ત્રટ ત્રુટે ચામ,
સોનીડે પરિષહ દીયોજી, મુનિ રાખ્યો મન ઠામ મેતારજ ૬

"એહવા પણ મોટા યતિજી, મન ન આણે રોષ,
આતમ નિંદે આપણોજી, સોનીનો શો દોષ? મેતારજ ૭

**ગજસુકુમાલ** સંતાપીયાજી, બાંધી માટીની પાળ,
ખેર-અંગારા શિરે ધર્યાજી, મુગતે ગયા તત્કાળ મેતારજ ૮

વાઘણે શરીર વલુરીયુંજી, સાધુ **સુકોસલ** સાર,
કેવલ લહી મુગતે ગયાજી, ઈમ **અરનીક**-અણગાર મેતારજ ૯

પાપી **પાલકે** પીલીયાજી, **ખંધકસુરિના** શિષ્ય,
**અંબડ** ચેલા સાતસેંજી, નમોનમો તે નિસદિશ. મેતારજ. ૧૦

એહવા ઋષિ સંભારતાંજી, **મેતારજ**-ઋષિરાય,
અંતગડ હુવા કેવલીજી, વંદો મુનિના પાય. મેતારજ ૧૧

ભારી કાષ્ટની સ્ત્રીએ તિહાંજી, લાવી નાંખી તેણિવાર,
ધબકે પંખી જાગીયોજી, જવલા કાઢયા તિણેસાર મેતારજ. ૧૨

દેખી જવલા વિષ્ટમાંજી, મન લાજ્યો સોનાર,
ઓઘો-મુહપત્તિ સાધુનાંજી, લેઈ થયો અણગાર. મેતારજ. ૧૩

આતમ તાર્યો આપણોજી, થીર કરી મન વચ કાય,
**રાજ-વિજય** રંગે ભણેજી, સાધુ તણી એ સજ્ઝાય. મેતારજ. ૧૪

## શ્રી જંબુસ્વામિની સજ્ઝાય.

**રાજગૃહી-નયરી** વસે **ઋષભદત્ત** વ્યવહારીરે
તસ સુત **જંબુ-કુમર** નમું બાલપણે બ્રહ્મચારીરે. ૧

જંબુ કહે "જનની ! સુણો **સ્વામિ-સુધર્મા** આવ્યારે"
દીક્ષા લેશું તેહકને અનુમતિ દ્યો મોરી માયારે.... જંબુ. ૨

માય કહે-"સુણ બેટડા, વાત વિચારી કીજેરે,
તરુણપણે તરુણીવરી, છાંડી કેમ છુટીજેરે ? .... જંબુ ૩

આગે **અરણિક** મુનિવરા ફરી પાછા ઘર આવ્યારે,
નાટકણી નેહે કરી **આષાઢાભૂતિ** ભોળાયારે.... જંબુ. ૪

વેશ્યા વશ પડીયા પછી **નંદિષેણ** નગીનોરે
**આર્દ્રક** દેશનો પાટવી, **આર્દ્રકુમર** કાં કીનોરે.... જંબુ. ૫

સહસ વરસ સંજમ લીસા, તોએ પાર ન પાયારે,
**કુંડરીકને** કરસે કરી પછી ઘણું પસ્તાયારે.... જંબુ. ૬

મુનિવર-**શ્રી-રહનેમિજી નેમિ-જિનેસર** ભાઈરે,
**રાજિમતી** દેખી કરી વિષયતણી મતિ આઈરે જંબુ ૭
દીક્ષા છે વચ્છા ! દોહીલી પાળવી ખાડાંની ધારરે,
અરસ વિરસ-અન્ન જમવુ સુવુ ડાભ-સંથારરે જંબુ ૮
દીક્ષા છે વચ્છ ! દોહીલી કહ્યુ અમારૂ કીજેરે,
પરણો પનોતા-પદમિણી અમ મનોરથ પૂરીજેરે જંબુ ૯
જંબુ કહે "જનની ! સુણો **ધનાધન્નો**-અણગારરે,
**મેઘ-મુનિસર** મોટકો **શાલિભદ્ર** મ ભારોરે જંબુ ૧૦
**ગજ-સુકુમાલ** ગુણે ભર્યો આતમ સાધન કીધોરે,
પદ્-માસી-તપ-પારણે **ઢંઢણે** કેવલ લીધોરે જંબુ ૧૧
**દશાર્ણભદ્ર** સંયમ લહી પાય લગાડ્યો **ઇંદ્રોરે**,
**પ્રસન્નચંદ્ર** કેવલ લહી પામ્યા છે પરમ આણંદોરે જંબુ ૧૨
એમ અનેક-મુનિવર હુવા કહેતા પાર ન પાયરે,
અનુમતિ દ્યો મોરી માવડી ! ક્ષણ લાખીણી જાયરે જંબુ ૧૩
પાચશો-સતાવીશશુ, **જંબુકુમર** પરવરીઓરે,
પંચ-મહાવ્રત ઉચ્ચરી ભવજલ સાયર તરીયોરે જંબુ ૧૪
જંબુ ચરમજ કેવલી તાસ તણા ગુણ ગાયારે,
પંડિત-**લલિતવિજય** તણા **હેતવિજય** સુખદાયારે જંબુ ૧૫

## શ્રી દેવાનન્દાની સજ્ઝાય

જિનવર-રૂપ દેખી મન હરખી સ્તનસે દૂધ ઝરાયા,
તબ **ગૌતમકુ** ભયા અચંભા પ્રશ્ન કરણકુ આયા
**ગૌતમ!** એતો મેરી અમ્મા ૧

તસ કુખે તુમ કાહુ ન વસિયા ? કવણ કીયા ઇણ કમ્મા ? ગૌતમ. ૨

**ત્રિશલાદે** દેરાણી હુંતી, **દેવાનન્દા** જેઠાણી.
વિષય-લોભ કરી કાંઈ ન જાણ્યો, કપટ-વાત મનઆણી ગૌતમ ૩

દેરાણીકી રત્ન-ડાબલી, બહુલાં રત્ન ચોરાયાં.
ઝગડો કરતાં ન્યાય હુઆ જબ, તબ કછુ નાણા પાયાં ગૌતમ ૪

એસા શ્રાપ દિયા દેરાણી, "તુમ સંતાન અમ હોજો"
કર્મ આગળ કોઇનું નહિ ચાલે, ઇંદ્ર ચક્રવર્તિ જો જો ગૌતમ ૫

**ભરતરાય** જબ **ઋષભ**ને પૂછે, "એહુમે કોઇ જિણિન્દા!
**મરિચિ** પુત્ર ત્રિદંડી તેરો, ચોવીશમો જિણન્દા". ગૌતમ ૬

કુળનો ગર્વ કીયો મેં ગૌતમ! **ભરતરાય** જબ વંદ્યા,
મન વચ-કાયાએ કરીને, હરખ્યો અતિ આણન્દા. ગૌતમ ૭

કર્મ-સંયેગે ભિક્ષુક-કુળ પાયા, જન્મ ન હોવે કબહિ,
ઇંદ્ર અવધિએ જોતાં અપહર્યો, દેવ-ભુજંગમ તબહિ ગૌતમ ૮

બ્યાશીદિન તિહાં કણે વસીયો, **હરિણ-ગમેષી** જબઆયા,
**સિદ્ધારથ**–ત્રિશલાદે રાણી, તસ કૂખે છટકાયા. ગૌતમ. ૯

**ઋષભદત્તને દેવાનન્દા,** લેશે સંયમ ભારા;
તબ **ગૌતમ**! એ મુગતે **જાશે** ભગવતી-સૂત્ર-વિચારા ગૌતમ ૧૦

**સિદ્ધારથ-ત્રિશલાદે**-રાણી, **અચ્યુત**-દેવલોકે જાશે.
**બીજે સ્કંધે આચારાંગે,** તે સૂત્રે કહેવાશે. ગૌતમ ૧૧

**તપાગચ્છ શ્રી હીરવિજયસૂરિ** દીયો મનોરથ વાણી,
**સકળચંદ્ર** પ્રભુ **ગૌતમ** પૂછે ઉલટ મનમાં આણી ગૌતમ ૧૨

## શ્રી રુક્મિણીની સજ્ઝાય.

વિચરતા ગામો ગામ, **નેમિ-જિણેસર** સ્વામ,
આ છે લાલ! નયરી-**દ્વારામતી** આવીયાજી ૧
કૃષ્ણાદિક-નરનાર, સહુ મળી પર્ષદા બાર,
આ છે લાલ! **નેમિ**-વદન તિહાં આવીયાજી ૨
દીએ દેશના જિન-રાય, આવે સહુને દાય,
આ છે લાલ! **રુક્મિણી** પૂછે **શ્રી-નેમિનેજી.** ૩
"પુત્રનો માહરે વિયોગ, શો હશે કર્મ સયોગ?
આ છે લાલ! ભગવત! મુજને તે કહોજી" ૪
તું હતી નૃપની નાર, પૂરવ ભવ કોઈ વાર,
આ છે લાલ! ઉપવન રમવા સંચર્યાજી ૫
ફરતાં વન મોઝાર, દીઠો એક મહકાર,
આ છે લાલ! મોરલી વિયાણી તિહાં કણેજી ૬
સાથે હતો તુમ નાથ, ઇંડાં ઝાલ્યાં હાથ,
આ છે લાલ! કુંકુમ-વરણાં તે થયાંજી ૭
નવિ ઓળખે તિહાં મોર, કરવા લાગી શોર,
આ છે લાલ! ચોદિશિ ચમકે વિજળીજી ૮
પાણી વુઠ્યો તિહાં મેહ, ઇંડાં ધોવાણાં તેહ,
આ છે લાલ! મોર-પછી પાણી મેવિયાજી ૯
હસતાં તે બાંધ્યાં કર્મ, નવિ ઓળખ્યો જૈનધર્મ,
આ છે લાલ! રોતાં ન છૂટે પ્રાણીયાજી ૧૦
તિહાં આણી અંતરાય, ભાખે શ્રી જિનરાય,

આ છે લાલ! સોલ ઘડીનાં વરસ સોલ થયાંજી. ૧૧

"દેશના સુણી અભિરામ, **રુકૂમિણી** રાણી તામ,
આ છે લાલ! સૂધો તે સંયમ આદર્યોજી ૧૨

થિર કરી મન-વચ-કાય, કેવળ નાણ ઉપાય,
આ છે લાલ! કર્મ ખપાવી મુગતે ગયાજી. ૧૩

તેહનો છે વિસ્તાર, **અંતગડ સૂત્ર** મોઝાર,
આ છે લાલ! **રાજવિજય** રંગે ભણેજી ૧૪

## ૧ ખંધક મુનિની સજ્ઝાય.

### ઢાળ ૧

નમો નમો **ખંધક મહામુનિ, ખંધક** ક્ષમા ભંડારરે;
ઉગ્રવિહારે **મુનિ** વિચરંતા, **ચારિત્ર** ખડ્ગની ધારરે ૧

**સમિતિ ગુપ્તિને** ધારતો, **જિતશત્રુ** રાજાનો નંદરે;
માતા **ધારણી** ઉદરે જનમીયો, દર્શન પરમાનંદરે. ૨

**ધર્મઘોષ મુનિ** દેશના, પામીયો તેણે પ્રતિબોધરે;
અનુમતિ લેઇ માય તાતની, કર્મશું યુદ્ધ થઈ યોદ્ધરે. ૩

**છઠ્ઠ અઠ્ઠમ** આદે અતિઘણા, દુષ્કર તપ તનુશોષરે;
રાત દિવસ પરિસહ સહે, તો પણ મન નહિ રોષરે. ૪

દવ દીધા ખીજડા દેહમાં, ચાલતાં ખડખડે હાડરે;
તો પણ **તપ** કરે આકરા, જાણતો **અથિર સંસારરે** ૫

એક સમે **ભગિનીપુરી** પ્રતે, આવીયા સાધુજી સોયરે;
ગોખે બેઠી ચિંતે **બેનડી**. એ મુજ **બાંધવ** હોયરે. ૬

બેનને બાંધવ સાંભર્યો, ઉલટયો વિરહ અપારરે;

છાતડી લાગી છે ફાટવા, નયણે વહે આનુડાની ધારરે ૭
રાયચિંતે મનમા ઇસ્યુ, એ કોઇ નારીનો યારરે,
સેવકને કહે સાધુની, લાવોજી ખાલ ઉતાર રે ૮

ઢાળ ૨

રાય સેવક તવ કહે સાધુને, ખાલડી જીવથી હણશુ રે
અમ ઠાકુરની એહ છે આણા, એ અમે આજ કરીશુ રે,
અહો અહો સાધુજી સમતાના દરિયા, મુનિ ધ્યાનથકી
નવિ ચલીયારે ૧

મુનિવર મનમાહી આણંદ્યો, પરિસહ આવ્યો જાણીરે,
કર્મ ખપાવાનો અવસર એહવો, ફરી નહિ આવે પ્રાણીરે
અહો અહો ૨

એતો વલી સખાઈ મલીયો, ભાઈ થકી ભલેરોરે,
પ્રાણી તુ કાયરપણ પરિહરજે, જિમ ન થાય ભવ ફેરોરે
અહો અહો ૩

રાય સેવકને તવ કહે મુનિવર, કઠણ ફરસ મુજ કાયારે,
બાધા રખે તુમ હાથે થાયે, કહો તીમ રહીયે ભાયારે
અહો અહો ૪

ચારે શરણા ચતુર કરીને, ભવ ચરમ આવર્તે રે,
શુકલધ્યાન શુ તાન લગાવ્યુ, માયા વોસિરાય તરે
અહો અહો, ૫

ચડમડ ચામડી તેહ ઉતારે મુનિ સમતા રસ ઝીલેરે,
ક્ષપક શ્રેણિ આરોહણ કરીને, કઠિન કરમને પીલેરે
અહો અહો ૬

ચોથું ધ્યાન ધરંતાં અંતે, કેવળ લઇ મુનિ સિધ્યારે;
અજર અમરપદ મુનિવર પામ્યા, કારજ સઘળાં સિધ્યારે.
અહો અહો ૭

એહવે તે મુહપત્તિ લોહીએ ખરડી, પંખીડે આમિષ જાણીરે;
લેઇને નાખીતે રાજદુવારે, સેવકે લીધી તાણીરે
અહો અહો ૮

સેવક મુખથી વાતજ જાણી, બ્હેને મુહપત્તિ દીઠીરે;
નિશ્ચય ભાઇ હણાયો જાણી, હૈડે ઉઠી અંગીઠીરે.
અહો અહો ૯

વિરહ વિલાપ કરે રાયરાણી, સાધુની સમતા વખાણીરે;
અથિર સંસાર સંવેગે જાણી, સંજમ લીયે રાયરાણીરે.
અહો અહો ૧૦

આ લોઈ પાતક સવિ છંડી, કઠિન કર્મને નિંદીરે
દુસ્કર તપ કરી કાયા ગાળી, શિવસુખ લહે આણંદીર.
અહો અહો ૧૧

ભવિયણ એહવાંમુનિવર વંદી, માનવ ભવફળ લીજેરે;
કરજોડી **મુનિ મોહન** વિનવે, સેવક સુખિયા કીજેરે
અહો અહો ૧૨

## શ્રી સિતાજીની સજ્ઝાય.

**જનક** સુતા હું નામ ધરાવું, રામ છે અંતરજામી
પાલવ હમારો મેલને પાપી, કુળમાં લાગે છે ખામી.
અડશો માંજો

માં, જો, માં, જો, માં, જો, અ માં મ્હારો નાવલીયો દુહવાય અ૦

મને મગ કોનો ન સુહાય અ મ્હારૂં મન માહેથી અકળાય
અ મા-૧ (આંકણી)

મેરૂ મહીધર ઠામ તજે જો, પત્થર પંકજ ઉગે,
જો જલધિ મર્યાદા મુકે, પાગળો અંબર પુગે અ૦ ૨

તોપણુ તુ સાંભળને રાવણ? નિશ્ચે શિયળ ન ખંડુ
પ્રાણુ હમારા પરલોકે જાયે, તોપણુ સત્ય ન છડું અ૦ ૩

કુણ મણિધરની મણી લેવાને, હૈડે ઘાલે હાથ,
સતી સગાથે સ્નેહ કરીને, કહો કોણે સાધ્યુ કામ? અ૦ ૪

પરદારાનો સંગ કરીને આખર કોણુ ઉગરીયો,
ઉંડુ તો તુ જોને આલોચી, સહિ તુજ દહાડો ફરીયો અ૦ ૫

જનકસુતા હું જગ સહુ જાણે, ભામંડલ છે ભાઇ,
દશરથ નંદન નીર છે સ્વામિ, લક્ષમણ કરશે લડાઇ અ૦ ૬

હું ધણિયાતી પિયુ-ગુણ-રાતી, હાથ છે મારે છાતી,
અળગા રહે તુજ વયણે નયણુ, કાં કુળ વાયે છે કાતી અ૦ ૭

ઉદયરત્ન કહે ધન્ય એ અબળા? સીતા જેહનુ નામ,
સતીયો માંહે શિરોમણી કહીયે, નિત્ય નિત્ય હોજો પ્રણામ અ ૮

## શ્રી પ્રસન્નચંદ્ર રાજર્ષિની સજ્ઝાય.

પ્રણમુ તુમારા પાય પ્રસન્નચંદ્ર પ્રણમુ તુમારા પાય,
રાજ છોડી રળીયામણ રે, જાણિ અથિર સંસાર,
વૈરાગે મન વાળીયુ રે, લીધો સંયમ ભાર પ્ર૦ ૧

સ્મશાને કાઉસ્સગ્ગ રહ્યા રે, પગ ઉપર પગ ચઢાય
બાહુ બે ઉંચા કરીને, સુરજ સામી દ્રષ્ટિ લગાય
પ્રસન્ન૦ ૨

**દુર્મુખદૂત**-વચન સુણીને, કોપ ચઢયો તત્કાળ;
મનશું સંગ્રામ, માંડીયો રે, જીવ પડયો જંજાલ. પ્રસન્ન. ૩
"**શ્રેણિક** પ્રશ્ન પૂછે તે સમેરે, સ્વામિ એહની કોણ ગતિ થાય;
ભગવંત કહે-હમણાં મરે તો, સાતમી-નરકે જાય પ્રસન્ન ૪
ક્ષણ એક આંતરે પૂછીયું રે, સર્વારથ સિદ્ધ વિમાન;
વાગી દેવની દુંદુભિ રે, ઋષિ પામ્યા કેવળજ્ઞાન. પ્રસન્ન. ૫
પ્રસન્નચંદ્ર ઋષિ મુગતે ગયા રે, શ્રી મહાવીરના શિષ્ય;
રૂપ વિજય કહે ધન્ય ધન્ય, દીઠા એ પ્રત્યક્ષ પ્રસન્ન. ૬

## શ્રી શાલિભદ્રની સજ્ઝાય.

(રાગ-કાલિંગડો.)

બોલો બોલો રે! **શાલિભદ્ર !** દોવરીયાં! દોવરિયાં
દો-ચાર-વરિયાં! બોલો ૧
માય તુમારી ખરીય પુકારે, વહુ-વર સબ આગે ખરીયાં
બોલો. ૨
પોઢયો પુત્ર શિલા-પટ પેખી, આંખે આંસુ ઝળ-જળીયાં.
બોલો. ૩
ફુલની શય્યા જેહને ખુંચતી, તેણે સંથારો સિલ્લા કરીયાં
બોલો. ૪
પૂરવ-ભવ-માડી આહીરણી, આહાર કરી અણસણ કરીયાં.
બોલો. ૫
આજ પીછે ડુંગર ચરવેકી, સુંસ કરૂં હું ઇણ વરીયા.
બોલો. ૬

મનસુખ બોલ જોયો નહી માકુ, ધ્યાન નિરંજન મન ધરિયા
બોલો ૭

કાજ સરે ઉદયરત્ન ઉનહીંકે, જિણે પલકમે શિવવરિયા
બોલો ૮

## શ્રી બાહુબલિજીની સજ્ઝાય.

ગજતણારે અતિ-લોભિયા, ભરત-બાહુ-બલિ જુઝેરે
મૂઠી ઉપાડીરે મારવા, બાહુ-બલિ પ્રતિબુઝેરે
વીરા! મોરા ગજથકી ઉતરો, ગજચઢયે કેવલ ન હોયરે વીરા ૧

ઋષભદેવ તિહા મોકલે, બાહુ-બલિજીની પાસેરે,
બંધવ! ગજથકી ઉતરો બ્રાહ્મી-સુંદરી એમ ભાખેરે વીરા ૨

લોચ કરીને ચારિત્ર લીયો, વલી આવ્યો અભિમાનરે,
લઘુ-બંધવ વાદુ નહિ, કાઉસ્સગ્ગ રહ્યા શુભ-ધ્યાનરે વીરા ૧

વરસ દિવસ કાઉસ્સગ્ગે રહ્યા, શીત તાપથી સુકાણારે
પંખીડે માળા ઘાલીયા, વેલડીએ વીંટાણારે વીરા ૪

સાધવીના વચન સુણી કરી, ચમક્યો ચિત્ત મોઝારે
હયગયરથ સહુ પરિહર્યાં, વળી આવ્યો અહંકારરે વીરા ૫

વૈરાગ્યે મન વાળીયુ મુક્યો નિજ અભિમાનરે,
પગ ઉપાડયોરે વાંદવા, ઉપન્યું કેવળ જ્ઞાનરે વીરા ૬

પહોંત્યા તે કેવલિ-પર્ષદા, બાહુબલિ મુનિરાયરે,
અજરામર-પદવી લહી, સમય-સુંદર વંદે પાયરે વીરા ૭

## બીજની સજ્ઝાય.

બીજ તણું દિન દાખવ્યોરે, દુવિધ ધર્મ પ્રકાર,
પંચ મહાવ્રત સાધુનારે, શ્રાવકના મન બારે પ્રકાર

ધર્મ કરો સુવિવેક જેમ પામો સુખ અનેકરે પ્રાણી. ધર્મ. ૧ આંકણી
**પ્રાણાતિપાત** વિરમણ પહેલુંરે, જાવજ્જીવ તે જાણ;
**મૃષાવાદ** વિરમણ બીજુંરે, મોટું તેહ વખાણરે પ્રાણી ૨
જાવજ્જીવ ત્રીજું વલીરે, વિરમણ **અદત્તાદાન;**
**ચોથું વ્રત** પાલતાં ઘણુંરે. જગમાં વાધે માનરે. પ્રાણી. ૩
**નવવિધ પરિગ્રહ** છંડતાંરે પંચમીગતિ શુભ ઠાણ;
વ્રત સુધાં એ પાલતાંરે, અણગારી કહે નામરે પ્રાણી ૪
**બારેવ્રત** પાલે ભલાંરે, **શ્રાદ્ધનો** એ આચાર;
**પડિક્કમણાં** દોય ટંકનાંરે, રાખે ધર્મશું પ્યારરે. પ્રાણી ૫
એહવાં વ્રત પાલે સદારે, શાસ્ત્ર તણે અનુસાર:
**આરાધક** તેહને કહ્યારે, તે પામે **ભવપારરે** પ્રાણી. ૬
મિથ્યામાં ભૂલો ભમ્યોરે, આરે અનાદિનો જીવ;
**સારધર્મ** નવિ ઓલખ્યોરે, જેહથી **મોક્ષ** સદૈવરે પ્રાણી. ૭
આરંભ છંડો આતમારે, સમિતિ ગુપ્તિ શું પ્રીત;
આઠે મદ દૂરે તજોરે, ધર્મ કરો સુવિનીતરે. પ્રાણી ૮
પાલો **જિનની આણનારે,** જો ચાહો **શિવરાજ**
શ્રી **વિજયરત્નસૂરીંદ**નોરે, દેવનાં સાર્યાં કાજરે. પ્રાણી. ૯

## પંચમીની સજ્ઝાય.

પ્રવચન વચન વિચારીએજી, વળી ધરી ધર્મવિલાસ;
ગુરૂ પરંપરા ભગવતીજી, સેવિજે સુવિલાસ.
ચતુરનર સમજો ધર્મ વિવેક. ૧
**મુક્તિ મહેલનો** દીવડોજી, પહેલો **જ્ઞાન** પ્રકાર;

જ્ઞાન વિના તપ જપ ક્રિયાજી, નાવે ફલ નિર્ધાર ચતુર ૨
એકેન્દ્રિય સુર નારકીજી, ન કરે કવલ આહાર,
જ્ઞાન વિના નવિ જિન કહેજી, તેહને **તપ** આચાર ચતુર ૩
પૃથ્વી પાણી પ્રમૂખનાજી, થાવર ભેદ અનેક,
પ્રગટપણે તેહને નહિજી, પાપ સ્થાનક એક ચતુર ૪
તો પણ અજ્ઞાનપણેજી, લાગે સઘલારે પાપ,
**જ્ઞાનીને** બહુ **નિર્જરાજી**, ભાખે **અરિહંત** આપ ચતુર ૫
દયા પાળે **પારેવડાજી**, દુક્કર શુદ્ધ આહાર,
નાગા **ચૌપદ** સહુ ફરેજી, તો પણ નહિ **ભવપાર** ચતુર ૬
જાણે જીવ અજીવનેજી, વળી ત્રસ થાવર પ્રાણ,
તે જીવને જિનજી કહેજી, શુદ્ધપણે **પચખખાણ** ચતુર ૭
**રાગદ્વેષ** છડે મહીજી, **જ્ઞાની** નિજ પણ જાણ,
જ્ઞાને શુદ્ધ ક્રિયા ફલેજી, જ્ઞાને હોય ઉજ્જવલ ધ્યાન ચ ૮
ગુણ ઉપયોગ છે જીવનેજી, પહેલો **જ્ઞાન પ્રકાશ**,
**માનવિજય** વાચક વદેજી, જુઓ જુઓ જ્ઞાન ઉજાસ ચ ૯

## શ્રી આઠમદની સજ્ઝાય

મદ આઠ મહામુનિ વારીયે, જે **દુર્ગતિના દાતા**રે;
શ્રી **વીરજિણેસર** ઉપદિશે, ભાખે **સોહમ ગણધારો**રે
મદ ૧

હાંજી **જાતિનોમદ** પહેલો કહ્યો, પૂર્વ **હરિકેશીએ** કીધોરે,
**ચંડાળતણે** કુળ ઉપન્યો, તપથી મવિ કાજ સિધોરે
મદ ૨

હાંજી **કુળમદ** બીજો દાખીયો, **મરિચીભવે** કીધો પ્રાણીરે;
**કોડાકોડી સાગર** ભવમાં ભમ્યો, મદ મ કરો એમ મન જાણીરે.
મદ ૩

હાંજી **બળમદથી** દુઃખ પામીયા, **શ્રેણિક વસુભૂતિ** જીવોરે;
જઈ ભોગવ્યાં દુઃખ **નરકતણાં**, મુખ પાડંતા નિત રીવોરે
મદ. ૪

હાંજી **સનતકુમાર** નરેશરૂ, **સુર** આગળ **રૂપ** વખાણ્યુંરે;
રોમ રોમ કાયા બગડી ગઇ, મદ **ચોથાનું** એ ટાણુંરે.
મદ. ૫

હાંજી **મુનિવર** સંયમ પાળતાં, **તપનો** મદ મનમાં આવ્યોરે;
થયા કુરગડુ **ઋષિ** રાજીયા, પામ્યા તપનો **અંતરાયોરે**
મદ ૬

હાંજી દેશ દશારણનો ધણી, રાય **દશાર્ણભદ્ર** અભિમાનીરે;
ઇંદ્રની ઋદ્ધિ દેખી બૂઝીઓ, સંસાર તજી થયો જ્ઞાનીરે.
મદ ૭

હાંજી **સ્થુલિભદ્રે** વિદ્યાનો કર્યો, મદ **સાતમો** જે દુઃખદાઇરે;
**શ્રુત પુરણ અર્થ** ન પામીયા, જુવો **માનતણી** અધિકાઇરે
મદ. ૮

રાય **સુભુમ** પટ ખંડનો ધણી, **લોભનો** મદ કીધો અપારરે;
**હય-ગય-રથ**-સબ શાયર ગયું, ગયો **સાતમીનરક** મઝારરે.
મદ ૯

ઈમ **તન-ધન-જોબન** રાજ્યનો, મ ધરો મનમાં અહંકારોરે;
એ **અથિર-અસત્ય** સવિકારસું, વિણસે ક્ષણમાં બહુવારોરે.
મદ. ૧૦

મદ આઠ નિવારો વ્રતધારી, પાળો સંયમ સુખકારીરે,
કહે માનવિજય તે પામસે, અવિચળ પદવી નરનારીરે
મદ ૧૧

## એકાદશીની સજઝાય.

આજ મારે એકાદશીરે નણદલ મૌન કરી મુખ રહીએ,
પૂછ્યાનો પડિઉત્તર પાછો, કેહને કાંઇ ન કહીએ આજ ૧
મારો નણદોઇ તુજને વ્હાલો, મુજને તારો વીરો,
ધુમાડાના બાચકા ભરતા, હાથ ન આવે હીરો આજ ૨
ઘરનો ધંધો ઘણો કર્યો પણ, એક ન આવ્યો આડો,
પરભવ જાતાં પાલવ ઝાલે, તે મુજને દેખાડો આજ ૩
માગશર શુદિ અગિયારશ મોટી, નેવું જિનનાં નિરખો,
દોઢસો કલ્યાણક મોટા, પોથી જોઈ જોઈ હરખો આજ ૪
સુવ્રત શેઠ થયો શુદ્ધ શ્રાવક, મૌન ધરી મુખ રહીઓ,
પાવક પુર સઘળો પરજાળ્યો, એહનો કાંઇ ન દહીઓ આજ ૫
આઠ પહોરનો પોસહ કરીએ, ધ્યાન પ્રભુનું ધરીએ,
મન-વચ-કાયા જો વશ કરીએ, તો ભવસાયર તરીએ આ ૬
ઉદયરત્ન વાચક ઉપદેશે, જે નરનારી રહેશે,
પોસામાહે પ્રેમ ધરીને, અવિચળ લીલા લહેશે આજ ૭

## ભવદત્ત ભવદેવની સજઝાય.

ભવદેવ ભાઇ ઘેર આવીયારે, પ્રતિબોધવા મુનિરાયરે
દાવમાં દીધું ધૃતનું પાતરૂં રે, ભાઈ મુને આઘેરો વોલાવરે
નવિ પરણ્યા તે ગોરી નાગિલારે—(આંકણી) ૧

ઈમ કહી ગુરૂજી પાસે આવીવારે, ગુરૂજી પૂછે દીક્ષાનો કાંઇ ભાવરે;
લાજે નાકારો કરી નવિ કરી શકયોરે, દીક્ષા લીધી ભોલે ભાવરે.
નવિ૦ ૨

**બાર વરસ** સંજમમાં રહ્યોરે, હીયડે ધરતો **નાગીલાનું** ધ્યાનરે;
હા! હા! મૂરખ! મેં આ શું કર્યુંરે, નાગીલા તજી જીવન પ્રાણરે.
નવિ૦ ૩

**ચંદ્રમુખી-મૃગલોચનીરે**, વલવલતી મેલી ઘરની નારરે;
ભવદત્ત ભાઇએ મુને ભોલવ્યોરે; હવે કરૂં તેહની સંભાલરે.
નવિ૦ ૪

ભવદેવ ભાઇ ઘેર આવીયારે, અણ ઓળખે પૂછે ઘરની નારરે;
કેણેરે દીઠી ગોરી નાગીલારે, અમે છું વ્રત છોડણહારરે.
નવિ૦ ૫

નારી ભણે સુણો સાધુજીરે, તુમે છો **જ્ઞાન ભંડારરે**;
**હસ્તિ** ચડીને **ખર** કોણ ચડેરે, **વમ્યો** ન લીએ કોઇ આહારરે
નવિ૦ ૬

નાગીલાએ નાથ સમજાવીયોરે, વલી લીધો સંજમ ભારરે;
ભવદેવ **દેવલોકે** ગયારે, **સમયસુંદર** સુખકારરે.
નવિ૦ ૭

## ઇલાચીપુત્રની સજ્ઝાય.

નામે **ઇલાચીપુત્ર** જાણીયે, **ધનદત્ત** શેઠનો પુત્ર;
નટવી દેખીને મોહીઓ, જે રાખે ઘર સુત—૧

કર્મ ન છુટેરે પ્રાણીઆ, પૂરવ નેહ વિકાર;
નિજકૂળ છંડીરે નટ થયો, નાણી શરમ લગાર, કર્મ૦ ૨

એક પુત્ર આવ્યો નાચવા, ઉચો વાસ વિશેષ,
તિહાં રાય જોવારે આવીયો, મળીયા લોક અનેક કર્મ૦ ૩
દોય પગ પહેરીરે પાવડી, વાસ ચડયો ગજગેલ,
નિરાધાર ઉપર નાચતો, ખેલે નવનવા ખેલ કર્મ૦ ૪
ઢોલ વજાવેરે નટવી ગાવે કિન્નર સાદ,
પાય તલ ઘુઘરારે ઘમઘમે, ગાજે અંબર નાદ કર્મ૦ ૫
તિહાં રાય ચિત્તમેરે ચિંતવે, લુબ્ધો નટવીની સાથ,
જો નટ પડેરે નાચતો, તો નટવી મુજ હાથ કર્મ૦ ૬
દાન ન આપેરે ભૂપતિ. નટ જાણે નૃપ વાત,
હુ ધન વાછુરે રાયનુ, રાય વછે મુજ ઘાત કર્મ૦ ૭
તવ તિહા મુનિવર પેખીયા, ધનધન સાધુનિરાગ;
ધિક્‌ધિક્ વિષયારે જીવને, એમ તે પામ્યો વૈરાગ કર્મ૦ ૮
થાળ ભરી શુધ્ધ મોદકે, પદમણી ઉભેલા બહાર,
લો લો કે છે લેતા નથી, ધનધન મુનિઅવતાર.કર્મ૦ ૯
સંવર ભાવેરે કેવળી, થયો મુનિ કર્મખપાય,
કેવળ મહિમારે સુર કરે, લબ્ધિવિજય ગુણ ગાય કર્મ ૧૦



# વિભાગ [redacted] મો.

## અર્વાચિન પદ સંગ્રહ.

(રાગ માઢ)

૧

ઉપકારી **મહાવીર** અમારા ઉપકારી મહાવીર;
વંદન કરીયે **વીર**—અમારા૦

અષ્ટ કર્મ રીપુ નાશ કરીને, **સિદ્ધ** થયા ભગવાન;
તેમ કરી અમ તુજ બાળકડાં, થઇશું તારી સમાન અ૦ ૧

તુજ ગુણ ગ્રામ હૃદયમાં ધરશું, રાખીશું તુજ નામ;
વિજય વાવટો જગ ફરકાવી, રચશું **વિદ્યાધામ** અ૦ ૨

**સ્યાદ્વાદ નય** ભંગી પ્રમાણે, ઉત્તમ તત્ત્વનું જ્ઞાન;
ભણી ભણાવી સંત જનોનાં, ગાશું મંગળ જ્ઞાન. અ૦ ૩

તુજ મંદિરમાં આલેખીશું. પૂર્વ **સાધુનાં ચિત્ર;**
તેને અને તુજ પગલે ચાલી, થાશું અમે પવિત્ર. અ૦ ૪

૨

( પ્રિયતમ પ્રભુ નમીએ આપને–રાગ કલ્યાણ )

વંદો પદ **ત્રિશલાનંદનાં.** પ્રભુ જ્ઞાની મહાગંભીરનાં–વંદો. ૧
સર્વ પુરંધર સેવિત સુંદર, **ધર્મધુરંધર** ધીરનાં–વંદો. ૨
વિશ્વ વિનાયક જે શિવદાયક, **સ્વામી** શ્રાદ્ધસમૂહનાં–વંદો. ૩
**તીર્થપતિ તીર્થંકર શંકર,** દાતા સમકિત તીરનાં–વંદો ૪
**નાશ** નિરંજન **ભવભયભંજન,** તાજ **ઉજમનાં** શિરનાં-વંદો. ૫

૩

(રાગ–કલ્યાણ)

ૐ શ્રી **શાંતિનાથ** સમરીએ૦

**વિશ્વસેન નૃપ અચિરાનંદન**, નમન પૂજન સેવન કરીએ ૧
પારગતનું શરણુ ગ્રહીને, માનવદેહ સફળ કરીએ ૐ શ્રી ૨
**શાંતિ વિધાયક** નામ રટનથી, **પરમશાંતિપદ** ઝટ વરીએ ૩
ભક્તવત્સલ ભવસંતતિ છેદક, યાન પાત્રસમ ભવદરીએ ૐ શ્રી ૪
નાદ નનુ મમ મંત્ર જપીને પુનિત પ્રભુ પગલે ચરીએ ૐ શ્રી ૫
દુર્લભ જિનગુણ અંગી કરીને, જઈ વસીએ **શિવમંદિરીએ** ૬

૪

( ધન ધન વો જગમે નરનાર–એ રાગ )

આજે આંગી બની નવરંગી, ચાલો **જિનમંદિર** જઈએ

દર્શન કરશું પાવન થઈશું, લઈશું **જિનવરનામ**,
**અજિત** જિનેશ્વર મુખડું જોતા, સફળ થશે સૌ કામ–આજે ૧

**માયા મદ મમતા** મૂકીને, સેવીશું જિનરાજ,
દુસ્તર ભવસાગર તરવાને, **પ્રભુ સ્મરણુ** રૂપ ઝાઝ–આજે ૨

મહેલ બગીચા સરવે તાગ **હામ દામ ને ધામ**,
અંત સમય સૌ અળગા રહેશે, કો નવ આવે કામ–આજે ૩

**જૈનધર્મ** સાચો જાણીને, કર સંગત સુખધામ,
સાધીલે જંજાળી જીવડા, નહિ અવર વિશ્રામ–આજે ૪

૫

( રાગ–આશાવરી )

**મહાવીર** તમારી મનહર મુરતિ, દેખી મન હરખાય.

પ્રભુ **ત્રિશલામાતાના** જાયા, **સિદ્ધારથ નૃપ** કુલ આયા;
ઈંદ્રાણી મળી હુલરાયા, તારી **કંચન** વરણી કાય–મહા. ૧

જળકળશ ભરી ન્હવરાવું, પૂજન કરી અતિ હરખાઉં;
ભવભવનાં દુઃખ ગમાવું, મુજ **જન્મકૃતારથ** થાય–મહા ૨

વળી સુંદર પુષ્પ મંગાવું, તેની ગૂંથી માળ બનાવું;
લઇ **પ્રભુ** કંઠે પહેરાવું, તારા **સુરનર** સેવે પાય–મહા ૩

ભકિતભરી ભાવના ભાવું, ગુણગાનથી પાવન થાઉં;
નિશદિન તુમ ધ્યાન ધરાવું, જેથી **દુર્લભ** સમકિત થાય–મહા. ૪

૬

( ધનધન વો જગમેં નરનાર, સિદ્ધાચલકે જાનેવાલે–એ રાગ )

ધનધન **નેમિનાથ** ભગવાન, ભવોદધિ પાર લગાનેવાલે.

**રૈવતકાચલ**–સિરદાર, તુમે ત્યાગી **રાજુલનાર**;
ઝટ ત્યાગ દીયો સંસાર, પશુગણ જાન બચાનેવાલે–ધન

પ્રભુ **નેમિ** બાલ **કુમાર**, લીયો બચપણુસે **બ્રહ્મધાર**;
દીયો આવાગમન નિવાર, તરણ તારણ પદ પાનેવાલે–ધન.

**દીક્ષા અરુ કેવલ** જ્ઞાન, હુઆ **સહસાવન-મૈદાન;**
**ઉજ્જિંતશિખર** નિર્વાન, **તીર્થ ગિરનાર** વસાનેવાલે–ધન

તિરથ યાત્રા ગુણખાન, **આતમ લક્ષ્મીકા** નિદાન;
પૂજો **હર્ષે ભગવાન,** પ્રભુ **વલ્લભ** ગુણ ગાનેવાલે–ધન

૭

(રાગ-આશાવરી)

**અવધુ નિરપક્ષ વિરલા કોઈ,** દેખ્યા જગ સહુ જોઇ-અવ૦
સમરસભાવ ભલા ચિત્ત જાકે, થાપ ઉથાપ ન હોઇ,
અવિનાશીકે ઘરકી બાતા, જાનેગે નર સોઈ—અવ ૧

રાવ રંકમે ભેદ ન જાને, કનક ઉપલ સમ લેખે,
નારી નાગણીકો નહિ પરિચય, તો શિવમંદિર દેખે-અવ ૨

નિંદા સ્તુતિ શ્રવણ સુણીને, હર્ષ શોક નવિ આણે,
તે જગમે જોગીસર પૂરા, નિત્ય ચઢતે ગુણઠાણે-અવ ૩

ચંદ્ર સમાન સોમ્યતા જાકી, સાયર જેમ ગંભીરા
અપ્રમત્ત ભારંડપરે નિત્ય, સુરગિરિ સમ શુચિધીરા-અવ ૪

પંકજ નામ ધરાય પંકશું, રહત કમલ જિમ ન્યારા,
ચિદાનંદ ઇસ્યાજન ઉત્તમ, સો સાહિબકા પ્યારા-અવ ૫

૮

(રાગ-સિહાન)

લઘુતા મેરે મન માની, લઈ ગુરુગમ જ્ઞાન નિશાની
મદ અષ્ટ જિનોને ધારે, તે દુર્ગતિ ગયે બિચારે,
દેખો જગતમે પ્રાની, દુખ લહત અધિક અભિમાની-લઘુ ૧

શશી સુરજ બડે કહાવે, તે રાહુકે બસ આવે,
તારાગણ લઘુતા ધારી, સ્વરભાનુ ભીતિ નિવારી-લઘુ ૨

છોટી અતિ જોયણગંધી, લહે ખટરસસ્વાદ સુગંધી,
કરટી મોટાઈ ધારે, તે છાર શીશ નિજ ડારે-લઘુ ૩

જબ **બાલચંદ્ર** હોઇ આવે, તબ સહુ જગ દેખણ ધ્યાવે;
**પુનમદિન** બડા કહાવે, તબ ક્ષીણકલા હોઈ જાવે-લઘુ ૪
ગુરૂવાઈ મનમેં વેદે, ઉપશ્રવણ નાસિકા છેદે;
અંગમાંહે લઘુ કહાવે, તે કારણ ચરણ પૂજાવે-લઘુ. ૫
શિશુ રાજધામમેં જાવે, સખી હિલમિલ ગોદ ખિલાવે;
હોય બડા જાન નવિ પાવે, જાવે તો શીષ કટાવે-લઘુ. ૬
**અંતર મદભાવ** વહાવે, તબ **ત્રિભુવનનાથ** કહાવે;
ઇમ **ચિદાનંદ** એ ગાવે, રહણી બિરલા કોઉ પાલે-લઘુ. ૭

૯

( રાગ-બિહાગ )

કથણી કથે સહુ કોઇ, રહણી અતિ દુર્લભ હોઇ.

શુક રામકો નામ વખાણે, નવિ પરમારથ તસ જાણે;
યાવિધ ભણી વેદ સુણાવે, પણ અકલ કલા નવિ પાવે-કથ ૧
ષટ્ત્રીશ પ્રકારે રસોઇ, મુખ ગણતાં તૃપ્તિ ન હોઈ;
શિશુ નામ નાહી તસ લેવે, રસ સ્વાદત સુખ અતિ લેવે-કથ. ૨
બંદિજન કડખા ગાવે, સુણી શૂરા શીસ કટાવે;
જબ રૂંઢ મુંડતા ભાસે, સહુ આગળ ચારણ નાસે-કથ ૩
કહણી તો જગત મજૂરી, રહણી હે બંદી હજૂરી;
કહણી સાકરસમ મીઠી, રહણી અતિ લાગે અનીઠી-કથ. ૪
જબ રહણીકા ઘર પાવે, કથણી તબ ગિણતી આવે;
અબ **ચિદાનંદ** ઇમ જોઇ, રહણીકી સેજ રહે સોઇ-કથ. ૫

૧૦

( રાગ-આશાવરી )

બેર બેર નહિ આવે અવસર, બેર બેર નહિ આવે
જ્યું જાણે ત્યું કરલે ભલાઇ, જનમ જનમ સુખ પાવે-અવ ૧
તન ધન જોબન સબહિ જૂઠો, પ્રા ણ પલકમે જાવે-અવ ૨
તન છૂટે ધન કૌન કામકો ? કાયકુ કૃ પ ણ કહાવે-અવ ૩
જાકે દિલમે સાચ બસત હે, તાકુ જૂઠ ન ભાવે-અવ ૪
**આનંદઘન** પ્રભુ ચલત પ થમે, સમરી સમરી ગુણ ગાવે-અવ ૫

## પૂજા ભણાવતી વખતે દુહામા ઉતારી શકે તેમજ ભાવનામા ગવાય તેવાં ટુંકા પદોનો સગ્રહ.

૧

રગે રમેરે આન દે રમે, આજ દેવદેવીઓ રગે રમે
પ્રભુજીને દેખી મોટા ભૂપ નમે,—આજ દેવ૦
પ્રભુજીને પાયે સોનીડારે આવે,
મુગટ ચડાવી પ્રભુ પાય નમે,—આજ દેવ૦
પ્રભુજીને પાયે માળીડારે આવે,
હાર ચડાવી પ્રભુ પાય નમે,—આજ દેવ૦

૨

લાવે લાવે મોતીશા શેઠ, ન્હવણ જળ લાવે છે
ન્હવનાવે મ રૂ દે વા ન દ, પ્રભુ પ ધ રા વે છે
મરુ મ ધને હરખ ન માય, ન્હવણ જળ લાવે છે
ન્હાની બ્હેનોને હરખ ન માય, પ્રભુ પધરાવે છે-એ દેશી

૯

વાળો વાળો તુમે રથડો વાળો, તુમે જીવદયા પ્રતિપાળોરે–વાળો
તમે જાન સજીને આવ્યા, સાથે કૃષ્ણ મોરારિને લાવ્યારે–વાળો.

૧૦

( રાગ–આશાવરી )

**પ્રભુ મેરે અઇસી આય બની,**
મનકી વ્યથા કુનપે કહીએ, જાનો આપ ધની પ્રભુ૦–૧

૧૧

( રાગ–દેવગાંધાર )

**દેખો માઈ! અજબરૂપ જીનજીકો;**
ઉનકે આગે ઓર સબહુંકો, રૂપ લાગે મોહે ફીકો–દેખો ૧
લોચન કરૂના–અમૃત કચોલે, મુખ સોહે અતિનીકો;
કવિ જસવિજય કહે યોં સાહિબ, નેમજી ત્રિભુવન ટીકો–દેખો ૨

૧૨

ઋષભ જિણંદા ઋષભ જિણંદા, તું સાહિબ હું છું તુંજ બંદા;
તુંજશું પ્રીત બની મુજ સાચી, મુજ મન તુજ ગુણશું રહ્યો
રાચી–ઋષભ. ૧

૧૩

સિદ્ધાચલનો વાસી પ્યારો, લાગે મોરા રાજીંદા.
ઇણરે ડુંગરીયામાં ઝીણીઝીણી કોરણી; (૨)
ઉપર શિખર બિરાજે. મોરા૦ સિદ્ધા૦–૧

૧૪

પ્યારો લાગે મુને સારો લાગે, દર્શિસણમા ગભીરોજી પ્યારો લાગે
સોના કેરી ઝારીઓને, માહી ભર્યા છે પાણી,
ન્હવણ કરાવુ મેરે જિનજીકે અગ —દર્શિસણ૦
કેશરચદન ભર્યા રે કચોળા, પૂજા કરૂ મેરા જિનજીકે અગ —દરિસણ

૧૫

આદિનાથ જિણદ ભવપાર કરો, મારા જન્મ મરણના દુખ હરો
તુ પ્રભુ શિવઘર બન્યો, (ને) હુ અશિવ ઘરમા રમુ,
તુ અનત સુખમા રમે છે, હુ ભવદુખમા ભમુ,
મારી દુખી દશાનો વિચાર કરો,—આદિનાથ૦

૧૬

સાચુ બોલોને નેમનાથ, અબોલડા શાના લીધા છે
સાચુ બોલોને મારા નાથ, અબોલડા શાના લીધા છે
હૈયામા રહી ગઈ છે હામ, અબોલડા શાના લીધા છે
આઠભવાતર પ્રીત નીવારી, નવમે કુવારી મૂકો નહિ
શ્યામ—અબોલડા૦

૧૭

વાગે છે રે વાગે છે દેરાસર વાજા વાગે છે
જેનો શબ્દ ગગનમા ગાજે છે —દેરાસર૦
ઝીણી ઝીણી ઘુઘરીઓ ઘમકે છે
ઈદ્રાણીના પાઉન ઠમકે છે —દેરાસર૦
પ્રભુ સમવસરણમા બિરાજે છે

જસ ચોત્રીસ અતિશય છાજે છે
ગુણ પાંત્રીસ વાણીએ ગાજે છે —દેરાસર

૧૮

આતો લાખેણી આંગી કહેવાય, શોભે જિનવરજી;
શુદ્ધ કેશર કસ્તુરી મ્હેકાય, શોભે જિનવરજી.
શુદ્ધ પાંખો પ્રસરેલી તે સુંદર સોહાય, શોભે જિનવરજી. ૧
ભાવ અંતરના દર્શનથી નિર્મળ રહે,
મૂર્તિ દેખીને અંતરપટ ભક્તિ વહે;
જાણે જ્યોતિમાં જ્યોતિ મિલાય, શોભે જિનવરજી. ૨

૧૯

દેખી શ્રી પાર્શ્વતણી મૂર્તિ અલબેલડી
ઉજ્જવળ ભર્યો અવતારરે, મોક્ષગામી ભવથી ઉગારજો,
શિવધામી ભવથી ઉગારજો —૧

—: આંતરા :—

મસ્તકે મુગટ સોહે, કાને કુંડળીયાં;
ગળે મોતનકા હારરે, મોક્ષધામી૦ —૨

૨૦

આશા ધરીને અમે આવીયાં જિણંદજી;
લીધા વિના નવી જાઉંરે, માયા તોરી લાગીરે જીણંદજી. ૧
રાણી સુનંદાનો ન્હાનલો જિણંદજી,
મને ત્રિભુવન તિલક ભેટાયરે, માયા તોરી લાગીરે જિણંદજી ૨

૨૧

(રાગ-ભૈરવ, માલકોશ)

મારા નાથની બધાઈ બાજે છે, મારા પ્રભુની૦
શરણાઈ સૂર નોબત બાજે, ઓર ઘનાઘન ગાજે છે મારા૦ ૧
ઇંદ્રાણી મિલ મંગલ ગાવે, મોતીયન ચોક પૂરાવે છે મારા૦ ૨
સેવક પ્રભુજીનું અરજ કરે છે ચરણની સેવા પ્યારી લાગે છે મા૦ ૩

---

# વિભાગ ૯ મો (૧)

શ્રીમદ્ વીરવિજયજી કૃત—

## સ્નાત્રપૂજાની વિધિ.

૧ મધ્યના બાજોઠ ઉપર કેસરનો સ્વસ્તિક કરી, તે ઉપર અક્ષત અને તે ઉપર, ત્રગડી પીઠ ઉપર કેસરનો સાથીયો કરવું, અને નાડાછડીથી વીંટેલું શ્રીફળ મુકવું

૨ સિંહાસનમાં— થાળના કે રકેબીમાં સ્વસ્તિક કરી તે ઉપર રૂપાનાણું, સોપારી અને અક્ષત મુકી તે ઉપર **પ્રભુજીને** કે **પંચતીર્થીના પ્રતિમાજીને**, ત્રણ નવકાર ગણીને લાવી અને ત્રણ નવકાર ગણી સિંહાસનમાં પધરાવવા. તેમજ ત્રીજા સ્વસ્તિક કરી તે ઉપર **શ્રીસિદ્ધચક્રજી** મહારાજને પધરાવવા

૩ પ્રભુજીની જમણી બાજુએ **દીપક**, અને ડાબી બાજુએ ધુપધાણું મુકવું

૪ દરેક સ્નાત્રીઆએ જમણે હાથે ત્રણ વલયથી **નાડાછડી** બાંધવી.

૫ **પંચામૃત** તૈયાર કરી, તેથી સાથીયો કરેલા **કળશ** ભરવા, ને **નાડાછડી** બાંધી તેને નીચેના બાજોઠ ઉપર કે સામે મૂકેલા બીજા પાટલા ઉપર **સ્વસ્તિક** કરી તે ઉપર મુકવા કળશો ઉપર સાથીયો કરેલું **અંગલુહણું** ઢાંકી રાખવું.

## શ્રીમદ્ વીરવિજયજી કૃત સ્નાત્ર પૂજા.

[ પ્રથમ કળશ લઇ ઉભા રહેવું. ]

( દ્રુતવિલમ્બિતછન્દઃ )

**સરસશાન્તિસુધારસસાગરં,**
**શુચિતરં, ગુણરત્નમહાગરમ્,**
**ભવિકપઙ્કજબોધદિવાકરં,**
**પ્રતિદિનં પ્રણમામિ જિનેશ્વરમ્. ૧**

### દોહા.

**કુસુમાભરણ ઉતારીને પડિમા ધરિય વિવેક,**
**મજ્જન પીઠે થાપીને કરીયે જળ અભિષેક.**

[ અહીં પખાલ કરવો. ]

[ કુસુમાંજલિની થાળી લઇ ઉભા રહેવું ]

### ગાથા.

( આર્યા ગીતિઃ )

**જિણ! જમ્મસમયે મેરુસિહરે રયણ-કણય-કલસેહિં**
**દેવાસુરેહિં ણ્હવિઓ. તે ધન્ના, જેહિં દિટ્ઠો સિ. ૩**
**નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ**

## કુસુમાંજલી ઢાળ.

નિર્મળ જળ કળશે ન્હવરાવે,
વસ્ત્ર અમૂલક અંગ ધરાવે
કુસુમાંજલિ મેલો આદિ જિણંદા
સિદ્ધસ્વરૂપી અંગ પખાળી,
આતમ નિર્મળ હુઇ સુકુમાળી. કુ૦ ૪

( પ્રભુના જમણા અંગૂઠે કુસુમાંજલિ મુકવી )

૨ ગાથા

( આર્યા ગીતિ )

મચકુન્દ-ચંપ-માલઇ-કમલાઈપુપ્ફપંચવણ્ણાઇ
જગનાહણ્હવણસમયે દેવા-કુસુમાંજલિ દિન્તિ ૫
નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વ સાધુભ્ય

ઢાળ

રયણ સિંહાસન જિન થાપી જે,
કુસુમાંજલિ પ્રભુ ચરણે દીજે,
કુસુમાંજલિ મેલો શાંતિ જિણંદા ૬

૩ દોહા

જિણ તિહું કાલિયસિધ્ધની પડિમા ગુણભંડાર,
તસુ ચરણે કુસુમાંજલિ ભવિક દુરિત હરનાર ૭
નમો ર્હત્સિધ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્ય

ઢાળ

કૃષ્ણાગરુ વરધૂપ ધરીજે,
સુગંધકર કુસુમાંજલિ દીજે,
કુસુમાંજલિ મેલો નેમિ જિણંદા ૮

૪ ગાથા.

( આર્યા ગીતિઃ )

જસ્સુ પરિમલબલદહદિસિમહુયરઝંકારસદસંગયા.
[જિણચલણોવરિ મુક્કા સુર-નર કુસુમાંજલિ સિદ્ધા [?] ૯
નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વ સાધુભ્યઃ

ઢાળ

પાસ જિણેસર જગ જય કારી.
જલ થળ ફુલ ઉદક કર ધારી,
કુસુમાંજલિ મેલો પાર્શ્વ જિણંદા૦- ૧૦

૫ દોહા

મૂકે કુસુમાંજલિ સુરા વીર ચરણ સુકુમાળ,
તે કુસુમાંજલિ ભવિકનાં પાપ હરે ત્રણ કાળ. ૧૧
નમોર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ

ઢાળ

વિવિધ કુસુમ વરજાતિ ગહેવી.
જિનચરણે પણમંત ઠવેવી,
કુસુમાંજલિ મેલો વીર જિણંદા૦- ૧૨

૬ વસ્તુ છન્દ

ન્હવણ કાળે ન્હવણ કાળે,
દેવદાણુવ સમુચ્ચિય,
કુસુમાંજલિ તહિં સંઠવિય
પસરંત દિસિ પરિમલ સુગંધિય

જિણ પય કમલે નિવડેઇ
વિગ્ઘહર જસ નામ મંતો,
અનંત ચોવીસ જિન વાસવ મલિય અસેસ,
સા કુસુમાંજલિ સુહ કરો ચઉવિહસંઘ વિસેસ. ૧૩
નમોઽર્હત્સિધ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્ય

ઢાળ

અનંત ચઉવીસી જિનજી જુહારૂં,
વર્તમાન ચઉવીસી સંભારૂં,
કુસુમાંજલિ મેલો ચોવીસ જિણંદા૦- ૧૪

૭ દોહા.

મહાવિદેહે સંપ્રતિ વિહરમાન જિન વીશ,
ભક્તિભરે તે પૂજિયા કરો સંઘ તે સુજગીશ ૧૫
નમોઽર્હત્સિ૦

ઢાળ

અપચ્છર મંડળી ગીત ઉચ્ચારા,
શ્રી શુભવીરવિજય જયકારા,
કુસુમાંજલિ મેલો સર્વ જિણંદા૦—

**૧૨ કુસુમાંજલિઓ પૂર્ણ થયા પછીઃ—**

સ્નાત્રીયાઓએ ત્રણ **ખમાસણુ** દેઇ **જગચિંતામણિનું ચૈત્યવંદન** કરી **નમુત્થુણં** કહી અર્ધા **જય વીયરાય** પર્યંત કહેવાનો વિધિ છે. પછી **હાથધુપી, મુખકોશ બાંધી, કળશ લેઇ,** ઉભા રહીને કળશ બોલે

## સ્નાત્ર કળશાભિષેકઃ—

### દોહા

**સયલ જિણેસર પાય નમિ, કલ્યાણક વિધિ તાસ;**
**વર્ણવતાં, સુણતાં થકાં, સઘની પૂગે આશ** ૧

### ઢાળ

**સમકિતગુણઠાણે પરિણમ્યા,**
**વળી વ્રતધર સંયમ સુખ રમ્યા,**
**વીશસ્થાનક વિધિયે તપ કરી,**
**એસી ભાવદયા દીલમાં ધરીઃ—** ૧

**"જો હોવે મુજ શકિત ઈસી,**
**સવિ જીવ કરું શાસન રસી."**
**શુચિરસ ઢલતે તિહાં બાંધતાં,**
**તીર્થંકર નામ નિકાચતાં.** ૨

સરાગથી સંયમ આચરી,
વચમાં એક દેવનો ભવ કરી,
ચ્યવી પન્નરક્ષેત્રે અવતરે
મધ્યખંડે પણ રાજવી કુલે ૩

પટરાણી કુખે ગુણનિલો
જેમ માનસરોવર હંસલો
સુખશય્યાયે રજની શેપે,
ઉતરતા ચઉદ સુપન દેખે ૪

ઢાળ

(ગપનની દેશી)

પહેલે ગજવર દીઠો, બીજે વૃષભ પઇઠ્ઠો,
ત્રીજે કેસરી સિંહ, ચોથે લક્ષ્મી અબિહ ૧
પાંચમે ફુલની માળા, છઠ્ઠે ચંદ્ર વિશાળા
રવિ રાતો, ધ્વજ મ્હોટો, પૂરણ કળશ નહીં છોટો ૨
દશમે પદ્મ સરોવર, અગિયારમે રત્નાકર,
ભુવન-વિમાન, રત્નગંજી, અગ્નિશિખા ધૂમવર્જી ૩
સ્વપ્ન લહી, જઈ રાયને ભાખે, રાજા અર્થ પ્રકાશે –
"પુત્ર તીર્થંકર, ત્રિભુવન નમશે, સકલ મનોરથ ફળશે" ૪

વસ્તુ છન્દ

અવધિ નાણે-અવધિ નાણે, ઉપના જિન રાજ,
જગત જસ પરમાણુઆ વિસ્તર્યા વિશ્વજંતુ સુખકાર,
મિથ્યાત્વ તારા નીર્બળા, ધર્મ ઉદય પરભાત સુંદર,
માતા પણ આનંદીયા, જાગતી ધર્મ વિધાન,
જાણતી "જગતિલક સમો હોશે પુત્ર પ્રધાન" ૧

દોહા

શુભલગ્ને જિન જનમીયા, નારકીમાં સુખ જ્યોત,
સુખ પામ્યા ત્રિભુવન જના, હુઓ જગત ઉદ્યોત. ૧

## ઢાળ

( કડખાની દેશી )

સાંભળો કળશ જિન મહોત્સવનો ઇહાં,
છપ્પન કુમારી દિશિ વિદિશિ આવે તિહાં,
માય-સુત નમિય આણંદ અધિકો ધરે,
અષ્ટ સંવર્ત્ત વાયુથી કચરો હરે. ૧

વૃષ્ટિ ગંધોદકે અષ્ટ કુમરી કરે,
અષ્ટ કલશા ભરી અષ્ટ દર્પણ ધરે.
અષ્ટ ચામર ધરે, અષ્ટ પંખા લહી,
ચાર રક્ષા કરી, ચાર દીપક ગ્રહી. ૨

ઘર કરી કેળના માય-સુત લાવતી,
કરણ શુચિકર્મ, જળ કળશે ન્હવરાવતી,
કુસુમ પૂજી, અલંકાર પેહેરાવતી.
રાખડી બાંધી, જઇ શયન પધરાવતી. ૩

નમિય કહે-"માય! તુજ બાળ લીલાવતી,
મેરુ, રવિ, ચંદ્ર લગે, જીવજો જગપતિ"
સ્વામિગુણ ગાવતી, નિજ ઘર જાવતી,
તેણે સમે ઇંદ્ર સિંહાસન કંપતી. ૪

## ઢાળ

( એક વીસાની દેશી )

જિન જન્મ્યાજી જિણ વેળા જનની ઘરે
તિણ વેળાજી, ઇંદ્ર સિંહાસન થરહરે,
દાહિણોત્તરજી જેતા જિન જનમે યદા,
દિશિનાયકજી સોહમ-ઈશાન બેહુ તદા ૧

## ત્રોટક છન્દ

તદા ચિંતે ઈદ્ર મનમાં,-' કોણ અવસર એ બન્યો ?"
જિનજન્મ અવધિનાણે જાણી, હર્ષ આનંદ ઉપન્યો ૧
સુઘોષ આદે ઘંટનાદે ઘોષણા સુરમે ઃરે-
"સવિ દેવી દેવા જન્મ મહોત્સવે, આવજો સુરગિરિવરે" ૨

[ અહિં ઘંટ વગાડવો ]

## ઢાળ પૂર્વની

એમ સાંભળીજી સુરવર કોડિ આવી મળે,
જન્મ મહોત્સવજી કરવા મેરુ ઉપર ચલે, ૧
સોહમપતિજી બહુ પરિવારે આવીયા,
માય-જિનનેજી, વાંદી પ્રભુને વધાવીયા ૨

[ અહિં પ્રભુને ચોખાથી વધાવવા ]

## ત્રોટક

વધાવી બોલે- "હે રત્નકૂખ-ધારિણી તુજ સુતતણો
હું શક્ર સોહમ નામે, કરશું જન્મ મહોત્સવ અતિઘણો" ૧
એમ કહી, જિન પ્રતિબિંબ સ્થાપી, પંચરૂપે પ્રભુ ગ્રહી,
દેવ દેવી નાચે હર્ષ સાથે, સુરગિરિ આવ્યા વહી ૨

## ઢાળ

(પૂર્વની)

મેરુ ઉપરજી પાંડુકવનમેં ચિહું દિશે,
શિલા ઉપરજી સિંહાસન મન ઉલ્લસે,
તિહાં બેસીજી શક્રે જિન ખોળે ધર્યા,
હરિ ત્રેસઠજી બીજા તિહાં આવી મળ્યા ૩

### ત્રોટક

મળ્યા ચોસઠ સુરપતિ તિહાં, કરે કળશ અડ જાતિના.
માગધાદિ જળ તીર્થ ઔષધી, ધૂપ વળી બહુ ભાતિના ૧

અચ્યુતપતિએ હુકમ કીનો-, "સાંભળો દેવા સવે !-
"ખીરજલધિ-ગંગાનીર લાવો ઝટિતિ જિન મહોત્સવે." ૨

### ઢાળ

( વિવાહલાની દેશી )

સુર સાંભળીને સંચરીઆ, માગધ વરદામે ચલીયા,
પદ્મદ્રહ, ગંગા આવે, નિર્મળ જળ કળશા ભરાવે ૧

તીરથ જળ ઔષધિ લેતાં, વળી ખીરસમુદ્રે જાતાં,
જળકળશા બહુલ ભરાવે, ફુલ, ચંગેરી, થાળા લાવે. ૨

સિંહાસન, ચામર ધારી, ધૂપધાણાં, રકેબી સારી,
સિદ્ધાંતે ભાખ્યા જેહ, ઉપકરણ મિલાવે તેહ. ૩

તે દેવા સુરગિરિ આવે, પ્રભુ દેખી આનંદ પાવે;
કળશાદિક સહુ તિહાં ઠાવે, ભક્તે પ્રભુના ગુણ ગાવે. ૪

### ઢાળ

( રાગ-ધન્યાશ્રી )

આતમભક્ત્યે મળ્યા કેઈ દેવા,
કેતા મિત્તાનુજાઇ,
નારી પ્રેર્યા, વળી નિજ કુલવટ,
ધર્મી ધર્મ સખાઈ,
જોઇસ, વ્યંતર, ભુવનપતિના,

વૈમાનિક સુર આવે,
અચ્યુતપતિ હુકમે ધરી,
કળસા અરિહાને નવરાવે. આ૦ ૧

અડ જાતિ કળશા પ્રત્યેકે,
આઠ આઠ સહસ પ્રમાણો,
ચઉસઠ સહસ્સ હુઆ અભિષેક,
અઢીસે ગુણા કરી જાણો,
સાત લાખ ઉપર એક કોડી,
કળશાનો અધિકાર,
બાસઠ ઇંદ્રતણા તિહા બાસઠ,
લોકપાલના ચાર આ૦ ૨

ચંદ્રની પંક્તિ છાસઠ છાસઠ,
રવિસેણી, નરલોકો,
ગુરુસ્થાનક સુર કેરો એકજ,
સામાનિકનો એકો,
સોહમપતિ, ઈશાનપતિની,
ઇંદ્રાણીના સોલ,
અસુરની દશ ઇંદ્રાણી
નાગની બાર કરે કલ્લોલ આ૦ ૩

જ્યોતિષ વ્યંતર ઇંદ્રની ચઉ ચઉ,
પર્ષદા ત્રણનો એકો,
કટકપતિ, અંગરક્ષક કેરો-
એક એક સુવિવેકો,
પરચુરણ સુરનો એક છેલ્લો,
એ અઢીસે અભિષેકો,

ઇશાનઇંદ્ર કહે– "મુજ આપો
 પ્રભુને ક્ષણ અતિરેકો." આ૦ ૪

તવ તસ ખોળે ઠવી અરિહાને
 સોહમપતિ મનરંગે,
વૃષભરૂપ કરી શૃંગ જળે ભરી
 ન્હવણ કરે પ્રભુ અંગે,
પુષ્પાદિક પૂજીને છાંટે
 કરી કેસર રંગ રોલે,
મંગળદીવો આરતી કરતાં
 સુરવર 'જય જય' બોલે. આ૦ ૫

ભેરી, ભૂંગલ, તાલ બજાવત
 વળીયા જિન કર ધારી,
જનનીઘર માતાને સોંપી,
 એણી પરે વચન ઉચ્ચારી,
"પુત્ર તમારો, સ્વામી હમારો,
 અમ સેવક આધાર,"
પંચધાવી રંભાદિક થાપી,
 પ્રભુ ખેલાવણહાર. આ૦ ૬

બત્રીશ કોડિ કનક મણિ,
 માણિક, વસ્ત્રની વૃષ્ટિ કરાવે,
પૂરણ હર્ષ કરેવા કારણ
 દ્વીપ નંદીસર જાવે,
કરીય અઠ્ઠાઈ ઉત્સવ દેવા,
 નિજ નિજ કલ્પ સધાવે,
દીક્ષા કેવલ ને અભિલાષે,
 નિત નિત જિન ગુણ ગાવે. આ૦ ૭

તપગચ્છ ઈસર સિંહસૂરીસર
કેરા શિષ્ય વડેરા,
સત્ય વિજય પન્યાસતણે પદ
કર્પૂર વિજય ગભીરા,
ખિમાવિજય તસસુજસવિજયા-
શ્રીશુભવિજય સવાયા,
પંડિત વીરવિજય શિષ્યે
જિન જન્મમહોત્સવ ગાયા આ૦ ૮

ઉત્કૃષ્ટા એકસો ને સીત્તેર,
સંપતિ વિચરે વીશ,
અતીત અનાગત કાળે
અનંતા તીર્થંકર જગદીશ,
સાધારણ એ કળશ જે ગાવે
શ્રી શુભ વીર સવાઇ,
મંગળલીલા સુખભર પાવે,
ઘર ઘર હર્ષ વધાઇ આ૦ ૯

ઈતિ શ્રી પંડિત વીરવિજયજી કૃત સ્નાત્ર પૂજા સમાપ્ત

અહિં કળશાભિષેક કરીયે પછી દૂધ, દહીં, ઘૃત, જલ અને સાકર, એ પંચામૃતનો પખાલ કરીયે પછી પૂજા કરી પુષ્પ ચઢાવીએ પછી લુણ ઉતારી આરતી ઉતારવી પછી પ્રતિમાજીને આડો પડદો રાખી સ્નાત્રીઆએ પોતાના નવઅંગે કંકુના ચાંલ્લા કરવા, પછી પડદો કાઢી નાખી મંગલદીવો ઉતારવો



# ૨

# આરતિઓ.

## શ્રી આદિનાથની આરતિ. ૧

જયજય આરતિ આદિ જિણુંદા,
નાભિરાયા મરુદેવીકો નંદા; જયજય. ૧

પહેલી આરતિ પૂજા કીજે,
નરભવ પામીને લાહો લીજે; જયજય. ૨

દૂસરી આરતિ દીન દયાળા,
ધુળેવા મંડપમાં પ્રભુ જગ અજવાળ્યા; જય. ૩

તીસરી આરતિ ત્રિભુવન દેવા,
સુરનર ઈંદ્ર કરે તોરી સેવા; જયજય ૪

ચોથી આરતિ ચઉગતિ ચૂરે.
મનવાંછિત ફળ શિવસુખ પૂરે. જયજય. ૫

પંચમિ આરતિ પુન્ય ઉપાયા,
મુળચંદ રિખવ ગુણ ગાયા; જયજય ૬

## આરતિ ૨ જી

( રાગ-તીરથની આશાતના નવિ કરીએ )

અપચ્છરા કરતી આરતિ જિન આગે,
હાંરે ! જિન આગે રે જિન આગે.

હાંરે ! એતો અવિચળ સુખડાં માગે,
હાંરે ! નાભિનંદન પાસ ........અપ૦ ૧

તાથેઇ નાટક નાચતી પાય ઠમકે,
હારે ! દોય ચરણે ઝાંઝર ઝમકે
હારે ! સોવન્ન ઘુઘરી ઘમકે,
હારે ! લેતી ફુદડી બાળ .. અપ૦ ૨

તાલ મૃદગને વાસળી ડફ વીણા,
હારે ! રૂડા ગાવતિ સ્વર ઝીણા,
હારે ! મધુર સુરાસુર નયણા,
હારે ! જોતી મુખડુ નિહાલ અપ૦ ૩

ધન્ય **મરુદેવી** માતને પ્રભુ જાયા,
હારે ! તોરી કંચનવરણી કાયા
હારે ! મે તો પુરવ પુણ્યે પાયા,
હારે ! દેખ્યો તારો દેદાર અપ૦ ૪

પ્રાણજીવન ! પરમેશ્વર ! પ્રભુ ! પ્યારો,
હારે ! પ્રભુ સેવક છુ હું તારો,
હારે ! ભવોભવના દુખડા વારો
હારે ! તુમે દીન દયાળ અપ૦ ૫

સેવક જાણી આપણો ચિત્ત ધરજો,
હારે ! મારી આપદા સઘળી હરજો,
હારે ! મુનિ માણેક સુખીયો કરજો,
હારે ! જાણી પોતાનો બાળ અપ૦ ૬

## શ્રી શાંતિનાથ પ્રભુની આરતિ

જય જય આરતિ શાંતિ ! તુમારી,
તોરા ચરણ કમલમે જાઉં બલિહારી જય૦ ૧

## મંગળ દીવા. ૨

૧

દીવોરે દીવો મંગલિક દીવો, આરતિ ઉતારો ને બહુ ચીરંજીવો.
સાહામણો ઘેર પરવ દીવાળી, અમર ખેલે અમરા બાળી,
દીપાળ ભણે એણે કુળ અજુવાળી, ભાવે ભગતે વિઘન નિવારી,
દીપાળ ભણે એણે એ કળિકાળે, આરતિ ઉતારી રાજા **કુમારપાળે**
અમ ઘેર મંગલિક તમ ઘેર મંગલિક, મંગલિક ચતુર્વિધ સંઘને હોજો
દીવોરે દીવો મંગલિક દીવો, આરતિ ઉતારણ બહુ ચિરંજીવો.

૨

ચારૂ મંગળ ચાર આજ ઘેર પ્રભુજી પધાર્યાં.

પહેલે મંગલ પ્રભુજીને પૂજું, ઘસી કેસર ઘનસાર. આજ૦ ૧
બીજે મંગલ અગર ઉવેખું, કંઠે ઠવું ફુલહાર. આજ૦ ૨
ત્રીજે મંગલ આરતિ ઉતારૂં, ઘંટ બજાવું રણકાર આજ૦ ૩
ચોથું મંગલ પ્રભુ ગુણ ગાવું, નાચું થેઇ થેઇકાર આજ૦ ૪
રૂપચંદ કહે નાથ! નિરંજન! ચરણ કમળ બલિહાર. આજ૦ ૫

## ચાર શરણાં.

૧

મુજને ચાર શરણાં હોજો, **અરિહંત સિદ્ધ સુસાધુજી;**
**કેવલીધર્મ** પ્રકાશીઓ, રત્ન અમુલખ લાધુંજી. ૧
ચિહુંગતિ તણાં દુઃખ છેદવા, સમરથ સરણા એહોજી;
પૂર્વે મુનિવર જે હૂઆ, તેણે કીધાં સરણાં તેહોજી. ૨

મુ સાગ માહી જીવને, તાસીમ મગણા ચારોજી,
ગણી **સમયસુંદર** એમ કહે, કલ્યાણ મગલ કારોજી ૩

૨

લાખ ચોગમી જીવ ખમાવીએ, મન ધરી પરમ વિવેકોજી,
મિચ્છામિ દુક્કડ દીજીએ, જિનવચને લહીએ ટેકોજી ૧

સાત લાખ ભૂ દગ તેઉ વાઉના, દસ ચૌદ વનના ભેદોજી,
ષટ વિગલ સુરતિરિ નારકી, ચઉ ચઉ ચૌદ નરના ભેદોજી ૨

મુજ વેર નહિ કેહ શું, સહુ શું મૈત્રી-ભાવોજી,
ગણિ **સમયસુંદર** એમ કહે, પામીએ પુન્ય પ્રભાવોજી ૩

૩

પાપ અઢારે જીવ પરિહરો, અરિહત સિદ્ધની સાખેજી,
આલોયા પાપ છૂટીએ, ભગવત એણી પેરે ભાખેજી ૧

આશ્રવ કષાય દોય બધવા, વળી કલહ અભ્યાખ્યાનોજી
રતિ અરતિ પૈશુન નિદના, માયા મોસ મિથ્યાતજી ૨

મન વચ કાયાએ જે કીધા, મિચ્છામિ દુક્કડ દેહોજી,
ગણિ **સમયસુંદર** એમ કહે, જૈન ધર્મનો મર્મ એહોજી ૩

૪

ધનધન તે દિન મુજ કદિ હોશે ? હુ પામીશ સયમ સુદ્ધોજી,
પુન્ય ઋષિ પથે ચાલશુ, ગુરુ વચને પ્રતિબુદ્ધોજી ૧

અન્ત પ્રાન્ત ભિક્ષા ગોચરી, રણવને કાઉસગ્ગ લેશુજી,
સમતા શત્રુ મિત્ર ભાવશુ, સવેગ સૂધો ધરશુજી ૨

સસારના સકટ થકી, છૂટીશ જિનવચન અવધારોજી,
ધન્ય **સમયસુંદર** તે ઘડી પામીશ ભવનો હું પારોજી ૩

**વિશ્વસેન** અચિરાજિકે નંદા,
**શાંતિનાથ** સુખ પુનમચંદા. ........ જય૦ ૨

ચાલીશ ધનુષ્ય સોવનમય કાયા,
મૃગલંછન પ્રભુ ચરણ સુહાયા ........ જય૦ ૩

ચક્રવર્તિ પ્રભુ પાંચમા સોહે,
**સોલમા** જિનવર સુરનર મોહે. ........ જય૦ ૪

મંગળ આરતિ તોરહિ કીજે,
જન્મ જન્મનો લાહો લીજે ........ જય૦ ૫

કર જોડી સેવક ગુણ ગાવે,
સૌ નરનારી અમરપદ પાવે. ........ જય૦ ૬

## શ્રી મહાવીર સ્વામિની આરતિ.

જયદેવ જયદેવ, જય સુખના સ્વામિ! પ્રભુ૦ (૨)
વંદન કરીયે તુજને, (૨) ભવભવના ભામી જય૦ ૧

**સિદ્ધારથના** સુત! **ત્રિશલાના**! જાયા! પ્રભુ૦ (૨)
જશોદાના છો કંથજી (૨) ત્રિભુવન જગરાયા જય૦ ૨

બાલપણામાં આપ ગયા રમવા કાજે, પ્રભુ૦ (૨)
દેવતાએ દીધો પડછાયો, (૨) બીવરાવવા કાજે, જય૦ ૩

એકવારનું રૂપ લીધું છે નાગનું, પ્રભુ૦ (૨)
બીજીવારનું રૂપ (૨) લીધું બાલકનું જય૦ ૪

બાળક બીના સહુ, પોતે નથી બીતા, પ્રભુ૦ (૨)
દેવતાનું કંઈ ન ચાલ્યું (૨) હારી જતા રેતા જય૦ ૫

એવા છે ભગવાન, મહાવીર તમે જાણો, પ્રભુ૦ (૨)
વદે છે મઉ તેને (૨), નમે રાય રાણા જય૦ ૬

## ચોવીશ તીર્થંકરોની આરતિ

જયદેવ જયદેવ જયજય જિનચંદા, પ્રભુ૦ (૨)
પરમ મહેશ્વર દેવા (૨) અમૃત સુખકંદા જય૦ ૧
આદિશ્વર જિનરાજ, સુનંદા સ્વામિ, પ્રભુ૦ (૨)
અજિત અચળપદ પામ્યા (૨) સંભવ ગુણગ્રામી જય૦ ૨
અભિનંદન ભગવાન, સુમતિ જગત્રાતા પ્રભુ૦ (૨)
પદ્મ, સુપાર્શ્વ, જિણંદા, (૨) અભયદાન દાતા જય૦ ૩
ચંદ્ર, સુવિધિ, જગનાથ, શિતલ ઉપગારી, પ્રભુ૦ (૨)
શ્રી શ્રેયાંસને વંદુ, (૨) દુરિત પડલહારી જય૦ ૪
વાસુપૂજ્ય મહારાજ, વિમલ વિમળ પ્રાણી । પ્રભુ૦ (૨)
અનંત ધર્મ પ્રભુજી, (૨) વરીયા શિવરાણી જય૦ ૫
શાંતિ, કુંથુ, અરનાથ, મંગળ કર મલ્લિ. પ્રભુ૦ (૨)
મુનિસુવ્રત, નમિ, નેમ, (૨) કાપો અઘવલ્લિ જય૦ ૬
પાર્શ્વનાથ મહાવીર, જગજન હિતકારી, પ્રભુ૦ (૨)
શિવસુખ અમને આપો, (૨) ભવજલધિ તારી જય૦ ૭
માણેક જૈન સમાજ, અવરિત ગુણ ગાવે; પ્રભુ૦ (૨)
પદ પંકજ પ્રણમી, (૨) સમકિત બીજ વાવે જય૦ ૮

# ચાર સરણાં—અનુવાદ.

( રાગ—ગઝલ કવ્વાલી. )

૧

અરિહંત સિદ્ધ સાધુ, જગમાં પુનિત જે છે;
જિનદેવ ભાખ્યો ધર્મ, સરણો ગ્રહું હું ચારે. —૧
ગતિ ચાર દુઃખ હરે, કરવા ધરાવે શક્તિ;
પ્રાચીન મુનિ ગ્રહ્યાં તે, સરણો ગ્રહું હું ચારે. —૨
સંસાર સમુદ્રમાંથી, નિસ્તારી પાર આપે;
આનંદ કંદ સમ એ, સરણો ગ્રહું હું ચારે. —૩
એ ચાર અમૂલ્ય રત્નો, મંગલિક લોકે ઉત્તમ;
કલ્યાણકારી જનનાં, સરણો ગ્રહું હું ચારે. —૪

૨

ચોરાસીનું લક્ષ યોનિ,—ગત સર્વ જીવ કેરા;
અપરાધ કંઈ કર્યા જે, મિથ્યામે દુષ્કૃતં હો. —૧
લખ સાત પૃથ્વી પાણી, વળી તેઉ વાઉ જીવો;
દશ લક્ષ વનસ્પતિના, મિથ્યામે દુષ્કૃતં હો. —૨
લખ ચઉતિરિ સુરનારક, તેમ ચૌદ નિગોદ પ્રાણી;
વિકલેંદ્રિ લક્ષ ષટના, મિથ્યામે દુષ્કૃતં હો. —૩
લખ ચૌદ મનુષ્ય સાથે, છે મૈત્રી નથી વિરોધ;
બની દીન ખમું ખમાવું, મિથ્યામે દુષ્કૃતં હો. —૪

૩

અરિહંત સિધ્ધ સાક્ષી, એ પાપ ગર્હું મારાં;
આલોચી આત્મસાક્ષી, નિંદું હું પાપ મારાં. —૧
પ્રાણાતિપાત આદિ, સંસાર વધારનારાં;
ક્રોધાદિ કષાય કેરાં, નિંદું હું પાપ મારાં. —૨
નિંદા કરી જે પરની, કુડાં કલંક દીધાં;
સ્મરી તે ઘણુંજ તાપું. નિંદું હું પાપ મારાં. —૩

કરી કલેશ ચાડી દ્વેષે, પરિતાપ પામી આપ્યો,
આદિ દુષ્ટ સ્થાન સેવ્યા, નિંદુ હું પાપ મારા —૪

૪

આદિ ઉપાધિ વ્યાધિ,—ત્રિતાપ સમૂળ છેદી,
બનું શુદ્ધ સમર્થ યોગી, દિન ધન્ય થાશે કયારે —૧
રસ સ્વાદહીન ભિક્ષા,—ગ્રહી ધ્યાન ધારૂ વનમા,
વિચરૂ હુ ઉગ્ર પથે, દિન ધન્ય થાશે કયારે —૨
માનું ન કોઇ શત્રુ, સહુ મૈત્રી ભાવે દેખુ,
સવેગ તરગ ઝીલુ, દિન ધન્ય થાશે કયારે —૩
સભાળી સાધ્ય દૃષ્ટિ, પરહિત નિત્ય સાધુ,
**નરજન્મ પામ્યો દુર્લભ,** ફળવાન થશેજ ત્યારે —૪

## સમાપ્ત.

### શુદ્ધિ પત્રક.

| પેહજ | લીટી | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૪ | ૩ | સ્વરૂપગમણુ | કૃપાગસમય |
| ૮ | ૬ | કપાળમા | મસ્તકે-કપાળમા |
| ૨૧ | ૪ | વર્ષનુ | પૂર્વનુ |
| ૨૭ | ૧૧ | વિડ્ | દ્વિડ્ |
| ૭૫ | ૫ | ભ્રાતા | ત્રાતા |
| ૭૮ | ૪ | દિસે | ભવે |
| ૪૧ | ૧૨ | અરપણો | અરપણા |
| ૫૦ | ૧૬ | છાનોરે | થાનોરે |
| ૬૩ | ૧૭ | ઝઝીરે | ઝાઝીરે |
| ૯૫ | ૧૭ | સધે | સાધે |
| ૧૧૧ | ૮ | શાસનતીગ | શાસનરીત |
| ૧૧૩ | ૧૭ | હોય | દોય |
| ૧૨૭ | ૧૪ | દેખડો | દેખાડો |
| ૧૨૮ | ૫ | નિવગજો | નિવાગજો |

| | | | |
|---|---|---|---|
| ૧૨૮ | ૭ | વિદ્યારમાન | વિરહમાન |
| ૧૨૮ | ૧૩ | સુવિશાળ | શ્રીવિશાળ |
| ૧૨૮ | ૧૪ | ભુજગ | ભુજંગને |
| ૧૨૮ | ૧૫ | અજિતવર્ય | અજિતવીરિય |

૧૨૮ ગાથા ૪ થી પછી પાંચમી આ ગાથા લેવી.

ધનુષ પાંચશે ઉંચી સોહે, સોવન વરણી કાયા;
દોષ રહિત સુર મહી મહીતલ, વિચરે પાવન પાયારે–ભવિકા. ૫

| | | | |
|---|---|---|---|
| ૧૩૪ | ૧૭ | મોહ્યું | મોહ્યો |
| ૧૩૭ | ૧૯ | ભાર | ભવ |
| ૧૪૨ | ૨૦ | ૦ | બેઠા |
| ૧૪૮ | ૧૯ | સહ્યા | સદહ્યા |
| ૧૫૦ | ૧૧ | મંજરી | સંયમી |
| ૧૫૬ | ૧૨ | દિપાવ્યા | પામ્યા |
| ૧૬૦ | ૯ | પાયન્ના | પયન્ના |

૧૬૧ દિવાળીના સ્તવનમાં ગા. ૨–૩ આ પ્રમાણે વાંચવી.

નાથ વિહૂણું સૈન્યજ્યુંરે, વીર વિહૂણોરે સંઘ;
સાધે કોણ આધારથીરે, પરમાનંદ અભંગોરે. વીર૦ ૨

માતા વિહૂણો બાળજ્યુંરે. અરહો પરહો અથડાય;
વીર વિહૂણા જીવડારે, આકુળ વ્યાકુળ થાયરે. વીર૦ ૩

| | | | |
|---|---|---|---|
| ૧૬૩ | ૧૦ | ગ્રહણમાં | ગ્રહગણમાં |
| ૧૭૭ | ૨૧ | છત્રીસ | બત્રીસ |
| ૧૭૯ | ૨૦ | પદે | વદે |
| ૨૦૦ | ૧૦ | કેલજી | કેલીજી |

૨૦૭ ૨૪–૨૫ બે લીટી નવી ઉમેરો.

ચાબખી ચંગી વિવિધરંગી શાસ્ત્ર તણે અનુસાર;
એકાદશી એમ ઉજવો જેમ પામીએ ભવપાર.

| | | | |
|---|---|---|---|
| ૨૧૫ | ૧૩ | માગંત | માતંગ |

૨૧૭ ૨૦ ગાથા ૨૩ મીનું ઉત્તરાર્ધ પદ

ભાવિયે શુદ્ધ નય ભાવના; પાવના શયતણુ ઠામરે–૨૩

| | | | |
|---|---|---|---|
| ૨૨૫ | ૩ | વચ્છા ! | વચ્છ ! |